પ્રકાશક—
ભોગીલાલ ચુનીલાલ કાપડીયા
મણિલાલ ગભરૂચંદ શાહ
મન્ત્રીઓ
શ્રીહેમચન્દ્રાચાર્ય જૈન સભા,
ઠે૦ પીપળાનો શેર, પાટણ (ગુજરાત).
પ્રાપ્તિસ્થાન ઉપરની સભા. મૂલ્ય રૂ. ૧૦)

सा विद्या
या विमुक्तये

---

વિદ્યા, જ્ઞાન કે શિક્ષણ
તે છે જે
બન્ધનોમાંથી છોડાવે.

મુદ્રણસ્થાન
આનંદ પ્રેસ
ભાવનગર

श्रीन्यायविजय-

# सुबोधवाणीप्रकाश

## A Collection of pre-published Sanskrita works composed by Muni Nyāyavijayaji

With

Gujarati translations and prefaces
by the same auther

and With

English translations and prefaces
by different individuals.



Published by

Shri Hemachandrāchārya Jaina Sabhā.
Patan ( Gujarat )

A. D. 1949



# मङ्गल-स्मृतिः



द्यूतादेकपदे निवृत्य मुनितां यो यौवनोपक्रमे
शिक्षाभ्यासमलब्धपूर्व्यधिगतः सङ्कल्पशक्त्युद्धुरः ।
वैदुष्यं क्रमिकप्रयत्नबलतः सम्पाद्य सत्तेजसा
लोकव्यापियशःप्रकाशपुरुणा सत्कर्मयोगोऽचकात् ॥ १ ॥
सूरेर्विजयधर्मस्य गुरोस्तस्य महात्मनः ।
पुण्यस्मरणमाधातुमीहेऽस्मिन् ग्रन्थसङ्ग्रहे ॥ २ ॥

—न्यायविजयः ।

અર્થાત્ જેમણે બાળવયમાં સ્કૂલ કે નિશાળનું શિક્ષણ નહિ મેળવેલું અને જેઓ જુગારની લતમાં પડેલ—એવા જેમણે જુગારમાંથી એકદમ ઓચિંતા ખસીને જુવાનીના ઉદયકાળમાં મુનિદીક્ષા ગ્રહણ કરેલી અને, સુદૃઢ સંકલ્પબળવાળા જેમણે મહેનત અને અભ્યાસબળથી ક્રમશઃ વિદ્યાભ્યાસમાં આગળ વધતા જઈ વિશિષ્ટ પાંડિત્ય પ્રાપ્ત કર્યું, અને પ્રશસ્ત કર્મયોગમાં વિહરણશીલ એવા જેઓ લોકવ્યાપી યશઃપ્રકાશથી ગૌરવિત પોતાના સન્ત જીવનના શુભ તેજથી દેદીપ્યમાન બન્યા, એવા ગુરુદેવશ્રી વિજયધર્મસૂરિજી મહારાજની પુણ્યસ્મૃતિ આ મારા ગ્રન્થસંગ્રહમાં ભક્તિભાવથી અંકિત કરું છું.



ग्रन्थकर्ता मुनिश्रीना गुरुजी



विश्वविख्यात धर्मगुरु पूज्य जैनाचार्य
श्रीविजयधर्मसूरिजी महाराज

# ગ્રન્થસંગ્રહ–પરિચય

મારા અત્યારસુધીમાં જુદા જુદા વખતે રચેલા સંસ્કૃત ગ્રન્થોમાનો ઘણો ભાગ આ સંગ્રહમાં આપવામાં આવ્યો છે—ગૂજરાતી અને અંગ્રેજી અર્થ તથા પ્રસ્તાવનાઓ સાથે. દરેક ગ્રન્થની સાથેનું ગૂજરાતી મારું છે અને અંગ્રેજી જુદા જુદા સજ્જન મહાશયનું છે. જે જે ગ્રન્થનું અંગ્રેજી જેમનું જેમનું છે તેમનું નામ તે તે ગ્રન્થના પ્રારંભમાં પ્રદર્શિત કરવામાં આવ્યું છે. અને કયો ગ્રન્થ કઇ સાલમાં પ્રકાશ પામ્યો એ પણ તે તે ગ્રન્થના પ્રારંભમાં (નામોદ્દેશ પત્રમાં) જણાવવામાં આવ્યું છે. આ પુસ્તકમાં સંગૃહીત ગ્રન્થો નીચે પ્રમાણે છે–

## વિષય-પરિચય

૧ ગ્રન્થમાં અર્હન્, સિદ્ધ વગેરે નવ પદોની સમજ છે.

૨ ગ્રન્થમાં જીવનને અમૃતરૂપ બોધ છે.

૩ ગ્રન્થમાં જીવનને હિતાવહ જ્ઞાન છે.

૪ ગ્રન્થમાં જીવનની ભૂમિ તરીકે બ્રહ્મચર્ય અને વીર્યરક્ષા બાબત શિક્ષા છે.

૫ ગ્રન્થમાં શ્રીમહાવીર દેવનું જીવન અને તેમનો પ્રવચનસાર છે.

૬ ગ્રન્થમાં જૈન દર્શનની શ્રેષ્ઠ વિભૂતિ તરીકે ગણાતી અનેકાન્તદૃષ્ટિનું (સ્યાદ્વાદનું) અવલોકન છે.

૭ ગ્રન્થમાં ભગવાન્ આગળ ભક્તનું આક્રન્દન છે.

૮ ગ્રન્થમાં જીવનના પાઠોનો સાર છે

૯ ગ્રન્થમાં ભક્તનું ગીત છે.

૧૦ ગ્રન્થમાં ત્રણ સંસ્કૃત પત્રો છે, જેમાં પહેલો પત્ર વિદ્યાર્થી જીવનની રૂપરેખા બતાવે છે, બીજો શોકાર્ત્તને આશ્વાસનરૂપ છે અને ત્રીજો આત્મહિતનો ઉપદેશ કરે છે.

૧૧ ગ્રન્થમાં સ્વર્ગત ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજને અંજલિ છે.

૧૨ છેલ્લો ગ્રન્થ અધ્યાત્મતત્ત્વાલોક છે, જેનાં આઠ પ્રકરણો આ છે–

પહેલું પ્રકરણ–'प्रबोधनम्' છે, જેમાં સામાન્ય આધ્યાત્મિક પ્રેરણા છે.

બીજું પ્રકરણ–'पूर्वसेवा' છે, જેમાં આધ્યાત્મિક વિકાસ માટેની પૂર્વભૂમિરૂપ બાબતો નિર્દિષ્ટ છે.

ત્રીજું પ્રકરણ–'अष्टाङ्गयोगः' છે, જેમાં યોગનાં યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ આઠ અંગો તેમ જ યોગની 'મિત્રા' આદિ આઠ દૃષ્ટિઓ બતાવ્યાં છે; અને અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમો ઉપર ઉપદેશ છે.

ચોથું પ્રકરણ-'કષાયજયઃ' છે, જેમાં ક્રોધ, અભિમાન, દંભ અને લોભ એ કષાયોને દૂર કરવાની શિખામણ છે.

પાંચમું પ્રકરણ-'ધ્યાન-સામગ્રી' છે, જેમાં ઇન્દ્રિયજય, મનશુદ્ધિ અને સમતા ઉપર ઉપદેશ છે અને ભાવનાઓનું દિગ્દર્શન છે.

છઠ્ઠું પ્રકરણ-'ધ્યાનસિદ્ધિઃ' છે, જેમાં ધ્યાનનું કથન છે.

સાતમું પ્રકરણ-'યોગશ્રેણી' છે, જેમાં યોગના ભિન્ન ભિન્ન રીતિના પ્રકારો બતાવ્યા છે.

આઠમું (છેલ્લું) પ્રકરણ 'અન્તિમ ઉદ્ગાર' છે, જેમાં જીવનનું ભલું થાય એવો સર્વસામાન્ય સરળ સુગમ જ્ઞાનોપદેશ કરવામાં આવ્યો છે

'અધ્યાત્મતત્ત્વાલોક' ગ્રન્થ પછી 'પ્રકીર્ણકમ્' આવે છે, જેમાં એક સજ્જન ઉપર મારો સંસ્કૃતપત્ર છે. એ પછી 'ઉપદેશસારઃ' આવે છે, જેમાં ઉપદેશનો અન્તિમ સારાંશ છે. એ પછી છેલ્લે 'અન્તર્વેદના અને 'મઙ્ગલ-પ્રાર્થના રજૂ થઇ આ સંગ્રહ-ગ્રન્થ સમાપ્ત થાય છે.

આ પ્રમાણે જ્ઞાનોપદેશનાં વહેણ આમાં પથરાયેલાં હોઇ આ પુસ્તકનું (સંગ્રહનું) નામ 'સુબોધવાણીપ્રકાશ' રાખવામાં આવ્યું છે. ખરી રીતે તો મારા પોતાના શોખની આ રસવતી છે, કિન્તુ બીજાઓને પણ ચાખવાની તક મળે એ માટે એક થાળીમાં બધી ભેગી કરી મૂકવામાં આવી છે. વાચકને ગમશે તો વિશેષ આનન્દ.

—ન્યાયવિજય



# અંગ્રેજી અનુવાદકોનાં નામ

१ महात्मविभूतिना અંગ્રેજી અનુવાદક શ્રી મણિલાલ દોલતચંદ શાહ
બી. એ. એલએલ. બી. પાટણ.

२ जीवनामृतना ,, ગ્રન્થકાર મુનિજી

३ जीवन-हितना ,, ,,

४ जीवन-भूमिना ,, શ્રી ગુણવંતરાય પ્રતાપરાય રિંડાણી બી.એ. જામખંભાળિયા (જામનગર). [ એમની અંગ્રેજી પ્રસ્તાવના સાથે. ]

५ वीर-विभूति-पूर्वार्धना ,, શ્રી બી. ભટ્ટાચાર્ય એમ. એ. પી.એચ ડી. ડાયરેક્ટર ઓરિયન્ટલ ઇન્સ્ટિટ્યુટ વડોદરા [એમની અંગ્રેજી પ્રસ્તાવના સાથે].

वीर-विभूति-उत्तरार्धना ,, શ્રી એન. કે. બંભણીયા, એમ. એ. એલએલ. બી. માંગરોળ (કાઠિયાવાડ).

६ अनेकान्त-विभूतिना ,, શ્રી એ. એસ. ગોપાણી એમ. એ. બરબઈ [ એમના અંગ્રેજી "નોટ" સાથે ].

७ दीनाक्रन्दनना ,, શ્રી દાદાભાઈ મગનલાલ પરીખ બી. એ. એલએલ. બી. પ્લીડર હાઈકોર્ટ વડોદરા.

८ जीवनपाठोपनिषद्ना ,, શ્રી ધર્મસુખરાય જયશંકર વસાવડા, બી. એ. માંગરોળ ( કાઠિયાવાડ ).

९ भक्त-गीतना ,, ગ્રન્થકાર મુનિજી

१० संस्कृत पद्योनां

१ विद्यार्थिजीवनरश्मिना ,, ગ્રન્થકાર મુનિજી

२ आत्मालक्षणना ,, શ્રી મણિલાલ દોલતચંદ શાહ, બી. એ. એલએલ. બી. પાટણ.

३ आत्महितोपदेशना ,, ,,

११ श्रीविजयधर्मसूरिश्लोकाञ्जलिना ,, ગ્રન્થકાર મુનિજી

१२ [illegible]ना ,, સ્વર્ગસ્થ વિદ્વાન્ શ્રી મોતીચંદ ઝવેરચંદ મહેતા ભાવનગર.

પ્રેરણા લેતો રહી અને પોતાના સ્વભાવ તથા વિચાર સુધારતો રહી જીવનશોધનનાં વ્યાપારરૂપ સત્ય, સંયમ, અહિંસા, મૈત્રી, પરોપકાર વગેરે સદ્‌ગુણોને પોતાની અન્દર પ્રગટાવે અને વિકસાવતો જાય–એ જ હેતુ માટે એ અહીં આવ્યો છે અને એમાં જ એના આ પ્રવાસની સફલતા છે.

રામ જેવાને રાવણ જેવાની (એના અન્યાયની) સામે હિંસક પદ્ધતિ ગ્રહણ કરવી પડી એવા અપવાદો પણ છે, જેમાં વિવેકબુદ્ધિથી કામ લેવું જોઇએ. એવા અપવાદોમાં અહંકાર, દ્વેષ કે સ્વાર્થલોભ ન હોય, પણ શુદ્ધ ન્યાયબુદ્ધિ હોય. 'નરો વા કુંજરો વા' જેવું નહિ, પણ નરઃ જેવું કેવળ અસત્ય પણ કયારેક અતિવિકટ પ્રસંગે કેવલ બીજાના રક્ષણ માટે, કેવલ શુદ્ધ બુદ્ધિથી વદવું પડે તો એ આપત્પ્રસંગની વિષમ હાલત ગણાય. માણસ પોતાના પ્રત્યે બીજાની પાસેથી કેવો વ્યવહાર ઇચ્છે છે? એવો વ્યવહાર બીજા પ્રત્યે રાખવાનું ધોરણ સ્થિર થઇ જાય તો મૈત્રીની સાધના સરલ બની જાય, જેની મધુર રોશની પથરાતાં કોઇ પણ સમાજ કે દેશ સ્વર્ગ-સમાન બની જાય.

દાર્શનિક મતમતાન્તરોનો વિસ્તાર બહુ મોટો અને ગંભીર છે. કોઈ આત્મવાદી છે, તો બીજા અનાત્મવાદી; આત્મવાદીમાં પણ કોઈ એકાત્મ-વાદી છે, તો બીજા નાનાત્મવાદી; એ જ પ્રમાણે ઇશ્વરવાદના મતમાં ઘણી ભિન્નતાઓ છે. આ બધાં મન્તવ્યો એકબીજાં સાથે ટકરાતાં રહે છે અને વાદચર્ચાનો વિષય બન્યાં રહે છે. એમ છતાં જગતની સામે એક તત્ત્વ સુનિશ્ચિત છે, અને તે, બધા પ્રાણધારીઓમાં–સમગ્ર જીવન્ત શરીરોમાં "હું" નું વેદન-સંવેદન થાય છે તે. એ સર્વાનુભવસિદ્ધ અને સર્વમાન્ય તત્ત્વના આધાર પર "જીવો અને જીવવા દો" નો ઉપદેશ સર્વગ્રાહ્ય બન્યો છે. કટ્ટરમાં કટ્ટર કહેવાતી નાસ્તિક સંસ્થા પણ એ ઉપદેશને સ્વીકારે છે અને કર્તવ્ય માને છે. એ ઉપદેશ એટલે સુધી માનવસમૂહમાં ઊતરેલો છે કે બીજાના હિતના ભોગે પોતાનું હિત સાધવું એ અનીતિ છે, દોષ છે, પાપ છે એમ માણસમાત્રને સમજાતું છે; એમ સમજાયું છે કે "હું" નું સંવેદન બધા પ્રાણીઓમાં એક સરખું હોવાથી બધાએ પરસ્પર સદ્‌ભાવ અને મૈત્રીથી રહેવું અને વર્તવું જોઇએ; એ રીતે વર્તવામાં જ બધાનાં હિત અને સુખ સમાયાં છે. ટૂંકમાં "હું" ના સર્વમાન્ય તત્ત્વના આધાર પર આખું નૈતિક ધોરણ અથવા સદાચરણનીતિ ગોઠવાઇ જાય છે. જે માણસ "અખો કે અંધારો કૂવો"–મુજબ દાર્શનિક ચર્ચાઓ અને

કલ્પનાજોગી મુસાફર થઈ વિરામ સંસારના રમા આગળ એ બધા વાદોથી વિરક્ત થઈ ગયો હોય તે પણ ઉપર બતાવેલ સર્વવાદ "હું" ના નક્કર પાયા પર પ્રતિષ્ઠિત સદાચરણની તેની (સત્ય-શીલ-સદાચારની) ઉપાસનાથી પોતાનું કલ્યાણ સાધી શકે છે. ખરેખર એ ઉપાસનાના બળે ચિત્તશુદ્ધિ વધતી અને વિકસતી જાય છે અને વિકાસ પામતી પામતી એવી ઉજ્જ્વલ બનવા પામે છે કે અગોચર રહેલાં સત્યો જેવાં હોય તેવાં એ મનુષ્યની દૃષ્ટિને સ્પષ્ટ ભાસે છે. **" વાગતું વાગતું બધું માંડવે આવી જાય છે."**

આ ઉપરથી સમજી શકાય છે કે અનાત્મવાદી પણ જો શુદ્ધ સદાચરણ-પરાયણ રહેશે તો એની એ સાધના આત્મતત્ત્વની સાધનારૂપે જ લેખાવાની એની એ સાધના અજાણ્યે પણ ( આત્મતત્ત્વના સ્વતન્ત્ર અસ્તિત્વથી અજાણ હાલતમાં પણ ) એના આત્માના શુદ્ધીકરણમાં જ પહોંચવાની. એટલે એવો માણસ માન્યતાની દૃષ્ટિએ અનાત્મવાદી કહેવાવા છતાં વર્તનની દૃષ્ટિએ આત્મવાદી છે. જ્યારે આત્મવાદીનું વર્તન જો આત્માને હિતાવહ ન હોય, સદાચરણપૂત ન હોય તો એ માન્યતાથી ભલે આત્મવાદી કહેવાય, પણ વાસ્તવિક રીતે અનાત્મવાદી છે, બોલવા પૂરતો જ એ આસ્તિક છે, બાકી નાસ્તિક છે—સ્વપરને ભયરૂપ બને એવો. આ જ પ્રમાણે ઈશ્વરવાદની બાબત. ઈશ્વર કે પરમાત્મા સદાચરણી બનવાનું, વિચાર-વાણી-વર્તનને શુદ્ધ રાખવાનું ફરમાવે છે. હવે જે માણસ ઈશ્વરવાદમાં માનતો નથી, છતાં આ ફરમાનનો અમલ કરે છે, અર્થાત્ સદાચરણના શુભ માર્ગ પર ચાલે છે, તે માન્યતાની દૃષ્ટિએ ભલે નિરીશ્વરવાદી ગણાય, પણ તત્ત્વતઃ ઈશ્વરવાદી છે, ઈશ્વરભક્ત છે. કેમકે એને ઈશ્વરની કલ્પના ન હોવા છતાં એ એ સન્માર્ગ પર ચાલે છે, જે માર્ગે ચાલવાનું ઈશ્વરનું ફરમાન છે. ભગવાન્ વિશ્વંભર છે, એને પૂજક પાસેથી કંઈ જોઈતું નથી. એ જો પૂજકને ફરમાન કરે તો એટલું જ કરે કે, માણસ બન ! જીવનમાંથી દોષો અને બુરાઈઓ દૂર કરી સદ્ગુણી થા ! સદાચરણી અને સત્કર્મો થા ! માણસ એવું જીવન જીવે એટલા માટે જ અદ્વૈતવાદે જડવાદ ઉપરનો મોહ ખંખેરી નાંખી આત્મદૃષ્ટિને જગાવી આત્મારાધક આત્મનિષ્ઠ બ્રહ્મનિષ્ઠ ( શુદ્ધચિદ્રૂપઆત્મવિહારી ) બનવાનું ઉપદેશ્યું દ્વૈતવાદે ચેતનતત્ત્વ સાથે ભળેલ અચેતનતત્ત્વ( જડતત્ત્વ )ને ઓળખી, તેની નિસ્સારતાને સમજી તેને પોતાના ચિત્-સ્વરૂપમાંથી ખસેડવાનું પ્રબોધ્યું, અર્થાત્ નિર્મોહ દશા પ્રાપ્ત કરી પોતાનું શુદ્ધ ચૈતન્યસ્વરૂપ પ્રગટાવવાનું સમજાવ્યું. ક્ષણિકવાદે સમગ્ર દુન્યવી વિસ્તારને ક્ષણિક ( ક્ષણભંગુર ) બતાવી, ક્ષણિક ઉપર મોહ શો ? એમ દર્શાવી મોહવાસનાને હટાવવાના સત્કાર્યમાં

પોતાનો ફાળો આપ્યો. શૂન્યવાદે નાશવન્ત જગતની સમજ પાડીને આખરે બધું સૂનુંસૂનું થઇ જાય છે એવા સર્વસ્પર્શી અનુભવના આધાર પર, સંસારની અસારતાના અર્થમાં, દૌર્જન્યપ્રેરક દુર્મોહનું દૂરીકરણ કરવાના ઇરાદે' શૂન્યવાદ' જણાવ્યો. જ્ઞાનવાદે, લાભકારક વસ્તુને નુકસાનકારક અને નુકસાનકારકને લાભકારક, તેમ જ પ્રિયને અપ્રિય અને અપ્રિયને પ્રિય સમજી લેનારું મન કોનાથી અજાણ્યું છે ? એમ જણાવી, અર્થાત્, વસ્તુની હાલત ગમે તે હોય, પણ તેની કલ્પના જ ચિત્તને આવરી લઈ નાનારંગી બનાવે છે એવી લોકપ્રતીતિને રજૂ કરી સત્ય-શીલ-સદાચારથી સધાનારી ચિત્તશુદ્ધિમાંથી પ્રગટનાર વિશુદ્ધ અનુભૂતિ અને પ્રમિતિ ઉપર જીવનસ્વાસ્થ્યને અવલંબિત હોવાનું નિરૂપ્યું. જગત્કર્તૃત્વવાદે ઇશ્વરનું ઐશ્વર્ય ( સામર્થ્ય ) વર્ણવી તેની તરફ ભક્તિ કેળવવાનું ઉપદેશી તે ભક્તિના અનુસન્ધાનમાં સચ્ચરિત્ર બનવાનું ઉદ્ઘોષ્યું—એ અભિપાયથી કે સચ્ચરિત્ર વગર ભક્તિ નહિ અને ભક્તિ વગર સચ્ચરિત્રનો વિકાસ નહિ. જગત્કર્તા ઇશ્વર નહિ માનનાર વાદે આત્માને સ્વયંભૂશક્તિશાલી બતાવી આત્મા ઉપરનાં કાર્મિક આવરણો-નાં આક્રમણોને ખસેડવામાં પોતના સમર્થ આત્મબળનો ઉપયોગ કરવાનું પ્રરૂપ્યું. આમ પરસ્પર વિરુદ્ધ દેખાતા પૌરાણિક વાદોના પુરસ્કર્તાઓએ પોતપોતાના વાદના પુરસ્કરણના મૂળમાં જીવનને સદ્ગુણી, સદાચરણી, સત્કર્મી બનાવવાનું જ એકમાત્ર મુખ્ય ધ્યેય રાખ્યું છે. આ ધ્યેયને કોઈ પણ વાદી કે મતાવલંબી સાધી શકે છે અને એમ કરી આ પ્રત્યક્ષ દુનિયાને રૂડી બનાવવામાં પોતાનો પ્રશંસનીય ફાળો આપી જાય છે, જેનાથી અધિક શ્રેયસ્કર બીજું શું હોઈ શકે ?

આષાઢ શુદિ ૧, વિ. સં. ૨૦૦૫.<br>
મહાલક્ષ્મીમાતાનો પાડો, જૈન ઉપાશ્રય,<br>
પાટણ ( ગૂજરાત ).

મુનિ ન્યાયવિજય.



# FOREWORD
to the
## Adhyātmatattvāloka

Nyāyatirtha Nyāyavisbārada Muni Shri Nyāyavijayaji Mahārāja, who has sung this Adhyātmatattvāloka, and who has written many other books, is a pious jaina Monk of erudite scholarship. I have had the good fortune of coming in contact with this great soul and all the while I have been impressed with his brillant genius and nobleness of mind. He has sacrificed the pleasures of his life for the sacred cause of Religion–Religion not in its narrow compass, but in its widest extent, and in its true essence. His religious views are very liberal, and far from being sectarian and hence appeal to the hearts of people, belonging to different sects He discards all the paraphernalia of Religion, and interprets it as one that links together by an immortal chain, the hearts of people at large. He has resorted to the saintly life, it seems, as a consequence of some inward call of heart incapable of being resisted. The book named "Dinākrandanam" [ The wailings of the helpless ] is magniloquent of the surges and tumult of his heart, and his exhortations to God, penned by him in that valuable work, are symbolic of the warbling stream of sympathy and feelings of piety running in the innermost recess of his heart.

He has a very high capacity of delivering public lectures in a homely and convincing style. Whenever he proceeds to the rostrum to deliver a lecture, he is so highly inspired and transported with joy at having to deliver the sacred message of God, that he forgets himself, and his limbs keep time with

the tunes of his heart. This is largely responsible for the ineffaceable stamp he leaves on the minds of the audience.

His religious tolerance exposes his translucent heart and gathers round him many an admirer [ both western and eastern]. He freely mingles with the students as is evidenced by his advice to the students, written in Sanskrita verses, during his stay for four months at Bombay, and instills knowledge into their minds. It is this affability of heart, this dignified simplicity, this magnanimity of mind, this rich learning, that makes others bow their heads before him in deep reverence.

His mastery over the Sanskrita and Prâkrita languages, is indeed laudable. The Jaina monks deserve a great deal of credit in keeping these languages alive and the worthy Muni-Sbri has fairly contributed to the Sanskrita literature by his compositions.

He is an author of many books of which his वीर-विभूति, दीनाक्रन्दनम् and this अध्यात्मतत्त्वालोकः, are of out-standing merits and are valuable treasures. In his वीर-विभूति he has paid a glowing tribute to Lord Mahâvira and this nice book should claim a front place in the library of every student fond of literature.

*This Adhyâtmatattvaloka is a work highly bewitching* the hearts of the Sanskrita-knowing readers. He has also undergone the trouble of gracing this work by his Gujarati translation and by a learned man's English translation, and the readers are largely helped by these translations. He has also turned this Sanskrita work to Prâkrita for the benefit of the Prâkrita-students.

Poetry is the soul of literature, and the Muni Shri has marvellously got hold of this soul. His verses are bedecked *with simplicity coupled with dignity*. The smooth and unchecked flow of his poetry is really charming and fascinates the readers. It is an echo of the ruminations of his heart. Every verse slides forth into another in an unbroken link. His heart flings a word and the word easily settles itself in a beautiful rhyme.

The Gujarati preface to this work is very nice. It is an intelligent summary of his philosophical ideas. Man, as he says, is steeped in deep ignorance and hankers after material happiness. He is, so to say, raising delusive turnips at his farm, and does not realize the true form of happiness. He is at his wit's end to find out where the real and abiding happiness resides. There is no peace without the purification of the soul and the latter can only be achieved by pious conduct. Man has to keep at bay the formidable enemies like Lust, Pride, Anger and Avarice. He lays special stress on this pious conduct and by a logical chain of arguments, hammers out the truth that 'A well-behaved infidel far surpasses a man of faith, divested of pious conduct.' Society stands unshaken on the rock of this eternal truth, contained in Sadachara.

The pinnacle of man's glory lies in the development of the soul, the effulgent being with its all-ambient rays. The soul is an entity distinct from all the material world. The Muni-Shri has clearly brought to light the mingled though truly separate, existence of soul. The senses perform their functions, but their manipulation rests entirely with this supreme being in the body.

With the realization of this soul, man understands, as he says, the theory of Rebirth. He has lucidly expounded this theory. He has also analysed life into its various aspects and holds out an immaculate mirror to life. He tries to render the imperrious perrious by a smooth flow of arguments.

He does not believe in the word 'accident,' and dives deep into its reason, arriving at the conclusion that 'Every effect has a cause.' He advises all to go on doing good deeds, because the accumulation of good deeds is sure to blaze forth at the proper time.

He lively endorses the view that the non-acceptance of soul, rebirth and the existence of God, would plunge the world into the bottomless ocean of chaos. In such a state the very life itself would be stripped of all its pleasures and encircled by the tremendous clouds of dismay and disappointment.

સંગ્રહસ્થ અન્તિમ ગ્રન્થ

" अध्यात्मतत्त्वालोक " ની

# પ્રસ્તાવના卐

માણસ સમજે છે કે વિષયો—ભૌતિક વિષયો સાંપડવાથી સુખી થવાય. જરૂર, ભૌતિક સાધનો પૂરતા પ્રમાણમાં સાંપડવાથી અમુક હદે જિન્દગીની કેટલીક મુશ્કેલીઓનો અન્ત આવી જાય; પણ એટલેથી સુખ પ્રાપ્ય નથી. સાચા સુખ માટે ભૌતિક સગવડ બસ નથી. હજાર ભૌતિક સગવડ હોય, છતાં સંસ્કારવિહીન અન્તઃકરણની હાલત અશાન્ત રહે છે. તમામ પ્રકારનાં ભૌતિક સાધનો હોવા છતાં અસંસ્કારી હૃદયમાં ફફડાટ કાયમ જ રહે છે. એનું જીવન બહુધા સન્તપ્ત, વ્યાકુલ અને વ્યગ્ર રહે છે. નિઃસન્દેહ, ભૌતિક સગવડ પર સુખની ઇમારત ખડી થઇ શકવાનું માનવું એ એક ભ્રમદૃષ્ટિ છે. એ જ 'અન્ધકાર'ને લીધે પ્રાણી બહુ લાંબા કાળથી દુઃખી હાલતમાં રખડી રહ્યો છે; એની આટલી કફોડી સ્થિતિ એ મિથ્યાદૃષ્ટિએ જ કરી છે એ "મિથ્યાત્વ" ખસે અને સદ્દૃષ્ટિ પ્રાપ્ત થાય તો સુખનો માર્ગ સરળ થાય.

સાચું જીવન શું છે એ ન સમજાય ત્યાં લગી ગમે તેટલાં પ્રચુર સાધનો ને સગવડો પણ માનસિક પરિતાપને શમાવવા સમર્થ ન થાય. ચિત્તના દોષો, મનના વિકારો અને અન્તઃકરણની મલિનતા માણસને હજાર સગવડભર્યાં સાધનો વચ્ચે પણ હેરાન કરે છે. આન્તર જીવનની મલિન દશામાં દરિયા જેટલી લક્ષ્મી કે મહાન્‌માં મહાન્ સામ્રાજ્ય પણ સુખ આપી શકતું નથી. સુખનું સ્થાન અન્તઃકરણ છે. એના પર મેલનાં થર બાઝેલાં હોય ત્યાં લગી, ચાહે ગમે તેટલાં સગવડીયાં સાધનો વિદ્યમાન હોય, સાચું સ્થિર સુખ ન હોય. કાદવભર્યા ભાજનમાં દૂધ રેડાય તો એ દૂધ પણ કાદવ જ બની જાય ને ! તેમ બહારનાં સાધનો દ્વારા નીપજવાનું સુખ પણ માનસિક વિકારમાં ભળીને શાન્તિરૂપ ન રહેતાં અશાન્તિમાં પરિણમી જાય.

---

卐 આ પ્રસ્તાવના અધ્યાત્મતત્ત્વાલોકની અગાઉની આવૃત્તિઓમાં પ્રગટ થયેલી.

આ પરથી ખુલ્લું થાય છે કે સુખની પ્રાપ્તિ માટે અન્તઃકરણની નિર્મલતા અપેક્ષિત છે. અન્તઃકરણ સ્વચ્છ કાચના પ્યાલા જેવું ઉજ્જવળ થવું જોઈએ. ચિત્તની ઉજ્જવળ સ્થિતિ એ જ સુખનું ઉદ્ગમસ્થાન છે, ઉજ્જવળ ચિત્તભૂમિ એ જ સુખ-નિષ્પત્તિની ફલદ્રૂપ ભૂમિ છે. એ માટે ચિત્તના દોષોને ખંખેરવાની જરૂર છે. ક્રોધ, મદ, બેઈમાની, માયા, તૃષ્ણા, મત્સર, ઇર્ષ્યા, દ્વેષ એ બધા ચિત્તના દોષો છે. મનના એ વિકારોને ધોયા વગર સુખની આશા રાખવી સર્વથા અસ્થાને છે. એ માલિન્યને ધોયા વગર ઇન્દ્ર, ચન્દ્ર, નરેન્દ્ર કે મહેન્દ્ર કોઈ સુખી થઈ શકતો નથી. જે પોતાની આન્તર શુદ્ધિ સાધી શકયો છે તેને ભૌતિક સાધનોની સગવડ કમ હોય અને એથી બહારની અગવડના અનુભવનો સામનો કરવો પડે, તો પણ તેના ચિત્તની શાન્તિ અબાધિત રહે છે. આન્તરકશુદ્ધિધારકની વિકસિત જ્ઞાનદૃષ્ટિ સુખ-દુઃખનો સાચો હિસાબ કરી જાણતી હોવાથી, સુખ-દુઃખના ઉદયના ખરા રસ્તાઓ જાણતી હોવાથી દુઃખના વખતે પણ તેનામાં પોતાની આત્મ-શાન્તિને સુરક્ષિત રાખવાનું સામર્થ્ય હોય છે. આ પરથી સાચું સુખ કયાં છે એ સ્પષ્ટ થાય છે. એક જ સુગમ શબ્દમાં એ વાત કહેવી હોય તો કહી શકાય કે સાચું સુખ સદાચારમાં છે. વિચાર અને આચરણની શુદ્ધિ એનું નામ સદાચાર. શુદ્ધ ભાવના અને પવિત્ર વર્તન એનું નામ સદાચાર. સત્ય, સંયમ, ત્યાગ, સન્તોષ, અનુકમ્પા, મૈત્રી આદિ ગુણોથી જીવનનું સંસ્કરણ એનું નામ સદાચાર. આ પ્રકારનું સંસ્કારશાલી જીવન એ જ ખરી રીતે જીવન છે. સાચું ડહાપણ અને સાચું બળ એ પ્રકારનું જીવન જીવવામાં જ છે. વાસ્તવિક સુખ ને શાન્તિ એ પ્રકારના જીવનમાં જ વિલસે છે.

આત્મા, પરલોક કે ઇશ્વર એ તત્ત્વોના અસ્તિત્વ પર જેની આસ્થા બેસતી નથી, પ્રામાણિકપણે પરામર્શ કરવા છતાં, પોતાની વિચારશક્તિનો જિજ્ઞાસુ વૃત્તિએ ઉપયોગ કરવા છતાં જેની બુદ્ધિમાં એ તત્ત્વો ઊતરતાં નથી, તે એ તત્ત્વો ન માનવાને અંગે 'નાસ્તિક' કહેવાય છે. આવા મનુષ્યોમાં કેટલાક રૂડા નૈતિક આદર્શના પૂજક પણ હોય છે. આવા 'નાસ્તિક' ગણાતાઓ પણ નીતિ અને સદાચારની ઉપાસનામાં તત્પર હોય છે. આવા મનુષ્યો, આત્મા અને ઇશ્વરને માનીને જે કરવાનું છે તે, તેને વગર માન્યે કરતા હોય છે. આવા દાર્શનિક દૃષ્ટિએ 'નાસ્તિક' કહેવાતાઓ પણ નૈતિક દૃષ્ટિએ આસ્તિક હોય છે અને પોતાના જીવનનું શ્રેય સાધતા હોય છે. આ પરથી જણાય છે કે દાર્શનિક દૃષ્ટિએ જ્યાં નાસ્તિકતા હોય છે ત્યાં પણ જો સદાચાર-નીતિનું યોગ્ય પાલન હોય તો તે પોતાનો મંગળ પ્રકાશ પાથરે છે; અને

આખરે, એ નીતિસાધના વિશેષ ઉત્કર્ષને પ્રાપ્ત થતાં, પરિણામ એ આવે છે કે એના બધા ભ્રમો ભાંગી ભુક્કા થાય છે અને એને સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય છે.

આ પરથી સમજાવું જોઇએ કે સદાચારનો નૈતિક આદર્શ માણસને તત્ત્વદૃષ્ટિ (પરોક્ષતત્ત્વશ્રદ્ધા)ની ગેરહાજરીમાં પણ કલ્યાણભૂમિ પર ચઢાવે છે. ઇશ્વરકર્તૃત્વ, જેની ઉપપત્તિ કેટલાક દાર્શનિકો અશક્ય બતાવે છે, તેમાં માનીને પણ કેટલાક તેમાંથી પ્રેરણા મેળવે છે, તેઓ ઇશ્વરકર્તૃત્વ વિષેની શ્રદ્ધામાંથી ઇશ્વરભક્તિ જગાવી ઇશ્વરની સત્ય, અહિંસા આદિ આજ્ઞાઓનું પાલન કરવા તત્પર થાય છે, અને એ આજ્ઞાઓના પાલનથી પોતાનું શ્રેય સાધે છે.

આ પરથી ફલિત થાય છે કે જીવનવિધિ એ જ મુખ્ય પ્રશ્ન છે. અને સુખની સાચી ચાવી એમાં જ રહેલી છે. આત્મા, પરલોક કે ઇશ્વરમાં માનીને પણ જીવનશોધનની સાધના ન હોય, સદાચારનું પાલન ન હોય તો તેવી માન્યતા માત્રથી શું કલ્યાણ સધાય ? આત્મા અને ઇશ્વરવાદના સિદ્ધાન્તની ખરી અને મોટી ઉપયોગિતા જીવનની શુદ્ધિ કરવામાં છે, આત્મ-જીવનને વિકસિત બનાવવામાં છે, સદાચારના માર્ગે પ્રગતિ કરવામાં છે. એ પ્રકારની જીવનક્રિયા જ્યાં વિકસ્વર હોય છે, ત્યાં તત્ત્વજ્ઞાન (Logical philosophy) સંબંધી કોઈ બાબતના ભ્રમ કે સંશય જો હયાતી ધરાવતા હોય તો તે જીવનસાધનનાં વિષયમાં કશી બાધા નાંખવા સમર્થ થતા નથી. તે બાપડા, સદાચારદૃષ્ટિના પુણ્ય અને પ્રખર તેજ આગળ જરા પણ માથું ઉંચકી શકતા નથી. જીવનસાધનની વેગવતી પ્રવૃત્તિ આગળ તે બીચારાઓને પડ્યા પડ્યા સડવા સિવાય બીજી કોઇ ગતિ રહેતી નથી. મતલબ એ જ નિકળે છે કે **સદાચારવિહીન આસ્તિક કરતાં સદાચારસમ્પન્ન નાસ્તિક ઘણો દરજ્જે સારો છે.**

આ સંગ્રહ-પુસ્તકમાં છેલ્લો ગ્રન્થ "અધ્યાત્મતત્ત્વાલોક" છે, એ નામાભિધાનમાં પ્રથમ પ્રયોગ 'અધ્યાત્મ' શબ્દનો છે, જે એ ગ્રન્થનો શું વિષય છે તે જાહેર કરે છે. 'અધ્યાત્મ' નો અર્થ 'આત્મહિતને અનુકૂલ આચરણ એવો થાય છે; એટલે એ પણ જીવનવિધિનો જ નિર્દેશ કરે છે. આત્મહિતને અનુકૂલ આચરણ એટલે સદાચરણ. જો કે અધ્યાત્મની ઉચ્ચ ભૂમિકાનું જીવન બહુ ગંભીર, બહુ સૂક્ષ્મ અને કલ્પનાતીત હોય છે, તથાપિ તે હદે પહોંચવા માટે અગાઉ સદાચરણની કેટલીયે સીઢીઓ પસાર કરવી પડે છે. અતએવ એને માટે આત્માની ખાત્રી થવા સુધી રાહ જોવાની ન હોય. સાચું તો એ છે કે, સદાચરણ દ્વારા જેમ જેમ આન્તર મલ ધોવાતો જાય છે તેમ તેમ આત્મશ્રદ્ધાનો પ્રકાશ પ્રકટ થાય છે

કરવામાં સાધનભૂત છે, અતએવ એમના દ્વારા વિષયને ગ્રહણ કરનાર જે છે તે ખચીત એમનાથી ભિન્નરૂપે સિદ્ધ થાય. ઇન્દ્રિયોને વિષયગ્રાહક ( વિષયગ્રાહક આત્માના સ્થાને ) માનીએ તો વાંધો આવે છે. કેમકે ઇન્દ્રિયો એક નથી, પાંચ છે, અને તે એક એકથી જુદા જુદા એક એક ચોક્કસ વિષયનું ગ્રહણ થાય છે; તેમ છતાં એ બધાય ભિન્ન ભિન્ન વિષયોના જ્ઞાતા તરીકે તો કોઇ એકનો જ અનુભવ થાય છે. દાખલા તરીકે, રૂપગ્રહણ ચક્ષુથી થાય છે અને રસાદિગ્રહણ રસના આદિ ઇન્દ્રિયોથી થાય છે, છતાંય ચક્ષુદ્વારા જે, રૂપનો ગ્રાહક છે તે જ, રસનાદિદ્વારા રસાદિનો ગ્રાહક છે, અર્થાત્ ચક્ષુ આદિ બધી ઇન્દ્રિયોદ્વારા રૂપાદિ વિષયોનો ગ્રાહક (જ્ઞાતા) એક જુદો અનુભવાય છે. દૃષ્ટિથી દર્શન થતાં દ્રષ્ટા તરીકે દૃષ્ટિ નથી અનુભવાતી, પણ એક અન્ય જ શક્તિ અનુભવાય છે, અને તે જ શક્તિ, સ્પર્શનથી સ્પર્શ થતાં સ્પ્રષ્ટા તરીકે પણ અનુભવાય છે; તે જ, રસનાથી ચાખતાં ચાખનાર અને નાકથી સુંઘતાં સુંઘનાર તરીકે પણ અનુભવાય છે, અને તે જ, શ્રવણથી શ્રવણ કરતાં શ્રોતા તરીકે પણ અનુભવાય છે આથી ઇન્દ્રિયોથી પર એવી કોઇ શક્તિ સિદ્ધ થાય છે. ઇન્દ્રિયોને જ વિષયગ્રહણનાં સાધન અને વિષયગ્રાહક બેઉ માનીએ તો એ ઉપર જણાવ્યું તેમ, અનુભવથી વિરૂદ્ધ જાય છે. એક દાખલાથી પણ સમજી શકાશે. એક માણસ જે પોતાના નેત્રથી અનુભવો લીધા પછી આંધળો બન્યો છે, તેને પણ પૂર્વે જોયેલા વિષયોના સ્મરણ તો થાય છે હવે અહીં વિચારવાનું છે કે આ સ્મરણશક્તિનો સંઘરો કોણે કરી રાખેલો? જે અનુભવે તે જ સંઘરે અને તે જ સ્મરે એવો પ્રાકૃતિક નિયમ છે. જે જુએ તે જ યાદ કરે. દૃષ્ટિને જોનાર ( દ્રષ્ટા ) તરીકે માનીએ તો દૃષ્ટિ ચાલી જતાં પૂર્વદૃષ્ટને કોણ યાદ કરશે? દૃષ્ટિ ચાલી જતાં પણ આંધળાને પૂર્વ-દૃષ્ટોનું જે સ્મરણ થાય છે તે કેમ ઘટશે? દૃષ્ટિને દ્રષ્ટા તરીકે માનીએ તો વિષયોને જોઇ સ્મરણશક્તિને સંઘરનાર પણ તે જ ઠરશે; અને વખત પર યાદ કરનાર પણ તેને જ માનવી પડશે; અને જો એવું હોય તો દૃષ્ટિના અનુભવો લીધા પછી આંધળા બનેલાને પૂર્વદૃષ્ટનું સ્મરણ કંઇ પણ થઇ શકશે નહિ; કેમકે એની દૃષ્ટિ ચાલી જવાથી દ્રષ્ટા તેમ જ સ્મરણશક્તિને સંઘરનાર એને કોઇ રહ્યો નથી. જ્યારે દૃષ્ટિથી ભિન્ન દ્રષ્ટા માનીએ, ત્યારે દૃષ્ટિ ચાલી જતાં પણ દ્રષ્ટા અને સ્મરણશક્તિનો સંઘરનાર વિદ્યમાન રહેવાથી પૂર્વદૃષ્ટોનાં સ્મરણ ઉત્પન્ન થઇ શકે છે. ઘટનિષ્પત્તિનાં સાધન દંડ, ચક્ર વગેરે કુંભારના ઓજાર કે તૂટી જાય એથી એ કુંભારનું અસ્તિત્વ કંઈ મટી જતું નથી, તેમ દ્રષ્ટાની દૃષ્ટિ ચાલી જવાથી દ્રષ્ટાનું અસ્તિત્વ મટી જતું નથી. એટલું જ નહિ, પણ સાધનના અભાવે તે કુંભાર નવા ઘડા બનાવી ન શકે, પણ અગાઉના બનેલા ઘડાઓનો તો વ્યવહાર કરી શકે, તેમ દ્રષ્ટા દૃષ્ટિ વગરનો થતાં

નવું ન જોઇ શકે, પણ પૂર્વદૃષ્ટોનાં સ્મરણ કરી શકે. દ્રષ્ટા દૃષ્ટિથી જે જે દર્શન કરે છે તેના સંસ્કારનો સંઘરો પણ તે રાખે છે; અને એથી જ દૃષ્ટિની ગેરહાજરીમાં પણ અગાઉના જોયેલા વિષયો તેને યાદ આવે છે. આ ઉપરથી દૃષ્ટિથી ભિન્ન દ્રષ્ટાનું અસ્તિત્વ સાબિત થાય છે. આ પ્રમાણે દૃષ્ટિની જેમ બીજી ઇન્દ્રિયોનું પણ સમજી લેવાય.

પાંચે ઇન્દ્રિયોને ધારણ કરનાર વ્યક્તિ સાંભળીને જુએ છે, જોઈને અડે છે, અડીને સુંઘે છે અને સુંઘીને ચાખે છે, અને એ પ્રમાણે અનુભવ કરી પોતાના અનુભવનો ઉલ્લેખ કરતાં કહે છે કે–" હું કેરીને જોઈ અડયો, અડીને સુંઘી અને સુંઘીને ચાખી. " આ અનુભવમાં જોનાર, અડનાર, સુંઘનાર અને ચાખનાર એક જ હોય એમ સ્પષ્ટ સમજાય છે. એ એક કોણ ? એ ઇન્દ્રિય ન હોઈ શકે, કેમકે જોવાનું, અડવાનું, સુંઘવાનું અને ચાખવાનું એ સઘળું કામ એક ઇન્દ્રિયથી શકય નથી. એ જુદું જુદું એક એક કામ જુદી જુદી એક એક ઇન્દ્રિયથી બને છે. જોનાર (દ્રષ્ટા) તરીકે ચક્ષુને માનતાં તે અડનાર, સુંઘનાર અને ચાખનાર ઘટશે નહિ; અડનાર ( સ્પ્રષ્ટા ) તરીકે સ્પર્શન ઇન્દ્રિયને માનતાં તે જોનાર, સુંઘનાર અને ચાખનાર ઘટી શકશે નહિ; અને સુંઘનાર ( ઘ્રાતા ) તરીકે નાસિકાને માનતાં તે અડનાર, જોનાર અને ચાખનાર બની શકશે નહિ; તેમ જ ચાખનાર ( રસયિતા ) તરીકે રસનાને માનતાં તે જોનાર, અડનાર અને સુંઘનાર ઘટશે નહિ. અતઃ ઇન્દ્રિયોદ્વારા જોનાર, અડનાર, સુંઘનાર, ચાખનાર જે એક છે તે ઇન્દ્રિયોથી પર છે, અને તે આત્મા છે.

પુદ્ગલ( Matter )ના ગુણો જાણીતા છે. કોઇ ભૌતિક જડ તત્ત્વમાં ચેતન્ય નથી. અતએવ ચેતન્ય ( જ્ઞાન ) એ ભિન્ન ગુણ છે. અને એ ઉપરથી એના ધર્મી તરીકે એક ભિન્ન તત્ત્વ સાબિત થાય છે અને તે જ આત્મા છે. યદ્યપિ વેદન યા અનુભવ થવામાં મસ્તિષ્કને નિમિત્તકારણ માની શકાય, પણ કેવળ નિમિત્તકારણથી શું થાય ? ઉપાદાન કારણ તો જોઇએ ને ? ઘડા માટે માટી જ ન હોય તો દંડ, ચક્ર આદિ શું કરશે ? જ્ઞાનગુણના ઉપાદાનની શોધ કરતાં તે કોઇ ભૌતિક તત્ત્વ કે પુદ્ગલનો ગુણ સિદ્ધ ન થતો હોવાથી કોઇ અન્ય સ્વતન્ત્ર દ્રવ્યનો ગુણ ઠરે છે અને એને જ આત્મા, ચેતન, જીવ વગેરે શબ્દોથી કહેવામાં આવે છે. અણુઓમાં જે ગુણ કે શક્તિ હોય છે તે જ ન્યૂનાધિક વિકાસમાં તેનાં સ્થૂલ દ્રવ્યોમાં પ્રકટ થાય છે. અણુઓમાં જે ન હોય તે તેમના સ્થૂલ પિંડમાં કયાંથી આવી શકે ? ચેતન્ય કે જ્ઞાન કોઇ પુદ્ગલનો કે અણુનો ગુણ જ નથી, તો પછી તેના સ્થૂલ પિંડમાં તેનું પ્રાકટ્ય કેમ ઘટે ? રેતીના કણમાં તેલ નથી, એટલે જ તો તેના ઢગમાંથી તેલ નીકળતું નથી, જ્યારે

તલના એક દાણામાં તેલ હોવાથી તેના ઢગમાંથી તે પ્રાપ્ત થાય છે. આની વિરુદ્ધમાં મદિરાનું ઉદાહરણ આપી કોઇ એમ કહે કે મદિરાની અલગ અલગ ચીજોમાં માદકતા ન છતાં તે બધી ચીજોના સંયોગથી જેમ માદકતા ઉત્પન્ન થાય છે, તેમ ભૌતિક તત્ત્વોના વિશિષ્ટ સંયોગે ચૈતન્ય પણ પેદા થવામાં શું હરકત છે ? પરન્તુ સાચી વાત એ છે કે મદિરાની અલગ અલગ ચીજોમાં પણ કંઈ ને કંઈ અંશે માદકતા છે, એટલે જ એ સઘળી ચીજોના સંયોગમાં માદકતાનું પરિણમન વિકસે છે. પરન્તુ અચેતન ભૂતોના વિશિષ્ટ સંયોગે પણ વિલક્ષણ ચેતનશક્તિ કેમ સંભવે ? જગતના ભૌતિક પદાર્થો કે યન્ત્રોમાં ગતિ, પ્રકાશ આદિ જે ગુણો કે શક્તિઓ દેખાય છે તે ગુણો કે શક્તિઓ કંઇ બહારથી નથી આવ્યાં, તે તેમના અણુઓમાંથી પ્રાપ્ત છે. જે અણુઓથી જે દ્રવ્ય કે યન્ત્ર બનેલ છે તે અણુઓમાં તેના ગુણો કે તેની શક્તિઓ મોજૂદ છે, અને તેનું વિકસિત રૂપ તે અણુઓના તે સ્થૂલ દ્રવ્ય કે યન્ત્રમાં પ્રાપ્ત થાય છે. એન્જીનમાં જે ગતિની ઝડપ દેખાય છે તે, વિજળીના દીવામાં જે પ્રકાશ દેખાય છે તે, બીજા પુદ્ગલ દ્રવ્યોમાં [ભૌતિક પદાર્થોમાં] પણ ( ભલે તેના કરતાં ઓછે અંશે ) દેખાય છે. માત્ર વિશિષ્ટ યોગને લીધે વિશિષ્ટ દ્રવ્યોમાં તે ગુણો અને તે શક્તિઓ વિશિષ્ટરૂપે વિકસિત થયેલાં હોય છે. ગતિ, પ્રકાશ આદિ, કોઇ દ્રવ્યમાં મન્દ હોય છે, અતએવ બીજા દ્રવ્યમાં તેનું વિકસિત રૂપ ઘટી શકે છે, તેમ ચૈતન્ય, જ્ઞાન કોઈ પુદ્ગલ ( ભૌતિક ) દ્રવ્યમાં કે સ્થૂલ સ્કન્ધમાં સિદ્ધ થાય છે કે ? જો એમ સિદ્ધ થતું હોય તો તેનું વિકસિત રૂપ શરીરમાં યા મસ્તિષ્કમાં ઘટાવી શકાય. પણ જ્યારે ગતિ, પ્રકાશ આદિની જેમ ચૈતન્ય કોઇ પુદ્ગલ–દ્રવ્યમાં બિલકુલ ઘટિત થતું ન હોય, તો પછી શરીરમાં કે મસ્તિષ્કમાં એ તત્ત્વ કેમ ઘટી શકે ? આપણે અણુઓ નથી જોઇ શકતા, એટલે એના ધર્મો કે ગુણો એનાં સ્થૂલ દ્રવ્યો પરથી માલૂમ કરવામાં આવે છે. આ મુજબ ચૈતન્ય જ્યારે જગતના કોઇ સ્થૂલ પુદ્ગલ–દ્રવ્યમાં ઘટતું નથી, તો અણુઓમાં કેમ ઘટી શકે ? અને અતએવ અણુસંઘાતરૂપ શરીર કે મસ્તિષ્કમાં કેમ જ ઘટે ?

આત્માની સિદ્ધિ થતાં પુનર્જન્મની સિદ્ધિ એની સાથે જ થઇ જાય છે. કેમકે આત્માની સિદ્ધિ એટલે ચૈતન્યરૂપ એક નિત્ય દ્રવ્યની સિદ્ધિ આત્મા સાબિત થાય એટલે એનાં પૂર્વજન્મો પણ સાબિત થાય અને પુનર્જન્મ પણ સાબિત થાય. કેમકે આત્માની એક જિન્દગી પૂરી થતાં પાછી બીજી જિન્દગી એને પ્રાપ્ત થવાની જ. નિત્ય આત્મા ( સંસારી હાલતમાં ) એક શરીરને ત્યાગી ક્યાંય બીજા ખોળિયામાં સ્થિત તો થવાનો જ એટલે એ જ એનો

પુનર્જન્મ. જેનો એક જન્મ જેના પૂર્વ જન્માદિ અપેક્ષાએ પુનર્જન્મ જ છે. જેનો કોઈ જન્મ જેવો ન હોય કે જેની અપેક્ષાએ જન્મ ન હોય. જેનાં જન્મોની ( વિભક્તિક જેવી શ્રેણી ) પરંપરા હમેશાંથી ચાલે છે અનાદિકાળથી ચાલી આવે છે તેમ માનવું જોઈએ છે. આત્માના ભૂતકાળના કોઈ જન્મને સર્વપ્રથમ ગણીએ કે અમુક જન્મનો જન્મ માનીએ તો તેમ માનવું પડે કે આત્મા ત્યાં લગી અજન્મા હતો અને પછી જેને તે પહેલવહેલો નવો જન્મ શરૂ થયો. આમ જો માનવું પડે તો અજન્મા જેવા શુદ્ધ આત્માને પણ કદાચિત્ જન્મ ધારણ કરવાનું સંભવિત બની શકે છે એમ માનવું પડે. અને એમ જો માનવું પડે તો ભવિષ્યમાં મુક્તિ પ્રાપ્ત દશા પામી પણ કદાચિત્ પાછે. જન્મ-પાશ વળગવાનું સંભવિત બની જાય છે અને એથી સ્થિર અને પૂર્ણ મુક્તિનું અસ્તિત્વ ટળી જાય છે. આત્મા કેટલાક કાળ લગી જન્મ વગરનો ( દેહધારણ વિનાનો ) રહી પાછો કદાચિત્ કદાચિત્ ફરી જન્મ ધારણ કરવાનું ચાલુ કરે છે આમ માનવું તો ઠીક નથી. દેહ-ધારણની પરંપરા ચાલે તો અખંડ રૂપે જ ચાલે, વચમાં ક્યારે પણ દેહની કડી તૂટયા વગર યાતિવિશ્ચિત રૂપે જ ચાલે; અને એક વાર દેહનો વળગાડ છૂટ્યો કે પછી એ હમેશાને માટે છૂટી જાય છે એમ માનવું સંગત દેખાય છે.

પુનર્જન્મની સાબિતી માટે અનેક વિચારો પ્રાપ્ત થાય છે અને તે ઉપરથી પણ આત્મા ( આત્માની નિત્યતા ) સિદ્ધ થાય છે.

એક જ માતાપિતાનાં સન્તાનોમાં અન્તર માલૂમ પડે છે. એટલું જ નહિ, એક સાથે જન્મેલ યુગલમાં પણ અન્તર જોવામાં આવે છે. તેમનાં વિદ્યા, શિક્ષણ, બુદ્ધિ, ડહાપણ, અનુભવ અને વર્ત્તન વગેરેમાં ફરક જોવાય છે. એ અન્તરનો ખુલાસો રજવીર્ય અને વાતાવરણની વિભિન્નતા પર જ પર્યાપ્ત નહિ થાય. પૂર્વજન્મના સંસ્કારોનું પરિણામ પણ ત્યાં વિચારવું જોઈએ. ઐહિક કારણો અવશ્ય પોતાની કૃતિ દાખવે છે, પરન્તુ એટલેથી વિચારણા અટકતી નથી. એ કારણો પણ પોતાનો હેતુ માગે છે. મૂળ કારણની શોધ વર્ત્તમાન જિન્દગીના સંયોગોમાં નહિ જડે. એનેસારુ વર્ત્તમાન જિન્દગીના સંયોગોથી આગળ વધવું પડશે.

સંસારમાં એવા પણ માણસો જોવાય છે કે જેઓ અનીતિ અને અના-ચારનું સેવન કરવા છતાં ધની અને સુખી હોય છે, જ્યારે નીતિ અને ધર્મના માર્ગ પર ચાલનારાઓમાં કેટલાક દરિદ્ર અને દુઃખી દેખાય છે. આમ થવાનું શું કારણ? " કરણી તેવું ફળ " ક્યાં? આનો

નિકાલ વર્તમાન જન્મ સાથે પૂર્વજન્મનું અનુસન્ધાન વિચારતાં આવી શકે છે. પૂર્વજન્મના કર્મસંસ્કારો અનુસાર વર્ત્તમાન જિન્દગી ઘડાય છે અને વિશેષ પરિસ્થિતિઓ ઊપજે છે; એ જ પ્રમાણે વર્તમાન જિન્દગી અનુસાર ભવિષ્યની જિન્દગીની વાત; અર્થાત્ પૂર્વજન્મના કર્મસંસ્કારોનાં પરિણામ વર્તમાન જિન્દગીમાં પ્રગટ થાય છે, અને વર્ત્તમાન જિન્દગીના કર્મસંસ્કારોનાં પરિણામ ભવિષ્ય જિન્દગીમાં પ્રગટ થાય છે. એમ શું નથી બનતું કે, કેટલાક બદમાશ, લૂટારા અને ખૂની ઘોર અપરાધ કરીને એવા ગુપ્ત રહી જાય છે કે તેઓ ગુન્હાની સજાથી બચી જાય છે, જ્યારે બીજા નિરપરાધીઓને ગુન્હા વગર ગુન્હાની ભયંકર સજા ભોગવવી પડે છે? કેટલો અન્યાય? કરણી તેવું ફળ કયાં? પણ એ બધી ગુંચવણ પુનર્જન્મ કે પૂર્વજન્મના સિદ્ધાન્ત આગળ ઉકેલાઈ જાય છે. પૂર્વજન્મવિહિત વિચિત્ર કર્મોનાં વિચિત્ર પરિણામ વર્ત્તમાન જન્મમાં ઉપસ્થિત થાય છે.

સ્કુલ, કૉલેજના સમાન સંસ્કૃતિના વિદ્યાર્થીઓમાં પણ એકને જે વિષય સુગમ પડે છે તે બીજાને કઠિન પડે છે. એકને ગણિતનો વિષય કઠિન લાગે છે, જ્યારે બીજાને તે સરળ પડે છે. આનું મૂળ કયાં શોધાય? પૂર્વજન્મના જ્ઞાન–સંસ્કારો પર તેની નિર્ભરતા માનવી જોઇશે. સરખી પરિસ્થિતિમાં પોષાયલાઓમાં પણ એકની બુદ્ધિ અને સ્મરણશક્તિ તીવ્ર હોય છે, જ્યારે બીજાની મન્દ હોય છે. અતએવ સાધન અને ઉદ્યમ સમાન છતાં એકને વિદ્યા કે કળા જલદી ચઢે છે, જ્યારે બીજો એમાં પાછળ રહે છે. એનું શું કારણ હશે? પૂર્વજન્મના અનુસન્ધાન વગર એનો ખુલાસો કેમ થઈ શકે? સરખા અભ્યાસવાળા અને સરખી પરિસ્થિતિમાં ઉછરેલાઓમાં એકને કુદરતી વક્તૃત્વ, કવિત્વ કે સંગીત જેવી શક્તિઓ વરે છે, ત્યારે બીજો જન્મભર તે શક્તિથી વિરહિત રહી જાય છે, અથવા પેલાના વિકાસની સરખામણીમાં ઘણો મન્દ રહી જાય છે. આનું કારણ પૂર્વજન્મના અભ્યાસ–સંસ્કાર જ તો? પાંચ–સાત વર્ષનો બાળક પોતાની સંગીતકળા અને વાદ્યપ્રયોગથી સહૃદય જનતાને મુગ્ધ કરી મૂકે એ પૂર્વજન્મની સંસ્કારશક્તિના સ્ફુરણ વગર કેમ ઘટે? આવાં અનેક ઉદાહરણો પર વિચાર કરી શકાય. જન્મતાંની સાથે જ અશિક્ષિત બાળક સ્તનપાનમાં પ્રવૃત્ત થાય છે એ ઉપરથી પણ પૂર્વભવીય ચૈતન્યની અનુવૃત્તિનું અનુમાન કરી શકાય છે.

પૂર્વજન્મ હોય તો તે યાદ કેમ ન આવે? એમ પ્રશ્ન થાય. પણ વર્તમાન જિન્દગીમાં જ એક અવસ્થાની ઘટના બીજી અવસ્થામાં યાદ નથી આવતી; એક જ જિન્દગીમાં બની ગયેલ બાબતો બધી યાદ નથી આવતી, ઘણી, વિસ્મૃતિમાં અવરાઈ જાય છે, અવરાયેલી રહે છે, તો પૂર્વજન્મની કયાં વાત કરવી? જન્મ-

ક્રાન્તિ, શરીરક્રાન્તિ, ઇન્દ્રિયક્રાન્તિ—આમ આખી જિન્દગીનો ઘરમૂળમાં જ આખો પલટો થાય, ત્યાં પછી પૂર્વજન્મની યાદ કેવી? છતાં કોઈ કોઈ મહાનુભાવને આજે પણ પૂર્વજન્મનાં સ્મરણ થાય છે. એના દાખલા પણ બહાર આવ્યા છે, અને એ બાબતની વિગત હિન્દની પ્રતિષ્ઠિત પત્રિકાઓમાં પ્રકટ પણ થયેલી છે. જાતિસ્મરણની એ ઘટનાઓ માણસને પુનર્જન્મ વિષે વિચાર કરતો મૂકી દે તેમ છે.

માણસનાં કૃત્યોની જવાબદારી પુનર્જન્મથી જળવાય છે. સુજન મહાનુભાવ ને પણ કયારેક ઘોર આપત્તિ આવે છે અને વિના અપરાધે રાજદંડ ભોગવવો પડે છે, પરન્તુ તે વખતે તેની માનસિક શાન્તિમાં પુનર્જન્મનો સિદ્ધાન્ત બહુ ઉપ કારક થાય છે. વર્તમાન જિન્દગીની સત્કૃતિઓનું અનુસન્ધાન આગળ ન હોય તો મનુષ્ય હતાશ થઈ જાય; આફતના વખતમાં તેની ચારે બાજુ અન્ધકાર ફરી વળે.

આપણા (મનુષ્ય) જીવનમાં "અકસ્માત્" ઘટનાઓ કંઇ ઓછી નથી બનતી. એ, અકસ્માત્ (અ-કસ્માત્) (દૃષ્ટ કે પ્રત્યક્ષ કારણનો સંબંધ ન હોવાથી) ભલે કહેવાય, પણ નિર્મૂલ તો કેમ હોઇ શકે? તેની પાછળ મૂળ તો હોવું જોઇએ. અકસ્માત્ પણ કસ્માત્? કોનાથી—શાથી? એની શોધનો વિચાર કરતાં અદૃષ્ટનું—કર્મનું અસ્તિત્વ સમજમાં ઊતરી શકે છે. "પુણ્ય-પાપ" એ કર્મ છે, જેને 'અદૃષ્ટ' પણ કહેવામાં આવે છે. આમ કર્મની સાબિતી થતાં પુનર્જન્મ અને આત્મા પણ આપોઆપ એની સાથે જ સાબિત થઈ જાય છે.

સંસારમાં કોઈ માણસ એમ વિચાર કરે કે:-આત્મા વગેરે કંઈ નથી. જેટલા દિવસો હું આ જિન્દગીમાં મોજશોખ માણું, એટલા જ દિવસો મારા છે. આ જિન્દગીની સમાપ્તિ પછી આ દેહ પાંચ ભૂતોમાં મળી જશે અને 'હું' જેવો કંઈ વ્યવહાર નહિ રહે. હું જીવદયા કરું કે જીવહિંસા કરું, સાચું બોલું કે જૂઠું બોલું, સંયમિત રહું કે ઉચ્છૃંખલ રહું, અથવા જેમ મનમાં આવે તેમ કરું તો તેમાં હરકત જેવું શું છે? કારણ કે મારાં કરેલ કર્મોનો મને દંડ કે પુરસ્કાર આપનાર કોઈ છે જ નહિ. પરન્તુ આવો વિચાર કે ખ્યાલ એકદમ ભ્રમપૂર્ણ છે. આ જિન્દગીમાં કોઇ અનીતિ, અનાચાર, લૂંટફાટ, મારફાડ અને ખુનામરકી કરી ધનવાન્ થાય અને મોજથી ફરે, પણ એનાં એ દુષ્કૃત્યોની જવાબદારી એના પરથી ઉડી જતી નથી. સજ્જનોની દુઃખી હાલત અને દુર્જનોની સુખી હાલત પાછળ ઐહિક પરિસ્થિતિ ઉપરાંત કોઇ અદૃષ્ટ કારણ ન હોય અને એ હાલતનો હિસાબ અહીં ને અહીં પૂરો થઇ જાય, એનું અનુસન્ધાન આગળ ન ચાલે તો આધ્યાત્મિક જગતમાં એ ઓછું અન્ધેર નહિ ગણાય.

કર્મવાદ એક એવું સાવધાન અને ન્યાય્ય વિશ્વશાસન છે કે પ્રાણીમાત્રના કાર્યને યોગ્ય જવાબ આપે છે. માટે જ મનુષ્ય-સમાજને સારો બનાવવામાં કર્મવાદનો સિદ્ધાન્ત, જે પુનર્જન્મવાદનો સ્રષ્ટા છે, તે અત્યન્ત ઉપયોગી છે. એનું એક માત્ર તાત્પર્ય બુરાં કર્મથી ખસી સારાં કાર્ય કરવામાં છે, જેના પરિણામે ઉત્તરોત્તર વિકાસ સાધી પૂર્ણતાએ પહોંચી શકાય.

જન્માન્તરવાદના સિદ્ધાન્તથી પરોપકારભાવના પુષ્ટ થાય છે અને કર્તવ્યપાલનમાં તત્પરતા આવે છે. પરોપકાર કે કર્તવ્યપાલનનાં લૌકિક ફળ પ્રત્યક્ષ છે, છતાં જિન્દગીનાં દુઃખોનો અન્ત ન આવે તો એથી જન્માન્તરવાદી હતાશ થતો નથી. આગામી જન્મની શ્રદ્ધા તેને કર્તવ્યમાર્ગ પર સ્થિર રાખે છે. તે સમજે છે કે કર્તવ્યપાલન કદી નિષ્ફલ ન જાય; વર્તમાન જન્મમાં નહિ, તો આગામી જન્મમાં તેનાં ફળ મળશે. આમ પરલોકના શ્રેષ્ઠ લાભની ભાવનાથી માણસ સત્કર્મમાં પ્રવૃત્ત રહે છે. તેને મૃત્યુનો ભય પણ નથી રહેતો. કેમકે આત્માને નિત્ય યા અમર સમજનાર માણસ મૃત્યુને દેહપલટા સિવાય બીજું કશું જ સમજતો નથી. મૃત્યુને તે એક કોટ ઉતારી બીજો કોટ પહેર્યા જેવું માને છે; સત્કર્મશાલીને માટે તે પ્રગતિમાર્ગનું દ્વાર બને છે એમ તે સમજે છે. આમ મૃત્યુનો ભય જિતવાથી અને જીવન અનન્ત છે એમ સમજવાથી જીવનને ઉત્તરોત્તર વધુ વિકસિત કરવાની વિવેકસુલભ ભાવનાના યોગે તેની કર્તવ્યનિષ્ઠા બલવતી બને છે. આત્માની નિત્યતા સમજનાર એમ સમજે છે કે, બીજાનું બુરું કરવું તે પોતાનું બુરું કરવું છે, અને સમજે છે કે વેરથી વેર વધે છે અને કરેલ કર્મોના સંસ્કારો અનેક જન્માન્તરો સુધી પણ જીવ સાથે લાગ્યા રહી તેનાં ફળ કયારેક લાંબા વખત સુધી પણ ચખાડ્યા કરે છે. આ પ્રમાણે આત્મવાદના સિદ્ધાન્તને સમજનાર માણસ બધા આત્માઓને પોતાના આત્મા સરખા સમજી બધાઓ સાથે મૈત્રી અનુભવે છે અને તેની રાગ-દ્વેષની વાસના ઓછી થતી જાય છે. આ રીતે તેનો સમભાવ પોષાય છે અને તેનો વિશ્વપ્રેમ વિકસતો જાય છે. દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના ભેદો વચ્ચે પણ તેનું દૃષ્ટિસામ્ય (દૃષ્ટિમાં સમભાવ) અબાધિત રહે છે. તે સમજે છે કે મર્યા પછી આગામી જન્મમાં હું કયાં, કઇ ભૂમિ પર, કયા વર્ણમાં, કઇ જાતિમાં, કયા સમ્પ્રદાયમાં, કયા વર્ગમાં અને કઇ સ્થિતિમાં પેદા થઇશ તેનું શું કહી શકાય ? માટે કોઇ દેશ, જાતિ, વર્ણ કે સમ્પ્રદાયના તેમ જ ગરીબ કે ઊતરતી પંક્તિના ગણાતા માણસ સાથે અસદ્‌ભાવ રાખવો, મદ-અભિમાન કે દ્વેષ કરવો વાજબી નથી. આમ, આત્મવાદના સિદ્ધાન્તથી નિષ્પન્ન થતા દૃશ્ય દૃષ્ટિસંસ્કારના પરિણામે આત્મવાદી કે પરલોકવાદી સજ્જન કોઇ પ્રાણી સાથે વિષમભાવ ન રાખતાં 'पण्डिताः समदर्शिनः' ના મહાન્ વાક્યાર્થને

પોતાના જીવનનું ધ્યેય બનાવે છે અને એમ કરી લોકકલ્યાણના સાધન સાથે પોતાના આત્મહિતના સાધનને વણી નાંખવાના કાર્યમાં યત્નશીલ બને છે.

અનેક તાર્કિક મનુષ્યોને ઇશ્વર અને આત્માનાં સમ્બન્ધમાં સન્દેહ રહે છે, પણ જ્યારે તેમના ઉપર કપરી આફત આવે છે અથવા તેઓ ભયંકર વ્યાધિના શિકાર બને છે, ત્યારે તેમના હૃદયનો તાર્કિક જોશ બધો નરમ પડી જાય છે. તે વખતે તેમનું તર્કોદ્દયન-બળ સઘળું વિંખાઇ જાય છે, તેમનો તર્કવિહાર તેમને પોતાને નીરસ લાગવા માંડે છે અને તેમનું મન ઈશ્વરને સંભારવામાં મશગૂલ બને છે. તેઓ ઇશ્વર તરફ ઝુકે છે, તેને સ્મરે છે અને તેની આગળ પોતાની દુર્બલતા, અસહાયતા અને પાપપરાયણતા વારંવાર પ્રકટ કરી પોતાની સમ્પૂર્ણ દીનતા જાહેર કરે છે. અને રોતા હૃદયે ભક્તિપૂર્ણ ભાવથી તેનું શરણ માગે છે. માણસની માનસિક કઠ્ઠરતા ગમે તેટલી હોય, પણ દુઃખના વખતમાં તેમાં જરૂર ફેર પડે છે; કઠોર વિપત્તિના વખતે તેનું છીછરાપણું બધું હવા થઈ જાય છે. તેમાં વળી મરણની નોબત ! એ તો ગંભીરમાં ગંભીર પરિસ્થિતિ, એ વખતે તો કટ્ટરમાં કટ્ટર નાસ્તિક પણ ગળગળો બની જાય છે, એની નાસ્તિકતા ગળી જાય છે, અને, દુઃખના પંજામાંથી છૂટવા માટે કોને વીનવવો, કોનું શરણ લેવું એની શોધમાં એની આંખ ઘૂમવા લાગે છે.

આત્મા, પુનર્જન્મ કે ઇશ્વરનું અસ્તિત્વ સ્વીકારવામાં ન આવે, પુણ્ય-પાપને કલ્પનાસમ્ભૂત મિથ્યા સમજવામાં આવે તો આધ્યાત્મિક જગતમાં કેર વરતાઇ જાય, કરુણ અરાજકતા ફેલાય. એવો વિચાર કરતાંની સાથે જ કે "આત્મા નથી, ઈશ્વર નથી," હૃદયની તમામ પ્રસન્નતા લૂટાઈ જાય છે અને નૈરાશ્યનું ઘોર વાદળ તેના પર ફરી વળે છે.

આત્મા, કર્મ (પુણ્ય-પાપ), પુનર્જન્મ, મોક્ષ અને ઇશ્વર એ પંચક એવું છે કે એકને માનતાં બાકીનાં બીજાં બધાંય એની સાથે આવી જાય છે; અર્થાત્ એકને સ્વીકારતાં પાંચે સ્વીકારાઇ જાય છે અને એકને સ્વીકૃત ન કરતાં પાંચે અસ્વીકૃત થઈ જાય છે. આત્માનો સ્વીકાર થયો કે પુનર્જન્મનો સ્વીકાર થઈ જ ગયો. અતએવ પુણ્ય-પાપ પણ સાથે જ આવી ગયાં. આત્માની પૂર્ણ શુદ્ધિ એ જ મોક્ષ, એટલે મોક્ષનો સ્વીકાર પણ આત્માની સાથે જ આવી જાય; અને મોક્ષ એ જ ઇશ્વરતત્ત્વ, અર્થાત્ પરમ શુદ્ધ આત્મા એ જ પરમાત્મા અને એ જ ઇશ્વર, એટલે ઇશ્વરવાદ પણ આત્મવાદમાં જ આવી જાય છે.

ઇશ્વરસિદ્ધિ માટે લાંબા પારાયણની જરૂર નથી. થોડામાં જ સમજી શકાય તેમ છે કે, જેમ જગતમાં મલિન દર્પણની હયાતી છે, તેમ શુદ્ધ દર્પણની પણ

હયાતી છે, અથવા કહો કે મલિન સુવર્ણની હયાતી છે, તેમ શુદ્ધ સુવર્ણની પણ હયાતી છે; આ પ્રમાણે, અશુદ્ધ આત્માની હયાતી છે, તો શુદ્ધ ( પૂર્ણશુદ્ધ ) આત્માની વિદ્યમાનતા પણ ન્યાયઘટિત છે. મલિન દર્પણ ઉપરથી શુદ્ધ દર્પણનું અસ્તિત્વ પણ ખ્યાલમાં આવે છે, અથવા કહો કે સગી નજરે જોઈ શકાય છે, તેમ અશુદ્ધ આત્મા પરથી શુદ્ધ ( પૂર્ણશુદ્ધ ) આત્માનું અસ્તિત્વ પણ ખ્યાલમાં આવી શકે છે. અશુદ્ધ વસ્તુ શુદ્ધ બની શકે છે, તેમ અશુદ્ધ આત્મા શુદ્ધ બની શકે છે. જીવોની અંશતઃ શુદ્ધિ જોવાય છે, તો પૂર્ણશુદ્ધિ પણ સંભવિત છે; અને જ્યાં એ સધાઈ છે તે જ ઈશ્વર છે.

આત્મા જેમ જેમ પોતાના વિકાસ-સાધનનો અભ્યાસ કરે છે, તેમ તેમ તે વધુ ઉન્નત થતો જાય છે. આત્મા જ્યારે મૂઢ દશામાં હોય છે ત્યારે 'બહિરાત્મા' કહેવાય છે. એ પછી ભદ્રભાવને પ્રાપ્ત થતાં 'ભદ્રાત્મા,' સમ્યગ્દૃષ્ટિને પ્રાપ્ત થતાં 'અન્તરાત્મા', સન્માર્ગ પર પ્રગતિ કરતાં 'સદાત્મા', આત્મવિકાસની મહાન્ ભૂમિકા પર આવતાં 'મહાત્મા', યોગના ઉચ્ચ શિખર પર પહોંચતાં 'યોગાત્મા' અને પરમ શુદ્ધિ( પૂર્ણતા )ને પ્રાપ્ત થતાં પરમાત્મા બને છે. આમ, અભ્યાસનો ઉત્કર્ષ પરા કાષ્ઠાએ પહોંચે છે ત્યારે આત્મા પરમાત્મા બને છે. આમ પરમાત્મા બનવું એ જ ઈશ્વરત્વ કે ઈશ્વરપદનું પ્રાકટ્ય છે. કોઈ એક વ્યક્તિએ જ ઈશ્વરત્વનો ઇજારો રાખ્યો છે એમ નથી, કિન્તુ જે કોઈ આત્મા એ પવિત્ર સાધન-માર્ગે ચાલે, પોતાની સાધનાને વિકસાવતો આગળ વધે અને અન્તતઃ યોગાભ્યાસના ચરમ શિખરરૂપ પૂર્ણ વીતરાગતાએ પહોંચે તે ઈશ્વર થઈ શકે છે.

આ આપણું ધ્યેય છે, સાધ્ય છે એ આપણે સમજીએ. એને સારુ સહુથી પહેલાં સ્વાધ્યાયની જરૂર છે. સ્વાધ્યાય( સ્વ-અધ્યાય )નો ખરો અર્થ આત્માનું અધ્યયન થાય છે. આત્મશુદ્ધિકારક વાચન એ જ સર્વોત્તમ અને કલ્યાણકારક વાચન છે. એનાથી મન પર બહુ સારી અસર થાય છે. એથી ચિત્તના કુસંસ્કારો પર, મનની મલિન વૃત્તિઓ પર સારો ફટકો પડે છે. એથી આત્મામાં શાન્તિ પથરાય છે. આધ્યાત્મિક પવિત્ર વાચન આગળના સત્પુરુષોએ બહોળા પ્રમાણમાં પૂરું પાડ્યું છે. પણ એ શ્રેષ્ઠ વિષયનું જેટલું પરિશીલન કરાય તેટલું ઓછું છે જુદી જુદી રીતે પણ તેનું જેટલું અનુશીલન થાય તેટલું સારું છે. આ ગ્રન્થ (અધ્યાત્મતત્ત્વાલોક)નું સર્જન પણ એ જ અભિપ્રાયથી થયું છે. આત્મહિતૈષી ઉપદેશક કે લેખક પરોપદેશની શૈલીથી પણ ખરી રીતે પોતાને જ ઉપદેશ કરે છે. મારી પણ અહીં એ જ સ્થિતિ છે, અને એ વાતનો ઉલ્લેખ ગ્રન્થસમાપ્તિના શ્લોકમાં મેં કરેલો છે.

આધ્યાત્મિક વિષય વૈરાગ્યપ્રધાન વિષય છે. એમાં છલોછલ વૈરાગ્ય-રસ ભર્યો

હોય છે. રાગ, દ્વેષ, મોહ એ દોષો જ સંસારનાં સર્વ દુઃખોની જડ છે. આધ્યાત્મિક સાહિત્યનાં સર્જન કે સ્વાધ્યાય એ દોષો પર કાપ મૂકવા માટે જ થાય છે. એ રીતે તેનો મુખ્ય વિષય આત્મશાન્તિનો પાઠ ભણાવવાનો હોય છે. ખરેખર જ રાગ, દ્વેષ, મોહની ભીષણતાનો વાસ્તવિક ખ્યાલ આપ્યા વગર આત્મશાન્તિનો પાઠ કેમ ભણાય? સંસારની અસારતા, વિષયોની નિર્ગુણતા, ભોગોની ભયંકરતા, કામની કુટિલતા, શરીરની નશ્વરતા, ઇન્દ્રિયોની માદકતા અને ચિત્તની ચપળતા પર તાદૃશ ચિતાર ખડો કરી વાચકના હૃદય પર નિર્મોહ દશાની ભાવના પેદા કરવી એ જ આધ્યાત્મિક વાઙ્મયનું મુખ્ય કાર્ય છે. તટસ્થપણે વિચાર કરીએ તો જગત્‌ના ભૌતિક પદાર્થોને નાશવાન્ બતાવવામાં અધ્યાત્મશાસ્ત્ર કંઈ ગેરવાજબી કરે છે? આપણે પોતાની સગી આંખે વિષયોની વિષમતા નથી જોતા? પછી ભોગોને બાંડવામાં અધ્યાત્મ-શાસ્ત્ર શું ખોટું કરે છે? ક્ષણભંગુર અને સન્તાપપર્યવસાયી ભોગોમાં લપટાઈ જઈ પોતાના જીવનની દુર્ગતિ કરવી અને આત્મ-શાન્તિના શાશ્વત લાભને ગુમાવવો એને કોઈ પણ સુજ્ઞ ડહાપણ કહેશે ખરો? તેમાં પણ મનુષ્ય-જીવન જેવી ઉચ્ચ સામગ્રી મળવા છતાં માણસ આત્મવિકાસનું લક્ષ્ય ભૂલી જઈ જડવાદની પૂજામાં ઢળી પડે એ કેટલી દુઃખની વાત! જીવનના સર્વોત્તમ આદર્શ પર પ્રકાશ નાખતું આ સદ્‌વાક્ય બસ છે કે—

" प्रापणात् सर्वकामानां परित्यागो विशिष्यते " ( મનુ )

અર્થાત્ સર્વ કામોની પ્રાપ્તિ કરતાં તેનો ત્યાગ ચઢી જાય છે. આનું કારણ શું હશે? ભોગોમાં આત્માનું મૂર્છન છે, જ્યારે એનાથી ઉપર ઊઠવામાં આત્માનો વિકાસ છે. ત્યાગ ( રાગ-દ્વેષનો ત્યાગ, વાસનાનો ત્યાગ, મોહ-મમતાનો ત્યાગ ) એ આધ્યાત્મિક ચિકિત્સા છે. એનાથી આત્મામાં અનાદિ કાળથી ઘર કરી બેઠેલા દારુણ મોહ-રોગોની ચિકિત્સા થાય છે. જેમ જેમ એ ચિકિત્સા આગળ વધે છે, તેમ તેમ આત્માનું આરોગ્ય ખિલતું જાય છે, અને પરિપૂર્ણ ત્યાગથી પરિપૂર્ણ આરોગ્ય ( સ્વાસ્થ્ય ) પ્રાપ્ત થાય છે.

અધ્યાત્મનો ઉપદેશ વાણીમાં કરવો જેટલો સહેલો છે તેટલો આચરવો સહેલો નથી. કેટલાક એવા ઉપદેશકુશલ હોય છે કે પોતાની ઉપદેશકળાથી શ્રોતાઓને વૈરાગ્યની રસધારમાં તરબોળ કરી શકે છે, પણ પોતાની આત્મશુષ્કતાને દૂર કરવાનું કામ તેમને બહુ અઘરું થઈ પડે છે. કહેવું સરળ છે, પણ કરવું કઠણ છે. સંન્યાસ* એ આધ્યાત્મિક જીવનની બહુ ઉચ્ચ કક્ષા છે, પણ તે મોટામાં મોટો પુરુષાર્થસાધ્ય માર્ગ છે. એ મહાન્ માર્ગ પર ચાલવું એ મહાન્ વીર્યવાન્-

---

* 'સંન્યાસ' નો અર્થ અકર્મણ્યતા નહિ, પણ સ્વાત્માના શુદ્ધીકરણમાં વધુ ને વધુ આગળ વધવા સાથે લોકકલ્યાણની વ્યાપક ભાવના.

નું કામ છે. બધાની સરખી યોગ્યતા નથી હોતી. અતએવ અધિકાર વગર લાંબું પગલું ભરનાર નીચે પડે એ સ્વાભાવિક છે. ઉંચી કક્ષા ગ્રહણ કરવા માટે પોતાની યોગ્યતાનું અવલોકન કરવું અને પોતાનું યોગ્ય પરીક્ષણ કરવું જરૂરનું છે. વૈરાગ્યપ્રિય મુમુક્ષુ મનુષ્યને આધ્યાત્મિક કથા તથા ભાવનામાં સારું મન લાગે છે, અને એમાં એ સારો રસ લે છે, છતાં સંસારનો માયા-મોહ તેનાથી છુટી શકતો નથી. આ જાતનાં ઉદાહરણો આપણી નજર સામે ખડાં છે. દીર્ઘકાલિક મોહરસનો નિબિડ લેપ સમજુ માણસને પણ સાધના કરવા દેતો નથી, સાધનાની ભૂમિ તરફ પગલાં માંડતાં એને વિઘ્નભૂત બને છે, એને સાધના કરતાં સ્ખલિત કરે છે અને સાધનામાં આગળ ગયેલાને પણ પાડે-પછાડે છે. મતલબ કે એ "લેપ" નિર્વીર્ય બનવો એ કઠિનમાં કઠિન કામ છે. છતાં વ્યવહારભૂમિ પર વિચરનાર સંસાર-વાસી વર્ગ પણ પોતાના ગૃહસ્થાશ્રમના અગત્યના વ્યવહારને બાધ ન આવે તેમ આધ્યાત્મિક ભાવના ખીલવી શકે છે અને આધ્યાત્મિક જીવન જીવી શકે છે એમાં મુદ્દલ શક નથી. તેઓએ જીવનનો સાચો માર્ગ ધ્યાનમાં લઇ, સંસારમાં રહેવા છતાં સંસાર-વ્યવહારમાં એવા લિપ્ત ન થવું જોઇએ કે મનુષ્ય-જીવન પામ્યાનો સાર ન નીકળે. ગૃહસ્થાશ્રમમાં રહીને પણ તેઓ આત્મવિવેક દાખવી શકે છે અને આધ્યાત્મિક સાધના કરી શકે છે. જેમ જેમ એ સાધના ખીલે છે, તેમ તેમ ગૃહસ્થાશ્રમની પ્રવૃત્તિમાં આસક્તિ મન્દ પડતી જાય છે અને તેમ તેમ અધ્યાત્મયોગ વધુ ખીલતો જાય છે. આ પ્રમાણે ભાવનાવિભૂષિત, દૃષ્ટિસંપન્ન દૃઢ-નિશ્ચયી આત્મા ગૃહવાસમાં પણ મોહાવરણ સામે પોતાનું આત્મબળ ફેરવતો પોતાની આધ્યાત્મિક પ્રગતિ સાધે છે અને જનસમૂહને બોધદાયક તથા પ્રેરક ઉદાહરણરૂપ બને છે.

મે, ૧૯૩૪

—ન્યાયવિજય



कस्य वा न मुदेऽस्यात्सवचालोकोऽस्य सत्कृतिः ।
श्रीन्यायविजयाख्यस्य जैनाचार्यस्य सत्कवेः ?       ॥ ३ ॥

नहि पातञ्जलादन्यो योगो जैनमुनेर्मतः ।
स तु पातञ्जलं तत्त्वमिति को वा वदेद् दृढम् ?       ॥ ४ ॥

आसीत् पतञ्जलेः पूर्वं महावीरो हि योगिराट् ।
संसारक्लेशविध्वंसी योगत्वेन प्रपञ्चितः       ॥ ५ ॥

तन्मताद्भिन्नोऽन्येकं मुनयस्तमुपादिशन् ।
श्रीन्यायविजयोऽप्येव बोधयत्यत्र तन्मतम्       ॥ ६ ॥

जयतु जयतु जैनं प्राक्तनं योगतत्त्वं
तरतु तरतु विश्वं येन संसार-दुःखम् ।
भरतु नयनमार्गेऽस्याप्सवरावलोक-
स्मिपिरपिजनानां मानसेऽस्यौ निमग्नः       ॥ ७ ॥

ता. २२-७-२०
मैसूर

शामशास्त्री ।



卐 卐 卐

ન્યાયવિશારદ–ન્યાયતીર્થ મુનિરાજ શ્રી ન્યાયવિજયજી એ ગૂજરાતની એક વિશિષ્ટ રાષ્ટ્રપ્રેમી વિભૂતિ છે, જેમની સહજસ્ફૂર્તિવાળી વક્તૃત્વશક્તિ અને ઉચ્ચ પ્રકારની સંસ્કૃત કવિત્વશક્તિ વર્ષોથી રાષ્ટ્રના અભ્યુત્થાન તરફ વળી છે. વારાણસીની વિખ્યાત શ્રીયશોવિજયજી જૈન સંસ્કૃત પાઠશાલાએ સમાજને સમર્પણ કરેલા વિદ્વાનોમાં અસાધારણ વ્યક્તિ તરીકે એમનું નામ ઉચ્ચારી શકાય. સ્વર્ગત શ્રીવિજયધર્મસૂરિ ગુરુના સુયોગથી જેમણે તરુણ વયમાંજ વિદ્યા અને પ્રવ્રજ્યા–તરુણીનું પાણિ–ગ્રહણ કર્યું. અત્યાર સુધીમાં એમણે પોતાની વિદ્વત્તાનો, વક્તૃત્વ–શક્તિનો, કવિત્વ-શક્તિનો, સ્વતંત્ર વિચારક–શક્તિનો અને વિવેચક–શક્તિનો લાભ અનેક લેખો, નિબંધો, ગ્રંથો દ્વારા સમાજને આપ્યો છે. એમની પ્રાસાદિક સરસ સુગમ સંક્ષિપ્ત રચનાઓ સંક્ષેપરુચિ જિજ્ઞાસુ સજ્જનોમાં પ્રિય થઈ પડી છે. જુદી જુદી પુસ્તિકાના રૂપમાં અત્યાર પહેલાં પ્રકટ થયેલ એમની સંસ્કૃત પદ્યમાલા, દ્વાત્રિંશિકાઓ, શતકો આદિનો સંગ્રહ એકત્ર કરી એક જ પુસ્તકમાં તેનાં ગૂજરાતી, અંગ્રેજી વિવેચનો સાથે પ્રકાશિત થાય તો તેવા તત્ત્વ–જિજ્ઞાસુ વર્ગને વિશેષ ઉપકારક થાય અને એમની કૃતિઓ એકત્ર સ્વાધ્યાય-પાઠદ્વારા ચિરસ્મરણીય તરીકે જળવાઈ રહે-એવા ઉચ્ચ ઉદ્દેશથી એ સંગ્રહ 'સુબોધવાણીપ્રકાશ' નામથી આવી રીતે પ્રકાશિત થયેલો જોઈ-જાણી આનંદ થાય છે. એમના જીવનના ૬૦ મા વર્ષે અને પ્રવ્રજ્યા-પર્યાયના ૪૨ મા વર્ષે આ પ્રકટ થાય છે.

આ સંગ્રહમાં નીચે જણાવેલ ૧૫ કૃતિઓનો સમાવેશ કરવામાં આવ્યો છે—

૧ નવપદી–પદ્યમાલા ( શ્લો. ૧૦૮ )
૨ જીવનામૃત ( શ્લો. ૩૨ )
૩ જીવન–હિત ( શ્લો. ૩૨ )
૪ જીવન-ભૂમિ ( શ્લો. ૩૨ )
૫ વીર–વિભૂતિ ( શ્લો. ૧૦૦ )
૬ અનેકાન્ત–વિભૂતિ ( શ્લો. ૩૨ )
૭ દીનાક્રન્દન ( શ્લો. ૩૨ )
૮ જીવનપાથોપનિષદ્ ( શ્લો. ૧૦૦ )
૯ ભક્ત–ગીત ( શ્લો. ૩૨ )

સંસ્કૃત પત્રો–

૧૦ વિદ્યાર્થિજીવનરશ્મિ
૧૧ આશ્વાસન
૧૨ આત્મહિતોપદેશ
૧૩ શ્રીવિજયધર્મસૂરિ–શ્લોકાંજલિ ( શ્લો. ૨૫ )
૧૪ અધ્યાત્મતત્ત્વાલોક (શ્લો. ૫૨૫)
૧૫ ઉપદેશસાર ( શ્લો. ૧૬ )

સદ્ભાવભરેલી આ કૃતિઓ આધ્યાત્મિકતત્ત્વજિજ્ઞાસુ મુમુક્ષુઓને તથા સંસ્કારી જીવનમાં પ્રવેશ કરવા ચાહતા અભ્યાસી વિદ્યાર્થિ-સમાજને અનેક પ્રકારની ઉચ્ચ પ્રેરણાઓ આપશે એમ ધારૂં છું.

ગૂજરાતના આ પ્રૌઢ વિદ્વદ્રત્નની આવી શ્રેષ્ઠ કૃતિઓનો સંગ્રહ કરી, તેને સુંદર સ્વરૂપમાં પ્રકાશમાં લાવવા માટે પાટણની શ્રી હેમચંદ્રાચાર્ય જૈનસભાના સુયોગ્ય પ્રમુખ, મંત્રીઓ આદિને ધન્યવાદ ઘટે છે.

સં. ૨૦૦૫ આષાઢ શુ. ૧૧ — લાલચંદ્ર ભગવાન ગાંધી
પ્રાચ્યવિદ્યા મંદિર, વડોદરા — (જૈન પંડિત)

卐 卐 卐

દ્વાત્રિંશિકા (અનેકાન્ત-વિભૂતિ) સૂક્ષ્મ નજરે જોઈ ગયો. સમયની તરફ મુખ્ય લક્ષ્ય આપી, પ્રાચીનોનું પિષ્ટપેષણ ન કરતાં સમન્વયની નજરે નાનો પણ બહુ જ સુન્દર પ્રબન્ધ લખાયો છે. તે માટે આપને અનેકાનેક અભિનન્દન. અત્યારે આવા જ સાહિત્યની આવશ્યકતા છે. ઉક્ત પ્રબન્ધમાં સૂચના કરવા જેવું મને જરા પણ જણાયું નથી.

તા. ૩-૬-૩૧

× × ×

નૂતન ગ્રન્થ 'ન્યાયપ્રદીપ' તુરત જ હું સંપૂર્ણ વાંચી ગયો. પુસ્તક સર્વાંશમાં બહુ સુન્દર છે. "દર્શન" ના વિષયમાં સમયોપયોગી શ્રેષ્ઠ વિચારો આકર્ષક શૈલીમાં બતાવ્યા છે. મને પુસ્તક વાંચતાં ઘણો જ આનન્દ થયો. આપની કવિતા રસવહિની અને ચમત્કારિણી છે. ભૂલ તો મને શોધતાં પણ મળી શકી નથી. સંસ્કૃત ભાષા અને કવિતાનાં આપ સિદ્ધહસ્ત છો, એટલે તેમાં ભૂલની સંભાવના ક્યાંથી હોય!

તા. ૧૭-૧-૪૦

પંડિત શ્રી હરગોવિન્દદાસ ત્રિકમચંદ શેઠ, રાધનપુર.

The book is an explanation of moral and religious principles, and may be read by the public in general without distinction of caste and creed. The writer deserves our hearty congratulations for this attempt.

Mehsana.
15-8-49.

H. M. Trivedi M. A.
Textile Officer,
Mehsana District.

  

असत्ये सत्यमन्विष्यन्ननित्येषु च नित्यताम् ।
सुखदुःखमये विश्वे द्रष्टुमिच्छुश्च सारताम् ॥ १ ॥
जिज्ञासुस्तत्त्वविद्याया विदुषां सत्समागमम् ।
भवादृशामहं मन्ये सुभाग्योदयसूचकम् ॥ २ ॥
तं कालमभिनन्दामि यस्मिन्नत्राऽऽगतो भवान् ।
अन्धकारमयं लोकं द्योतयन्निव भास्करः ॥ ३ ॥
धारयन्तं पदैश्वर्यमस्तेयव्रतमानिनम् ।
पश्चित्तं हरन्तं त्वां चोरं जानामि वा यतिम् ? ॥ ४ ॥
विविधाऽऽचारवानेवं त्वं पूज्योऽसि तथापि नः ।
विद्यया व्रतदार्ढ्येन विनयेन नयेन च ॥ ५ ॥

ता. २०-३-२१

कृपाकांक्षी
गोपीकृष्ण विजयवर्गीय,
[ वर्तमान प्रधानमन्त्री, मध्यभारत ]

અર્થ-(૧-૨) અસત્યમાં સત્યને, અનિત્યમાં નિત્યને અને સુખ દુઃખમય એવા વિશ્વમાં સારભૂત તત્ત્વને શોધતો તત્ત્વજિજ્ઞાસુ હું આપના જેવા વિદ્વાનોના સત્સમાગમને સુભાગ્યોદયસૂચક માનું છું. (૩) તે કાળને અભિનન્દું છું, જ્યારે આપ અન્ધકારમય લોકને સૂર્યની જેમ ઉદ્યોત કરતા અહીં પધાર્યા હતા. (૪) ઐશ્વર્યને ધારણ કરતા અને પોતાને અસ્તેયવ્રતધારી માનતા એવા આપને વ્યક્તિઓનાં ચિત્તને હરણ કરવાના કારણે ચોર માનું કે યતિ (સાધુ) માનું? (૫) ઉપર પ્રમાણે વિવિધ આચરણવાળા છતાં આપ અમારા પૂજ્ય છો—વિદ્યા, વ્રતનિષ્ઠા અને વિનય તથા ન્યાયના સદ્ગુણોને લીધે.

અહિંસા અને તપપ્રધાન જૈન સંપ્રદાય, આત્મકલ્યાણમયી ભાવનાની સાથે લોકકલ્યાણની અનન્ય ભાવનાને પ્રકટ કરે છે. તેના પ્રગલ્ભ સિદ્ધાંતોને કારણે તે બીજા ધર્મોની સાથે પોતાનું પ્રભાવશાળી ગૌરવ ટકાવી રહ્યો છે. તેનું મુખ્ય કારણ તેમાં થયેલા પરમ તપસ્વી અને અગાધ વિદ્યા ધરાવતા મહાન્ સાધુ પુરુષો, જેઓએ જૈન સિદ્ધાંતોને જનતા સમક્ષ વિવિધ દૃષ્ટિએ રજૂ કરી, પોતાના પ્રાસાદિક જ્ઞાનપૂર્ણ વાણીપ્રવાહને ધોધની માફક વહેવરાવ્યો છે. એટલું જ નહિ પણ તેવા મોટા ગ્રંથોનું સર્જન કરી સંયમ, શીલ, સદાચાર, તપ, જ્ઞાન વગેરેની સમ્યક્ દૃષ્ટિએ વિવેચનાઓ જનતાની આગળ ધરી છે. આવા પ્રભાવક સાધુપુરુષોએ જ જૈન નામને સાર્થક કરી, ધર્મપ્રવાહને ફેલાવવામાં અનન્યભૂત પ્રયત્નો કરેલા છે. અર્થાત્ જૈન સાધુ મહાપુરુષોએ આ સંપ્રદાયનું અનેકવિધ ગુણગૌરવ ન્યાય, તર્ક, સાહિત્ય, અધ્યાત્મ વગેરેના ભવ્ય ગ્રંથો રચી સારાયે ભારતમાં ઉજ્જ્વળ કર્યું છે.

આ જ પરંપરાને અનુસરી જ્ઞાનનિધિ ન્યાયવિજયજી મહારાજે, પોતાના સાધુધર્મને વધુ ઓજસ્વી બનાવવા, પોતાના જ્ઞાનામૃતનું સમાજને પાન કરાવવા અને માનવજીવનનું સાચું ધ્યેય સમજાવવા કેટલાયે સંસ્કૃતના મોટા ગ્રંથો રચ્યા છે. આ બધા ગ્રંથોને "સુબોધવાણી-પ્રકાશ" સ્વરૂપે એક જ ગ્રંથમાં ગુંથી તેમના જ્ઞાનપ્રકાશનાં કેટલાંયે કિરણો આણી અંદર સંગ્રહ્યાં છે. તેમનામાં સંસ્કૃતનું પ્રગલ્ભપાંડિત્ય છે. ન્યાયની નૈયાયિકતા છે તેવી જ રીતે શબ્દમાધુર્ય, અને અલૌકિક કાવ્યરચનાની મહાન્ શક્તિ છે. તેથી જ જ્યારે જ્યારે તેમનાં કાવ્યોનું અનુશીલન કરીએ છીએ ત્યારે, તેમાંથી અપૂર્વ માધુર્ય અને પ્રાસાદિકતાના રસભરિત પ્રવાહો રેલાતા હોવાનું અનુભવી શકીએ છીએ. અધ્યાત્મ જેવા શુષ્ક વિષયને રસિક બનાવી. જનતાને તેનો પૂરેપૂરો આસ્વાદ આપવા "અધ્યાત્મતત્ત્વાલોક"ની અંદર તેમણે સારી એવી શક્તિ ખર્ચી છે. આ સિવાયનાં બીજાં કાવ્યો પણ પ્રેરણાદાયી હોઈ, સાચું જીવન ભોગવવા ઇચ્છતા ધર્મનિષ્ઠોને ચેતના તેમજ સન્માર્ગનું દર્શન કરાવે છે. આટલી પાકટ ઉંમરે પણ હજુ મહારાજશ્રી જ્ઞાનોપદેશ માટે પૂર્ણ તમન્ના રાખી, સાધુના ઉચ્ચ આદર્શોને સંપૂર્ણ ન્યાય આપવા જે પ્રયત્નો કરી રહ્યા છે તેજ તેમની ઉદાત્ત સાધુતાની ખાત્રી આપે છે.

પ્રભુ તેમની પાસે આવાં મંગળ અને કલ્યાણકારી અનન્ય પ્રકાશનો પ્રકટ કરાવવા વધુ શક્તિ બક્ષે એજ અભ્યર્થના.

આસો શુદિ ૩, વિ. ૨૦૦૫ —કનૈયાલાલ ભાઈશંકર દવે, પાટણ

પાટણની શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભા તરફથી આજે વિદ્વાનો અને જિજ્ઞાસુઓના કરકમલમાં સુબોધવાણીપ્રકાશ નામનો ગ્રંથ ઉપઢૌકન કરવામાં આવે છે. આ ગ્રંથમાં તાત્ત્વિક જૈન દૃષ્ટિએ જીવનવિકાસનો માર્ગ દર્શાવતાં અનેકાનેક પ્રકરણોનો સંગ્રહ ગૂજરાતી અને ઇંગ્લીશ અનુવાદ સહિત છે. એમાં પૂર્વાચાર્ય-વર્ણિત વિવિધ પદાર્થોનું સ્વતંત્ર નવીન દૃષ્ટિએ વર્ણન અને વિવેચન કરવામાં આવ્યું છે. આ આખા સંગ્રહના મૂળ પ્રણેતા પૂજ્યપાદ મુનિવર શ્રી ન્યાયવિજયજી મહારાજ છે. એઓશ્રીએ પ્રત્યેક વિષયને પોતાની સૂક્ષ્મ દૃષ્ટિએ ઠીક ન્યાય આપ્યો છે. કોઈપણ વિષય ઉપર ગમે તે બોલવું કે બોલી નાખવું એ ઘણું સહેલું છે, પરંતુ એ વિષયને લિપિબદ્ધ કે ગ્રંથબદ્ધ કરવો એ ઘણું કપરૂં કામ છે. પૂજ્યપાદ શ્રી ન્યાયવિજયજી મહારાજશ્રીએ પૂર્વાચાર્યવર્ણિત વિવિધ તાત્ત્વિક પદાર્થોને વીણીવીણીને વર્તમાન યુગને અનુરૂપ વિચારશૈલી અને ભાષામાં ઉતારી વિદ્વદ્વર્ગ અને જિજ્ઞાસુ જનતા ઉપર ખરેજ અનુગ્રહ કર્યો છે.

આ કૃતિસંગ્રહ અને એ સિવાયની બીજી મૌલિક કૃતિઓ સરજવા પાછળ તેઓશ્રીનાં વર્ષોનાં તપ અને ચિંતન છે. એ તપ અને ચિંતનમાંથી જ તેઓશ્રીએ જૈનદર્શન અને અધ્યાત્મતત્ત્વાલોક આદિ જેવી વિશાળ કૃતિઓ આપણને અર્પણ કરી છે. તેઓશ્રીના જૈનદર્શન પુસ્તકે તો આજે વિશિષ્ટતા જ પ્રાપ્ત કરી છે અને નામના પણ મેળવી છે. નવયુગના વિદ્યાર્થિવર્ગને સરળ અને ગંભીરપણે જૈનદર્શનના હાર્દને સમજાવતું પુસ્તક માતૃભાષામાં તો આજે આ એક જ છે. આવી ગંભીર કૃતિઓના નિર્માતા મુનિવરનો ગ્રંથસંગ્રહ આજે આપણા સમક્ષ રજૂ થાય છે. એનું અધ્યયન, અવલોકન અને ચિંતન આપણે તાત્ત્વિક ગુણગ્રાહિતાની દૃષ્ટિને લક્ષમાં રાખી કરવા જોઈએ, જેથી ગ્રંથકાર અને પ્રકાશક આદિનો શ્રમ સફળ થયો ગણાય.

જૈન સંપ્રદાયે પ્રાચીન કાળમાં પણ તાત્ત્વિક દૃષ્ટિના અભાવે કેટલું ય વિશિષ્ટ સાહિત્ય, કેટલો ય સંસ્કૃતિનો મહત્ત્વનો વારસો અને કેટલાય સ્વ-સંપ્રદાયોના પરસ્પરિક સહકાર અને ઐક્યને ખોઈ નાખ્યાં છે. આજે તો જૈન સમાજે તાત્ત્વિક દૃષ્ટિના અભાવે ઘણું ઘણું ખોયું છે અને ખોઈ રહ્યો છે. આ દૃષ્ટિએ આજના જૈન શ્રીસંઘે તાત્ત્વિક દૃષ્ટિને વિકસાવવાની ઘણી ઘણી આવશ્યકતા છે.

સં. ૨૦૦૫, શરદપૂર્ણિમા —મુનિ મહારાજ પુણ્યવિજયજી

# संस्कृत-शुद्धिपत्र

| पृष्ठांक | श्लोकांक | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| २१ | ५६ | याद | यदि |
| २८ | ७५ | प्रवाहृया | प्रवाहतो |
| ३४ | ९२ | लाकिक | लौकिक |
| ३८ | १०३ | वीतराग | वीतरागता |
| ९१ | ३१ | यदा | यंदा |
| ९९ | ९ | यन | येन |
| १०२ | १९ | सुशिक्षण | सुशिक्षणैः |
| १२५ | १७ | तमनव | तमनर्व |
| १२६ | १९ | वध | वर्ध |
| १३४ | ४१ | सदुष्प | सुदुष्प्र |
| १३६ | ४६ | यदर्यग्राः | यदर्यमुमा॰ |
| १४७ | ७२ | सवत | सेवत |
| ,, | ७३ | प्रिय | प्रिये |
| १८० | समाप्तिवाक्ये | विमूतिः | विभूतिः |
| १८७ | २ | म | मे |
| १९२ | १५ | फाश्चिद् | कश्चिद्, |
| २१४ | ५४ | फत्त्वे | फत्येन |
| २४१ | ९९ | यया | यंया |
| २५१ | १९ | ग्रांघ्रि | ग्रांघ्रि |
| २८३ | ११ | हृदयस्य | हृदयस्य |
| ३३० | ५२ | नुङ्ग | नुपङ्ग |
| ३५९ | ९६ | किम् ! | किम् ? |
| ३६७ | २९ | शयका | शकया |
| ३७९ | ९ | संयोगतो प | संयोगतोऽभिन्न |
| ४१२ | ८४ | मः | मन्ये |
| ४१९ | १०१ | पाथं | पाथ |
| ४२१ | १०७ | सम्पदाति | सम्पदमाभिः |

| | | | |
|---|---|---|---|
| ४४२ | १७ | घेरं | घेरं |
| ४४५ | २४ | घंचो | घंचो |
| ४४८ | ३२ | रुवः | रूवः |
| ,, | ,, | मिंत्र | मित्र |
| ,, | ,, | रूरीरे | शरीरे |
| ४४९ | ३४ | ख | मुन्द |
| ४५१ | ३८ | की दृप | कीदृप |
| ४७१ | २ | मायनामिः | मावनामिः |
| ४९५ | १० | पराङ्गमुखो | पराङ्मुखो |
| ५२९ | २९ | गुंण | गुंण |
| ५३५ | ४१ | सुमेघाः | सुमेघाः |
| ५६९ | ५ | विहरे | विहरे |

## ગૂજરાતી શુદ્ધિપત્ર

| પૃષ્ઠાંક | શ્લોકાંક | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧૨ | ૩૨ | ૬ | વિશા | વિશારદ |
| ૧૯ | ૫૦ | ૧ | દૃપૃષ્ટિ | દૃષ્ટિપૃ |
| ૨૨ | ૫૮ | ૧ | શલી | શૈલી! |
| ૩૮ | ૧૦૩ | ૧ | નૃમહા | મહાન્ |
| ૭૧ | પ્રસ્તાવનામાં | ૬ | પુસ્તિકા | પુસ્તિકાના |
| ૮૦ | | ૨ | સમ્યકૃત્વ | સમ્યકત્વ |
| ૧૭૨ | ૧૪ | ૧ | યારે | જ્યારે |
| ૨૩૬ | નોટમાં | ૪ | સ્વ-પ નું | સ્વ-પરનું |
| ૨૬૮ | | ૧ | બતાવવામાં વગો | વગો બતાવવામાં |
| ૨૯૭ | ૧૭ [હિન્દી-] | ૧ | चारितार्य | चारितार्थ |
| ૩૫૦ | ૯૯ | ૪ | વિનિશ્વર | વિનશ્વર |
| ૩૮૮ | ૨૮ | ૩ | ન | ન કરે. |
| ૩૯૫ | ૪૩ | ૧ | સમ્રા | સમ્રાટ્ |
| ૩૯૭ | ૪૭ | ૩ | જાય ? | પૂજાય ? |
| ૪૧૩ | ૮૬ | ૩ | એવા | છે એવા |
| ૪૨૨ | ૧૦૭ | ૨ | તિરૂપ | શ્રુતિરૂપ |
| ૪૨૭ | ૧૨૦ | ૨ | દૃ | દૃષ્ટિ |
| ૪૩૦ | ૧૨૬ | ૫ | વૃત્તિ | પ્રવૃત્તિ |

| | | | | |
|---|---|---|---|---|
| ૪૪૪ | ૨૦ | ૧ | ત્રિ ન | ત્રિમૂત |
| ૪૫૨ | ૪૨ | ૨ | નું | પૂર્ણ |
| ૪૭૨ | ૪ | ૩ | વાત | શી વાત |
| ૪૭૮ | ૧૬ | ૨ | પે | રૂપે |
| ૫૦૭ | ૨ | ૧૧ | અકાગ્રય | ઐકાગ્રય |
| ૫૦૮ | ૪ | ૧ | વૃત્તિશ્ય | વૃત્તિરૂપ |
| ૫૩૭ | ૪૭ | ૨ | આશયં | આશ્રયં |
| ૫૪૪ | ૭ | ૧ | શિખ | શક્તિ |

કાનો, માત્રા, અનુસ્વાર, વિસર્ગ, રેફ, અક્ષર વગેરે ઉડેલા અને તેમાં થયેલી ગડબડ જે પ્રકારની આ (ઉપર બતાવેલી) બધી પ્રેસદોષજન્ય અશુદ્ધિઓ અને જે ઉપરાંત બીજી પણ (રેફના પેટમાં ખોટો અનુસ્વાર પુખાઈ દીધા જેવી) નજરે ચડે તે વાચક સુધારી વાંચવા તસ્દી લેશે.

## संस्कृतपाठान्तरसूचना

| पृष्ठांक | श्लोकांक | मूल | पाठान्तर |
|---|---|---|---|
| २० | ५१ | विवेकोऽत्यल्पहितः | विवेकोऽविपरीतिनः |
| २१२ | २८ | कुञ्चिका | तालिका |
| २५६ | १६ | क्रन्दन्ति | छिन्दन्ति |
| २८१ | १३ | सम्पदार्थ | सद्भाव |
| ५०७ | २ | सीता | लीना |

४८० पृष्ठे २१श्लोक-शीर्षकम्-"कविरयमाधना " योज्यम्।

### Errata

| Page | Sbloka | Line | Incorrect | Correct |
|---|---|---|---|---|
| 4 | 8 | 8 | in | in- |
| 7 | 15 | 3 | to | to, |
| ,, | ,, | ,, | into | into, |
| 39 | 104 | 8 | auspiciousl ight | auspicious light |
| 54 | | 30 | shesuld | should |
| 55 | | 9 | Godhoed | Godhood |
| ,, | | 21 | All-powerfull | All-powerful |
| ,, | | 32 | colour | Colour |
| 56 | | 42 | punishmenl | punishment |

| | | | | |
|---|---|---|---|---|
| 83 | 7 | 5 | spiritual | spiritual. |
| 96 | | 8 | equality | equanimity |
| 103 | 19 | 2 | prograssively | progressively |
| 131 | 34 | 4 | restor ation | restoration |
| 140 | 57 | 4 | suprme | supreme |
| 147 | 71 | 2 | violence | ~~spiritual~~ |
| 171 | 11 | 3 | peo | peo- |
| 175 | 20 | 5 | dtrected | directed |
| 177 | 24 | 1 | whiler eflecting | while reflecting |
| 226 | 58–59 | 4 | | After 'that' insert 'it' |
| 231 | 74 | 3 | rise | rise, |
| 234 | 81 | 2 | acquir | acquir– |
| " | " | 3 | el | ed |
| 235 | 83 | 2 | | After 'and' add 'the' |
| " | 85 | 2 | bird | birds |
| 271 | 5 | 4 | so | such |
| 331 | 54 | 1 | Dhrama | Dharma |
| " | " | " | prop rly | properly |
| " | " | " | ·r ars | rears |
| 375 | 1 | 1 | emacipation | emancipation |
| 378 | 7 | 1 | dose | does |
| 412 | 83 | 1 | ccording | According |
| 414 | 87 | 2 | submit shimself | submits himself |
| 421 | 105 | 1 | प्राणाम | प्राणायाम |
| 433 | 131 | 5 | | After 'It is' add 'designated' |
| " | " | 6 | | destroy 'designated' |
| 439 | 8-9 | 4 | others | others. |
| 440 | 11 | 2 | wheredy | whereby |
| 459 | 19 | 4 | m ans. | means. |
| 462 | 66 | 2 | hypocri ical | hypocritical |
| 467 | 78 | 1 | str nucus | strenuous |
| 468 | 81 | 1 | ble | able |
| 471 | 2 | 1 | (objugation) | (subjugation) |
| 474 | 7 | 3 | w rlds | worlds |
| 475 | 11 | 1 | pabituated | habituated |

| | | | | |
|---|---|---|---|---|
| 477 | 14 | 4 | dslight | delight |
| 478 | 17 | 5 | after 'possessed' insert 'of' | |
| 480 | 22 | 2 | (भावन:) | (भावकाः) |
| " | " | 3 | if | If |
| 483 | 28 | 2 | knowlegge | knowledge |
| 488 | 37 | 5 | welfora | welfare |
| 492 | 2 | 3 | after 'are' insert 'mainly' | |
| 497 | 14 | 3 | bha anas | Bhāvanās |
| 500 | | 2 | s msthāns | samsthāna |
| 504 | 31–32 | 5 | mid le | middle |
| 522 | 12 | 1 | Religion | Religious |
| 524 | 17 | 2 | acquir | acquire |
| " | 18 | 2 | n c ssary | necessary |
| " | " | 3 | pers stent | persistent |
| 533 | 38 | 2 | after 'holding' insert 'the' | |
| 534 | | 1 | object | abject |

In 'Foreword'

| Page | Line | Incorrect | Correct |
|---|---|---|---|
| 20 | 35 | inter e | inter–de |
| 21 | 12 | Sans | Sans |
| " | 19 | iustre | lustre |

# विषयानुक्रम

बलेऽसदाचारमये समास्तीर्यन्त आपदः ।
बले सदाचारमये समास्तीर्यन्त आपदः ॥

—न्यायविजयः

દુરાચરણના બળે આપત્તિઓ પથરાય છે.
સદાચરણના બળે બધી આપત્તિઓ તરી જવાય છે.

# सुबोधवाणीप्रकाशः

अर्थात्

# श्रीन्यायविजयग्रन्थसङ्ग्रहः

# महात्म-विभूतिः

The out-lines of the spiritually great and their qualities

[नवपदी (१०८) पद्यमाला]

वि. १९९६ संवत्सरे कार्तिके प्रकाशितपूर्वा

# પ્રસ્તાવના

જૈન પરંપરામાં 'નમસ્કાર' મન્ત્ર એટલો બધો પ્રસિદ્ધ છે કે તમામ જૈન સ્ત્રીપુરુષોને તે મોઢે હોય છે અને લગભગ હમેશાં તેઓ ગણે છે. ન્હાનાં જૈન બાળકોની જીભ ઉપર પણ તે રમતો હોય છે. સમગ્ર જૈનસમાજનો તે મહામંગલ મહામન્ત્ર છે. તે 'નમસ્કાર' મન્ત્ર કહેવાય છે, કેમકે તે સૂત્રમાં મહાન્ આત્માઓને (પરમાત્માઓ અને સન્તોને) નમસ્કાર કરવામાં આવે છે. પરમાત્માના એક સાકાર અને બીજા નિરાકાર એમ બે વર્ગો પાડતા હોવાથી એ મન્ત્રમાં 'णमो अरिहंताणं' એ પહેલા પદથી અરિહંતોને અર્થાત્ સાકાર પરમાત્માઓને, અને 'णमो सिद्धाणं' એ બીજા પદથી સિદ્ધોને અર્થાત્ નિરાકાર પરમાત્માઓને નમસ્કાર કરવામાં આવે છે.

આમ પરમાત્માઓને (દેવને) ઉપલાં બે પદોથી નમસ્કાર કર્યા પછી સન્તોને-ગુરુઓને નમસ્કાર કરવામાં આવે છે. ગુરુઓના ત્રણ વર્ગો અહીં વિવક્ષિત છે: આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ. માટે 'णमो आयरियाणं' એ ત્રીજા પદથી આચાર્યોને, 'णमो उवज्झायाणं' એ ચોથા પદથી ઉપાધ્યાયોને અને 'णमो लोए सव्वसाहूणं' એ પાંચમા પદથી લોકના સર્વ સાધુઓને નમસ્કાર કરવામાં આવે છે.

આ પાંચ પરમેષ્ઠી કહેવાય છે. 'પરમેષ્ઠી'ના પરમ પદને પામી ગયેલા અને પામનારા એમ બે અર્થો કરીએ ત્યારે એમાંનો પહેલો અર્થ પ્રથમ બે પદોમાં નમસ્કૃત દ્વિવિધ પરમાત્માઓને લાગુ પડે, અને બીજો અર્થ શેષ ત્રણ પદોમાં નમસ્કૃત ગુરુત્રિકને સંગત થાય.

પ્રથમ બે પદોમાં નમસ્કૃત દ્વિવિધ પરમાત્મા સિદ્ધ છે, અને એ પછીના ત્રિવિધ ગુરુઓ સાધક છે. એ સાધકોની સાધના પૂર્ણ થતાં એઓ સિદ્ધ બનતા. કેવલજ્ઞાનની પ્રાપ્તિ થઈ એટલે મુક્તિ થઈ. એ સદેહ મુક્ત જીવન્મુક્ત કહેવાય. જીવન્મુક્તિ એટલે સદેહ સિદ્ધ અને [illegible]

[illegible]

બારીકાઈથી જોતાં જણાશે કે એક જ મુખ્ય તત્ત્વ પર એ બધા નમસ્કાર છે, અને તે ચારિત્ર, વિરતિ. પાંચે પદોમાં જે નામોને લઈ નમસ્કાર કરાયેલો છે તે નામોમાં-તે શબ્દોમાં તે જ તત્ત્વ મુખ્યતયા ઝળકે છે અરિહંત-અરિઓને હણનાર સિદ્ધ-અકર્મકતાની પૂર્ણતાને પ્રાપ્ત. આચાર્ય-આચારપ્રવણ. ઉપાધ્યાય-આત્મિક અધ્યયન, જે વીતરાગતાની દિશામાં લઈ જાય, કરનાર-કરાવનાર; અને સાધુ-આત્મસાધક. આ બધામાં જોઈ શકાય છે કે ચારિત્ર યા વિરતિનું જ મુખ્ય તત્ત્વ ઝળકી રહ્યું છે. વસ્તુતઃ નમસ્કાર-સૂત્રમાં ગુણીઓનો નિર્દેશ છતાં એઓના એ મહાન્ ગુણને જ મુખ્ય નમસ્કાર છે. મુખ્યતયા એ જ ગુણ ઉપર તેઓ જે કહેવાય છે તે છે સાધકનો અભ્યાસ કર્મવિદારણ માટે છે-વીતરાગતા મેળવવા માટે છે. કેવલજ્ઞાન તો આત્માનું સ્વરૂપ હોઈ તેમાં છે જ, એને કંઇ ઉત્પન્ન કરવું પડતું નથી. પણ એને આવરનારાં આવરણોને હઠાવવાં એ જ પુરુષાર્થનું મહત્તમ ક્ષેત્ર છે. એટલે નમસ્કાર-સૂત્રમાં એ પુરુષાર્થને અને એની સફલતાને જ નમસ્કાર છે એમ સમજવું વધારે રૂડું અને અર્થપૂર્ણ છે.

સિદ્ધ સિવાય પરમેષ્ઠીઓ સાધુ છે. અર્હન્ સાધનાની પૂર્ણ સફલતાએ-સાધુતાની પરાકાષ્ઠાએ પહોંચી ગયા છે માટે, અને શેષ ત્રણ સાધનની હાલતમાં છે માટે સાધુ છે. સાધુતાની વિશિષ્ટ કે પૂર્ણ સ્થિતિ ઉપર આવતાં કઈ રીતે સાધુ મટી જાય નહિ.

આ પાંચ પરમેષ્ઠીઓ સાથે એમના ગુણો-દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપને મેળવીએ તો નવપદ થાય. ચારિત્રમાં તપ સમાઈ જ જાય છે. દર્શન, જ્ઞાન અને ચારિત્ર એમ "રત્નત્રય"(ગુણોનું ત્રિક)જ પ્રસિદ્ધ છે. "सम्यग्दर्शन-ज्ञान-चारित्राणि मोक्षमार्गः" એ મહાન્ શ્રુતધર 'ઉમાસ્વાતિ'નું સૂત્ર મોક્ષના માર્ગરૂપ દર્શન-જ્ઞાન-ચારિત્ર એ સાધનત્રય બતાવતું જાણીતું છે. દેવાલયમાં ભક્ત જનોના તરફથી ચોખાના સ્વસ્તિક સાથે (સ્વસ્તિકની ઉપર) દર્શન-જ્ઞાન-ચારિત્રના સૂચનરૂપ ચોખાની ત્રણ ઢગલીઓ કરાય છે. આમ દર્શન, જ્ઞાન, ચારિત્ર એમ ત્રણની જ સંખ્યા પ્રસિદ્ધ છે, વ્યાપક છે અને પરિપૂર્ણ છે. આમ, વસ્તુતઃ તપ ચારિત્રમાં અન્તર્ગત છે. એમ છતાં, તપને ચારિત્રમાંથી જુદું પાડી દર્શનાદિ ગુણોની સંખ્યા ચાર કરી પાંચ પરમેષ્ઠીઓ સાથે મેળવી નવપદોની યોજના જે કરાઈ છે તે સાભિપ્રાય છે. સામાન્ય અને સાધારણ દૃષ્ટિની સામે તપ પદાર્થ અને ચારિત્ર પદાર્થ કંઇક ભિન્નરૂપે તરવરે છે, છતાં તપ (બાહ્ય તપશ્ચરણ પણ) વસ્તુતઃ ચારિત્રનો જ એક ભાગ છે, ચારિત્રની જ એક વિશેષ સાધના છે. એમ છતાં, તપ બાહ્યતપની દૃષ્ટિએ પોતાનું એક સ્થાન રાખે છે.

એ હાર્દિક ગોને જુદું પાડી (ચારિત્રના જ એક અંગને ચારિત્રની જેમ એક સ્વતન્ત્ર સ્થાન આપી) બતાવવામાં આવ્યું છે. આવા હેતુથી, અને ધ્યાનાર્થે અને શાન્તિ સ્પષ્ટ કમલનાં આઠ દલો અને એક કેન્દ્ર પર એમ નવ સ્થાનો પૂરવા માટે પણ એ (પદો નવ બતાવવાની) યોજના હોઈ શકે છે. ઉપર કહ્યું તેમ, તપ એ વિશેષ સાધના હોઈ અને અન્ત એક, પરમ કૃતાર્થભાવને પામેલા અર્હંતુને એની પ્રાયઃ જરૂર ન હોઈ અને સિદ્ધને બિલકુલ જ એની જરૂર ન હોઈ તેઓમાં-ખાસ કરી સિદ્ધમાં ચારિત્ર અને તપ એ નોખી વસ્તુ નથી. સિદ્ધમાં કેવલ પૂર્ણ આત્મસ્થિતિરૂપ જ અથવા વિમલ ચૈતન્યપ્રકાશરૂપ જ ચારિત્ર છે, જેને 'તપ' શબ્દથી અભિહિત કરવું હોય તો શબ્દાર્થને વિશિષ્ટ બનાવીને કરી શકાય.

અર્હત્ આદિ પાંચ પરમેષ્ઠીઓ પર જુદા જુદા રંગ, ધ્યાનવિધાનમાં સુગમતા પડે એ હેતુએ કલ્પી ગોઠવવામાં આવ્યા છે. એ રંગ ભિન્ન-ભિન્ન અપેક્ષાથી ઘટાવી શકાય છે. દાખલા તરીકે શુક્લધ્યાનસંસાધિત શુક્લતાના યોગે અર્હંતનો શુક્લવર્ણ, " आदित्यवर्णम्" (સૂર્યવર્ણ) એવા ઉલ્લેખોના આધાર પર સિદ્ધનો રક્તવર્ણ, પુનિત અને સ્વાર્થપ્ર-ભાવનાના તેજથી તમસંહરનસમા તેજસ્વી આચાર્યનો પીતવર્ણ, શ્રુતના લીલા બગીચાસમા તેમ જ પ્રભુવાન્ સંપદાના દાખલારૂપ ઉપાધ્યાયનો નીલ(લીલો) વર્ણ અને નૂતનજલધરસમા શાન્તિપ્રદ મુનિનો કૃષ્ણવર્ણ.

"નમસ્કાર" સૂત્રમાં, ઉપર કહ્યું તેમ, ગુણીઓને નમસ્કાર ગુણ-પ્રધાન, ગુણમૂલક હોવાથી પાંચ પરમેષ્ઠીઓના નમસ્કારની અન્તર્ગત દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ ગુણચતુષ્કને પણ નમસ્કાર આવી જાય છે. એટલે નમસ્કાર-મન્ત્રમાં કેવલ પાંચ પરમેષ્ઠીઓને જ નમસ્કાર નથી, પણ સંપૂર્ણ નવપદોને નમસ્કાર છે.

એ ગુણોમાં દર્શન (અર્થાત્ ખરી વસ્તુપ્રતીતિ અથવા સાચી દૃષ્ટિ) અને જ્ઞાન (અર્થાત્ ખરી સમજણ, સાધનવિધિની ખરી માહિતી અથવા સાધવાની બરાબર આવડત) એ ચારિત્રના પાયા તરીકે છે, ચારિત્રના સાધન તરીકે છે એ પાયા પર ચારિત્રનું ચણતર કરવાનું છે; એટલે ચારિત્ર મુખ્ય વસ્તુ છે. ચારિત્ર-મન્દિર પૂરું થયું કે કલ્યાણ-મન્દિર પૂરું થયું.

આ નવપદો એ આ નાનકડી ચોપડીનો વિષય છે. નવપદોની આ [૧૦ પદ્યોની] માલા મેં પહેલાં સંસ્કૃતમાં રચના કરી, પછી એની સાથે ગુજરાતી જોડી દીધું. વાચક મહાશયને પસંદ પડે તો બસ.

દીપોત્સવપર્વ, વિ. સં. ૧૯૮૫ ) સદ્ગુણાભિક્ષુ
માગરોળ (કાઠિયાવાડ) ) [illegible]

# A Brief Exposition of Nava (Nine) Padas

In Jainism Arhat, Siddha, Āchārya, Upādhyāya and Sādhu are collectively spoken of as Pancha Parameshthi. Pancha means 'five' and Parameshthi, a superior being, so Pāncha Parameshthi means a group of five Superior Beings.

Arhat (Tirthankara) is given the first place in Pancha Parameshthi, though in several respects he is inferior to Siddha: but this is justifiable on the ground that it is he who pre-eminently guides us in this Samsāra by showing the right path-by preaching truth. He is the first and foremost illuminator of truth or the path to the best good.

Siddha is the name applied to a Perfect Being-to one who has attained final Emancipation. He is thus a disembodied perfect soul.

Āchārya is one who is the head of the Saints. His chief aim is to promote the welfare of his institution. He holds a third rank as he comes after Arhat and Siddha.

Uhādhyāya comes next in rank to Āchārya. His chief duty is to teach religious scriptures.

The fifth Pada is Sādhu i. e. a saint without any of the above-mentioned degrees or dignities.

Darshana (right faith or vision), Jnana (right knowledge), Chāritra (right conduct) and Tapa (spiritual austerities or penances) are the attributes of these Pancha Parameshthi. Thus, the five attribute-holders and their four attributes being combined, are called *Nava Padas (nine subjects)*.

Tapa which is a particular practice, is indeed part of Chāritra. Chāritra and Tapa, though they are being separately treated, are not separate-are one-in Siddha.

In the case of Arhat and Siddha, the full spiritual purity is expressible by the word Chāritra: and, it is not yet objectionable to apply the word Tapa also to it by particularly enlarging the meaning of the word (Tapa).

Nyayavijaya

# महात्म-विभूतिः

मंगलारम्भः ।

अर्हत्सिद्धाश्चाऽऽचार्या उपाध्यायाश्च साधवः ।
दर्शनं ज्ञानचारित्रे तपो नवपदीरिता ॥ १ ॥

મંગલારંભ

અર્હંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય, સાધુ, દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એ નવપદો છે. (૧)

(1) Arhats (*Superior divinities*), Siddhas (the Emancipated or Accomplished), Āchāryas (high spiritual guides or preceptors), Upādhyāyas (spiritual teachers), Sādhus (saints), Darshans (right faith, vision, attitude, perception or understanding), Jnāna (right knowledge), Chāritra (right conduct) and Tapa (austerities or penances)–these are (according to Jainism) nine Padas (holy subjects).

---

This tract ( महात्मविभूति ) is translated into English by Manilal Dolatchand [illegible] B. A., LL. B. [illegible] Assistant Judge Baroda State and [illegible] of the Working Committee of Sri Hemachandracharya [illegible] Library and Pathashala, Patan.

तत्रादिमा द्वये देवास्तत्परे गुरवस्त्रयः ।
परमेष्ठिन एते स्युर्धर्मश्चान्त्यं चतुष्टयम् ॥ २ ॥

આ નવપદોમાં પહેલા બે દેવો છે અને એ પછીના ત્રણ ગુરુઓ છે. એ પાંચ પરમેષ્ઠીઓ કહેવાય છે. અને છેલ્લાં ચાર ધર્મ છે. (આમ નવપદ એટલે દેવ, ગુરુ અને ધર્મ એ ત્રણેનું ચક્ર. એટલા જ માટે એ 'સિદ્ધચક્ર' પણ કહેવાય છે. કેમકે નવપદ એ સિદ્ધ થયેલાઓ અને સિદ્ધ થનારાઓ તેમજ તેમના ગુણોનું સંયુક્ત મંડલ છે.) (૨)

(2) Among these nine Padas, the first two are indicative of deities or divinities and the succeeding three are indicative of religious preceptors. These five are described as five Paramesthins (high-souled beings). The last remaining four are indicative of their attributes or qualities, which are collectively described as Dharma (inherent nature). Thus, the nine Padas collectively form a group of the three, namely, (1) deities (देव), (2) religious preceptors (गुरु) and (3) Dharma all combined. The group is therefore described as Siddha-Chakra (the group of Siddhas) inasmuch as the group embodies a collective combination of the Siddhas (the Emancipated), would-be Siddhas and their inherent qualities or attributes.

नत्वा नवपदीमेतामशेषगुणिसद्गुणाम् ।
भक्त्या तां कीर्त्तयिष्यामि यथाशक्ति यथामति ॥ ३ ॥

આ નવપદોને, જેમાં સમગ્ર ગુણી અને ગુણોનો સમાવેશ થઈ જાય છે, ભક્તિથી વન્દન કરી એમને વિષે મારી બુદ્ધિ અને શક્તિ પ્રમાણે કંઇક કહીશ. (૩)

(3) After devoutly paying my respectful homage to these nine Padas which include (as stated above) all attribute-holders and also attributes, I shall try to say something about them according to my light and capacity.

आर्हन्तः ।

उत्तमं विश्वकल्याणभावनाभावितं तपः ।
प्राक्तृतीयभवे कृत्वाऽर्हन्तः स्युः पुरुषोत्तमाः ॥ ४ ॥

આર્હન્

પૂર્વ ત્રીજા ભવમાં વિશ્વકલ્યાણની મંગલ ભાવનાથી પરિપૂર્ણ એવો ઉત્તમ તપ કરી અર્હન્તો, જેઓ ઉત્તમોત્તમ કોટીના પુરુષો છે, અવતરે છે–વચમાં એક ભવ કરી અર્હદ્ભવમાં આવે છે. (૪)

अर्हत्

Arhats (Superior divinities)

(4) Arhats who represent the best and highest type of human beings, have, in their preceding third life, practised great austerities being filled with the laudable idea of working for the good of the universe. They then, after passing one life in the interval, are again born in the life in which they attain spiritual divinity or the perfect knowledge. This last life is called Arhat-life.

अर्हद्भवं समायान्ति ते महापुण्यसम्पदः ।
लोकोत्तर-विभूतीनामास्पदं स्युश्च जन्मतः ॥ ५ ॥

અર્હદ્ભવમાં તેઓ મહાન પુણ્યસંપત્તિ સાથે આવે છે. જન્મથી જ તેઓ લોકોત્તર વિભૂતિના ધારક હોય છે. (૫)

(5) When they are born in the Arhat-life, they come equipped with an ample stock of high merits. From their very birth they are the abode of extraordinary grandeur.

अन्तर्निगूढवैराग्या गृहवासस्थितावपि ।
विवेकिव्यवहारास्ते आदर्शपुरुषोत्तमाः ॥ ६ ॥

ગૃહવાસમાં પણ તેમના અન્તઃકરણમાં વૈરાગ્યવૃત્તિ વહેતી હોય છે. સાથે જ તેમનો લૌકિક વ્યવહાર વિવેકશાલી હોય છે. તેઓ પ્રથમ શ્રેણીના આદર્શ પુરુષો છે. ( ૬ )

(6) Even while they are leading the life of a house-holder, their hearts are incessantly inclined towards, and saturated with, deep feelings of detachment. Nevertheless their worldly affairs are conducted with proper discrimination. They are the ideal persons of the first order.

समये वर्षपर्यन्तं दानं कृत्वा यथाविधि ।
संन्यासदीक्षां गृह्णन्ति दीप्तवैराग्यतेजसः ॥ ७ ॥

જ્યારે તેમને સંન્યાસ-દીક્ષા ગ્રહણ કરવાનો અવસર ઉપસ્થિત થયો જણાય છે ત્યારે તેઓ યથાવિધિ દાન આપે છે, એક વર્ષ સુધી આપે છે. પછી, શ્રેષ્ઠ વૈરાગ્ય-તેજથી દેદીપ્યમાન તેઓ સંન્યાસ-દીક્ષા ગ્રહણ કરે છે. ( ૭ )

(7) When the proper time for their initiation into the order of asceticism involving renunciation of the world, arrives, they then begin and continue to give gifts in charity in an appropriate and proper manner during the whole period of one year, and after that they, shining with the great lustre of detachment, adopt the order of asceticism.

अपूर्णयोगाः प्राग्जन्यां तपोऽनुत्तरयत्नतः ।
साधयन्ति महात्मानः शम-संयमभासुरम् ॥ ८ ॥

પૂર્વજન્મમાં તેઓ યોગ સાધીને આવ્યા છે, પણ તે અધૂરો રહેલો છે. હવે નવેસરથી ભૂમિકા માંડી તેઓ અનુત્તર બળથી તપ કરે છે. તેમની યોગસાધના શમ અને સંયમથી પરિપૂર્ણ હોય છે. ( ૮ )

(8) They have come to this life, after having, in the preceding life, practised Yoga which has nevertheless remained incomplete. Now, here in this life, they again begin with incomparable exertion the practice of Yoga beautified by mental quiet and restraint of senses.

संसिद्धे योगपूर्णत्वे निरावरणतां गताः ।
लभन्ते केवलज्ञानं पूर्णनिर्मलचेतनाः ॥ ९ ॥

યોગની પૂર્ણ સિદ્ધિ થતાં તેમના આત્મા ઉપરનાં કાર્મિક આવરણો તમામ નિકળી જાય છે અને તે પૂર્ણ નિર્મલ આત્માઓને કેવલજ્ઞાન પ્રકટ થાય છે. (૯)

(9) On the successful completion of their Yoga, all the Karmic coverings that obscure the true inner nature of their souls, vanish and those perfect pure souls attain to what is called "Keralajnāna" (Perfect Knowledge).

अनन्तदर्शनज्ञानवीर्यास्ते परमर्षयः ।
प्रत्यक्षत्वेन निर्देश्या जगत्त्रितयदेवताः ॥ १० ॥

અનન્તદર્શન, અનન્તજ્ઞાન અને અનન્તવીર્યવાળા એ પરમ ઋષિઓ હવે પરમાત્મા બન્યા. આંગળીથી બતાવી શકાય એવા પ્રત્યક્ષ પરમેશ્વર બન્યા. (૧૦)

(10) These great Seers (or Sages), having been endowed with the qualities of Ananta-Darshana (infinite perception), Ananta Jnāna (infinite knowledge) and Ananta Virya (infinite power), have now become Supreme beings (परमात्मा) who can be seen with the eyes and pointed out with the aid of fingers.

ज्ञानोपदेशं कुर्वन्ति सर्वकल्याणभूतया ।
वाचा प्रशमवाहिन्या लोकोत्तरहितावहम् ॥ ११ ॥

પછી એ પરમાત્માઓ સર્વને કલ્યાણભૂત એવી પોતાની પ્રશમવાહિની વાણીથી, જેમાં લોકોત્તર હિત રહ્યું છે એવો જ્ઞાનોપદેશ કરે છે. (૧૧)

(11) Then these Supreme souls, with their speech inducing great quiet and calculated to achieve the good of all, propagate their teachings aiming at the spiritual welfare of the people.

तन्मुख्यशिष्याः सुप्राज्ञाः ख्याता ये गणभृत्पदाः ।
तेषां प्रवचनं श्रित्वा ग्रन्थं ग्रथ्नन्ति सत्त्वभृत् ॥ १२ ॥

એમના મહાન પ્રાજ્ઞ મુખ્ય શિષ્યો, જેઓ 'ગણધર' કહેવાય છે, એમના પ્રવચનના આધાર પર સૂત્રયોજના કરે છે, એમના ઉપદેશને સૂત્રના રૂપમાં ગૂંથે છે. (૧૨)

(12) Their great, principal, wise and learned disciples, who are called "Ganadharas" (being the heads of a number of their own disciples) arrange and compile those teachings into aphorisms or short precepts.

भवन्ति मूलशास्त्राणि पारमर्षाणि तानि च ।
यतः क्रमाद् भवेदन्यशास्त्राणामपि विस्तरः ॥ १३ ॥

આ પારમર્ષ સૂત્ર-ગ્રન્થન એ મૂલશાસ્ત્રો બને છે, જેમાંથી ઉત્તરોત્તર અન્ય સન્તો તરફથી બીજાં પણ શાસ્ત્રો રચાય છે. અર્થાત્ એ મૂલશાસ્ત્રોમાંથી ઉત્તરોત્તર અન્ય શાસ્ત્રો વિસ્તરે છે. (૧૩)

(13) Those compilations of aphorisms by the great seers become and are regarded as original Shāstras, and on the basis of these, the succeeding saints, as the time passes on, compose other Shāstras. Thus the original shāstras expand themselves into, and have their ramifications in the later Shāstras.

साधुः साध्वी तथा श्राद्धः श्राविकेति चतुर्विधः ।
संघो भवति देवाऽर्हन्मार्गोपासी गुणाकरः ॥ १४ ॥

અર્હંતના માર્ગના ગુણવાન્ ઉપાસકોનો સંઘ બને છે, જેના ચાર વર્ગો હોય છેઃ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા. અર્હંન્ ભગવાનની સાધુ-સંસ્થાના પુરુષો સાધુ અને સ્ત્રીઓ સાધ્વી, અને અર્હંદ્ભક્ત ગૃહસ્થ-સંસ્થાના પુરુષો શ્રાવક અને સ્ત્રીઓ શ્રાવિકા. (૧૪)

(14) The virtuous followers devoted to and treading on, the path pointed out by the Arhats, combine themselves, and the combination is called Sangha. It is divided into four classes-(1) Sādhus (male ascetics), (2) Sādhvis (female ascetics), (3) Shravakas (male house-holders) and (4) Shravikas (female house-holders.)

## सिद्ध
## Siddhas ( the Emancipated )

(16) The divinities who have attained perfect knowledge as a result of the destruction of the four Karmas which obscure the internal qualities of souls, move in this world, doing good to others, during the remainder of their life, through the dissemination of their teachings. (It does not matter whether the divinities bear the title of Tīrthankara or not.)

(17) And when the remaining four Karmas, which maintain the union of the soul with the body, namely, Āyu (Karma, determining life-duration), Nāma (body-making Karma), Gotra (family-determining Karma) and Vedanīya (Karma, producing feelings of pleasure and pain) vanish, the souls attain complete emancipation which means the fully pure and natural condition of Ātman.

पूर्णसंशुद्धचिद्रूपा पूर्णानन्दप्रकाशता ।
देहेन्द्रियाद्यभावेन निराकारा निरंजना ॥ १८ ॥

अस्ति निर्वाणमीदृक्षा स्वभावस्थितिरात्मनः ।
परं परमकल्याणमयं तच्छाश्वतं पदम् ॥ १९ ॥ ( युग्मम् )

સર્વથા દેહેન્દ્રિયાદિરહિત નિરાકાર, પૂર્ણ શુદ્ધ ચિદાનન્દરૂપ એ આત્માની સ્વભાવ-સ્થિતિ છે. એ જ નિર્વાણપદ છે. એ પરમ કલ્યાણમય શાશ્વત પદ છે. (૧૮-૧૯)

(18–19) The soul, in its natural pure state, is completely free from association with body and senses, formless, perfectly pure and having, as its characteristics, knowledge and bliss. That is what is called Emancipation or Liberation (मुक्ति). That is the eternal state of highest bliss.

तत्संप्राप्तो विनिर्मुक्तः सिद्धो बुद्धः शिवोऽक्षरः ।
न पुनर्भवमभ्येति कर्मसंगत्यभावतः ॥ २० ॥

જે પદને પામેલ સિદ્ધ, બુદ્ધ, શિવ, મુક્ત પરમઆત્મા ફરી સંસારચક્રમાં આવતો નથી. કેમકે ભવાવતારનો પ્રયોજક કર્મસંબંધ હવે તેને છે જ નહિ. (૨૦)

(20) One who has attained this state is called Siddha (the Accomplished), Buddha (the Enlightened), Shiva (the Auspicious), Mukta (the Liberated) and Akshara (the unchang ing). He then never reverts to the worldly cycle of births and deaths by reason of His complete freedom from any contact with Karmas.

पूर्णेऽन्त्यायुषि लोकाग्रं केवली याति तत्क्षणे ।
तन्मध्यस्थैव च स्थास्नुः शश्वद् भवति स प्रभुः ॥ २१ ॥

અન્તિમ દેહ છૂટતાં કેવલજ્ઞાની ભગવાન તે જ ક્ષણે લોકના અગ્રભાગે પહોંચે છે અને ત્યાં જ આકાશમાં તેઓ સદા અવસ્થિત રહે છે. ( ૨૧ )

(21) The divinity who has attained the perfect knowledge, on departing from the last body, flies up at the very moment to the extremity of the space called Loka and remains there for all time to come.

न याति स ततोऽप्यूर्ध्वमधस्तान्न च गच्छति ।
नैव तिर्यग्गतिर्नापि नोर्ध्वगत्यभावतः ॥ २२ ॥

[illegible]

(22) From this position, it does not move upwards, downwards or sideways, because the facilitating or operating cause for movement does not exist.

[ It does not go further upwards beyond Loka into Aloka, because of the absence of Dharmāstikāya-a Dravya or substance-which facilitates motion. It does not move downwards, because there is no heaviness in it. It does not move sideways, because of the absence of any propelling force (Karma). ]

आचार्याः ।

चारित्राचारनिष्णाता उत्सर्गेतरकोविदाः ।
योग्यायोग्यप्रश्नविज्ञा व्यवहारविचक्षणाः ॥ २३ ॥

तेजस्विवदनाकाराः समाकर्षकदर्शनाः ।
प्रभावशालिवागीशा लौकिकज्ञानकौशलाः ॥ २४ ॥

स्वान्यदर्शनशास्त्रज्ञाः सभा-स्थितिपरीक्षकाः ।
आत्मश्रद्धाचलापास्तक्षोभाः समयवेदिनः ॥ २५ ॥

धीरा उदारा गंभीरा दृढसंयमशक्तयः ।
अपि प्रभाविसान्निध्या नम्रा आनन्दिवृत्तयः ॥ २६ ॥

असाम्प्रदायिकावेशा दोषज्ञाः सत्यपूजकाः ।
लोककल्याणकर्माणः सूरयः समदर्शिनः ॥ २७ ॥

शासनोत्तरदायित्वं स्वगतं सुमहत्त्वकम् ।
विज्ञातारः स्युराचार्याः सद्धर्माचार्यजीवनाः ॥ २८ ॥

(षड्भिः कुलकम्)

## આચાર્ય

ચારિત્રાચારમાં નિષ્ણાત, ઉત્સર્ગ-અપવાદના મર્મવેદી, યોગ્ય-અયોગ્ય પ્રવૃત્તિને સમજનારા, વ્યવહારવિચક્ષણ, જેમનો મુખાકાર તેજસ્વી, જેમનાં દર્શન દ્રષ્ટાઓને આકર્ષણકારક, જેમની વાણી પ્રભાવશાળી, જેઓ લૌકિક જ્ઞાનમાં પણ કુશલ, સ્વ-પરદર્શનોના વેત્તા, સભા અને પરિસ્થિતિને ઓળખી શકનારા, આત્મશ્રદ્ધાના બલવડે મુશ્કેલીના વખતમાં ક્ષુબ્ધ નહિ થનારા, સમયજ્ઞ, ધીર, ઉદાર, ગંભીર, સંયમશક્તિ જેમની દૃઢ, જેમનું સાન્નિધ્ય પ્રભાવોત્પાદક, છતાં જેઓ નમ્ર અને આનન્દી સ્વભાવના, સામ્પ્રદાયિક આવેશ વગરના, દોષજ્ઞ, સત્યના પૂજક, લોકકલ્યાણનાં કાર્યોમાં પ્રવૃત્તિશીલ, સમદર્શી, અને પોતાના ઉપરની શાસનની મહાન્ જવાબદારીને સમજનારા એવા—યથાર્થ ધર્માચાર્યનું જીવન જીવનારા—સૂરિમહારાજ આચાર્ય છે. ( ૨૩–૨૮ )

### आचार्य

### Ācharyas (the head spiritual guides or preceptors)

(23–28) Proficient in the art of preservation of good conduct, conversant with the essence of rules of conduct-ordinary and exceptional, capable of distinguishing between proper and improper activities, circumspect in worldly dealings;

Possessing lustrous complexion, whose very sight is attractive to the spectators, whose speech is dignified, who are well-versed in worldly matters;

Conversant with schools of philosophy-their own as well as those of others, truly grasping the position of their audience and environments, remaining unmoved in times of difficulty on the strength of their self-confidence, knowers of proper time and season;

Courageous, noble, grave, firm in the control of senses, who are of humble and joyful temperament though their presence is awe-inspiring;

Bereft of undue or improper passion for one's own system of religion (सम्प्रदाय), watchful of moral defects, adorers of truth, engaged in activities beneficial to the people, impartial (having equal regard for all);

Alive to the great responsibilities that have devolved upon them in the matter of regulation of the religious institution and living the life of a real head preceptor or guide,-such saintly characters are Achāryas.

उपाध्यायाः ।

आचार्योत्तरसत्ताका नमस्कर्त्तव्यसाधुताः ।
सांगोपांगागमानामध्यापनविचक्षणाः ॥ २९ ॥

अध्येतॄणां सतां सम्यग् वाचकाः शिक्षकास्तथा ।
स्मारकाः प्रेरका वृत्तसंशोधक-विकासकाः ॥ ३० ॥

सद्भूतार्थविवेक्तारः शिष्टाचारसमुज्ज्वलाः ।
सदा नवनवज्ञानसंग्रहोद्यतबुद्धयः ॥ ३१ ॥

ज्ञान-प्रपा गुणारामा लोककल्याणदेशकाः ।
उच्चाध्यापा उपाध्यायास्ते शारद-विशारदाः ॥ ३२ ॥

( चतुर्भिः कलापकम् )

ઉપાધ્યાય

આચાર્યના ઉત્તરાધિકારી, જેમની સાધુતા વન્દનીય છે, જેઓ સાંગોપાંગ આગમોના અધ્યાપનમાં કુશલ છે, જેઓ અધ્યેતાઓને રૂડી રીતે વાચના આપનારા, શિક્ષણ દેનારા, સ્મરણ કરાવનારા, પ્રેરક તેમજ એમના આચારના શોધક તથા વિકાસક, જેઓ સદ્ભૂત અર્થના વિવેચક, શિષ્ટાચારથી ઊજળા, હમેશાં અભિનવ જ્ઞાનનો સંગ્રહ કરવામાં ઉદ્યત, અને જ્ઞાનની પરબસમા, ગુણોના બાગ, લોકકલ્યાણના માર્ગ-દેશક એવા ઉચ્ચ અધ્યયનવાળા શિષ્ટ વિશારદ સન્તો ઉપાધ્યાય છે. ( ૨૯–૩૨ )

उपाध्याय

## Upādhyāyas (religious teachers)

( 29-32) Next in rank to Achāryas come Upādhyayas (religious teachers) whose holiness is adorable, who are proficient in the art of teaching Agamas ( religious scriptures ) including Angas (original scriptures) and Upangas ( subsequently composed religious scriptures);

Who give proper instruction in lessons, who impart good teaching, who revise the course formerly taught to their students, who give them proper impetus in their studies and contrive to purify and extend the scope of their conduct;

Who explain, and expatiate on the real and true meaning (of things), who look brilliant with their approved behaviour, who are always prepared to accumulate and imbibe fresh items of knowledge;

Who just represent, so to say, a place where knowledge is freely distributed ( like water to the thirsty ), who are the garden of flowers in the form of virtues, who point out the path leading to the welfare of the people-such saints of high learning are upādhyāyas.

साधवः ।

साधुः साध्नोति कल्याणं साधुः साधुर्जगत् प्रति ।
साधुर्यस्य मनः साधु वचनं चरितं तथा ॥ ३३ ॥

સાધુ

કલ્યાણ સાધે તે સાધુ. જગત પ્રત્યે સાધુ તે સાધુ. જેનું મન, વચન
અને આચરણ સાધુ છે તે સાધુ ૩૩

उचितव्यवहारेषु निर्लेपं दृक्समर्पकाः ।
प्रवर्त्तमानाः सोत्साहमन्यश्रेयस्क्रियां प्रति ॥ ४१ ॥

अनुत्सेकाः क्षमाशीला मिष्टशिष्टाऽभिभाषिणः ।
दर्शकानन्दकृत्सौम्याः सभ्याचारोपयोगिनः ॥ ४२ ॥

कोपवत्यप्यकुप्यन्तो मृदवो मानवत्यपि ।
शठे प्रत्यपि निःशाठ्याः संगाऽऽकर्षात् स्वरक्षकाः ॥ ४३ ॥

स्वदोषदर्शनोत्पश्या गुणिनो गुणरागिणः ।
सर्वत्र सम-सद्भावाः साधवः सर्वबन्धवः ॥ ४४ ॥

( सप्तभिः कुलकम् )

ગૃહાવાસથી વિમુક્ત, ભવસંબંધથી વિરહિત, ચિત્તના શોધનમાં ઉદ્યુક્ત, ઇન્દ્રિયો ઉપર જાગ્રત્, માન, ઈર્ષ્યા, મત્સર, ક્રોધ, રાગ, રોષ આદિ શત્રુઓને ઉચ્છેદવા તરફ પોતાની બધી શક્તિઓને લગાડનારા, વીતરાગ દશા પ્રાપ્ત કરવાની ઇચ્છાના બલે જેમની બીજી કામનાઓને ખસેડી દીધી છે, મહાન્ આત્માઓનો આધ્યાત્મિક આદર્શ-પથ જેમની પુરુષાર્થભૂમિ છે, ઉચિત વ્યવહારોમાં નિર્લેપપણે નજર આપનારા, બીજાનું ભલું કરવા તરફ ઉત્સાહપૂર્ણ પ્રવર્તનારા, ફૂલી નહિ જનારા, ક્ષમાશીલ, મિષ્ટ અને શિષ્ટ વાણી વદનારા, દેખનારાઓને આનન્દ ઉપજે એવા સૌમ્ય, શિષ્ટાચારના પ્રસંગ પર ડાહ્યા, ક્રોધી સામે ક્રોધ નહિ કરનારા, અભિમાની આગળ મૃદુતા રાખનારા, શઠ પ્રત્યે શઠ નહિ થનારા, સંગના આકર્ષણથી પોતાને બચાવી લેનારા, પોતાના દોષોને ભાળનારા, સ્વયં ગુણી અને બીજાઓના ગુણો પર અનુરાગી અને સર્વત્ર સમ તથા સદ્ભાવધારક એવા વિશ્વબન્ધુ સન્તો સાધુ છે. (૩૮-૪૪)

(38-44) Renouncing the life of a house-holder, freed from worldly connections, always engaged in the work of purifying the mind and keeping strict watch over the working of the senses;

Employing all their energies in suppressing and destroying the enemies in the form of the following vices, namely, pride,

jealousy, envy, anger, attachment, aversion and others of the kind;

Whose strong will to achieve that state of the soul which is free from likes and dislikes (attachment and hatred), has dissipated other (worldly) desires, and whose efforts are directed towards following the ideal spiritual path treaded by great souls;

Who look after proper worldly dealings in a disinterested manner and who are intent upon doing good to others;

Devoid of arrogance, forgiving, uttering sweet and polite words, gentle in appearance so as to give pleasure to the spectators, wise in the use of courteous manners when proper occasions arise;

Not pitting anger against anger, gentle in the presence of the haughty, upright even towards the deceitful, and able to guard themselves against temptations arising from attachment;

Alive to their own faults, virtuous by themselves and admirers of the virtues of others, impartial and equanimous under all circumstances and good-intentioned,–such saintly characters, are Sadhus. They are friendly towards the universe.

आचार्यत्वादिवैशिष्टयं प्रपद्याऽपि महत्त्ववत् ।
पूर्वेऽप्यन्यत्र सिद्धेभ्यः साधवः परमेष्ठिनः ॥ ४५ ॥

પૂર્વના પણ– 'સિદ્ધ' સિવાયના–પરમેષ્ઠીઓ આચાર્યત્વ કે અર્હત્વ આદિ વિશિષ્ટદશાને પ્રાપ્ત થવાથી કંઇ સાધુ મટી જતા નથી. તેઓ પણ સાધુ જ છે. (૪૫)

(45) Barring Siddhas the preceding three superior beings do not cease to be Sadhus, even if any of them may have attained the special rank of Acharya or Arhat or the like. They are all Sadhus

दर्शनम् ।

सम्यक् तत्त्वप्रतीतिस्तु सत्यश्रद्धानमेव वा ।
कल्याणसिद्धिसोपानभूतं दर्शनमिष्यते ॥ ४६ ॥

દર્શન

સમ્યક્ તત્ત્વપ્રતીતિ અથવા સત્યમાં શ્રદ્ધા એનું નામ દર્શન. એ કલ્યાણ-સિદ્ધિનું પહેલું પગથિયું છે. ( ૪૬ )

दर्शन

Darshana (Right faith or vision)

(46) Right belief in the religious principles or full faith in the truth is what is called Darshana. That is the first step in the direction of achieving true welfare.

यथा दृष्टिस्तथा सृष्टिः सृष्टिर्दृष्ट्यनुसारिणी ।
सत्यां दृष्टौ सती सृष्टिरसत्यामसती पुनः ॥ ४७ ॥

જેવી દૃષ્ટિ તેવી સૃષ્ટિ ( અર્થાત્ જેવી સમજ, તેવું વર્તન ). દૃષ્ટિ અનુસાર સૃષ્ટિ. દૃષ્ટિ બરાબર તો સૃષ્ટિ બરાબર. દૃષ્ટિ ખોટી તો સૃષ્ટિ પણ ખોટી. ( ૪૭ )

(47) As a man understands, so does he act. Acts follow the understanding If the understanding is right, the acts are right, while if the former is wrong, the latter are also wrong.

असद्ग्रहमपाहाय तुलनादृष्टितः परैः ।
स्वदर्शनं परीक्षेत समभावेन बुद्धिमान् ॥ ४८ ॥

રુચિ હોય તો બુદ્ધિમાન સજ્જન કદાગ્રહને મૂકી દઈ સમભાવથી અન્ય દર્શનો સાથે સ્વદર્શનનું તુલનાત્મક પરીક્ષણ કરે ( ૪૮ )

(48) It is permissible for a good person, provided he commands sufficient ability, to undertake comparative examination of his own system of religion in relation to other systems of religions, if he can do so with due impartiality and without having obstinate predilections for or prejudices against any of them.

दर्शनोद्गमने मूलमार्गो गुणिगुणादरः ।
नहि दर्शनशुद्धिः स्यात् स्वदर्शनदुराग्रहे ॥ ४९ ॥

દર્શનને પ્રકટાવવાનો મૂલ માર્ગ ગુણપૂજા ( ગુણીના ગુણો તરફ આદર ) છે. સ્વદર્શનનો દુરાગ્રહ હોય તો દર્શનશુદ્ધિ ન થાય. ( ૪૯ )

(49) The principal path leading to the attainment of right vision is worshipful regard for the virtues of the virtuous. Obstinate adherence to one's own system of religion in toto without discrimination, cannot bring about purity of right understanding.

विवेकदृष्टिसंपूतः सद्दर्शनसदाग्रहः ।
श्रेयानात्मगुणः श्रेयोनिःश्रेण्यारोहशक्तिदः ॥ ५० ॥

વિવેકપૂરિત,ગુણદૃષ્ટિયુક્ત જે દર્શનનો (ધર્મસંપ્રદાયનો) આગ્રહ હોય તો તે સદાગ્રહ આત્માનો ગુણ છે અને કલ્યાણની સીડી ચઢવામાં મદદગાર છે. (૫૦)

(50) Firm adherence to one's own school of religion, which is purified by discrimination and accompanied by respect towards virtues, is right and proper, and is a quality of Atman and enables to climb up the stair-case leading to Beatitude

જ્યાં જ્યાં શુભ-સારૂં દેખાય ત્યાં તેટલે અંશે આદર રાખવો ઘટે, અને જ્યાં અનુચિત દેખાય ત્યાં તેટલે અંશે ઉદાસીન રહીએ. ( ૫૧ )

(51) Wherever there exists good to any extent, to that extent the good is to be respected, and wherever there exists wickedness or impropriety to any extent, to that extent one should adopt the attitude of indifference towards it.

निजदर्शनसम्मोहः सम्प्रदायदुराग्रहः ।
भवेद्धानिकरोऽन्योन्यवैमनस्यकरोऽपि च ॥ ५२ ॥

પોતાના દર્શનનો ખોટો મોહ અથવા સાંપ્રદાયિક દુરાગ્રહ એ હાનિકારક છે અને પરસ્પર વૈમનસ્ય જગાડનાર છે. ( ૫૨ )

(52) Bigoted orthodoxy with respect to one's own system of religion or indiscriminate adherence to it, is detrimental (to the system as well as the followers thereof) and also engenders mutual contempt.

निजदर्शनपूजा च विवेकोज्ज्वलदृष्टितः ।
आत्मानं प्रीणयत्यन्यैः सौमनस्यं तनोति च ॥ ५३ ॥

વિવેકસમ્પન્ન દૃષ્ટિથી નિજદર્શનની પૂજા આત્માને સુન્દર સંતોષ તથા પ્રીતિ અર્પે છે, અને અન્યવર્ગ સાથે સૌમનસ્ય ( સદ્ભાવ ) ફેલાવે છે. ( ૫૩ )

(53) Worship of one's own religion if done with the proper exercise of discriminative judgment, gives the Ātmā adequate satisfaction and pleasure and diffuses good feelings among others.

विरुद्धपरमन्तव्ये न स्यादुत्तेजिताशयः ।
प्रेम्णा प्रबोधयेत् तं वा तूष्णीं वा सहनो भवेत् ॥ ५४ ॥

વિરુદ્ધ મન્તવ્ય ધરાવનાર તરફ ઉત્તેજિત ન થઈએ. તેને પ્રેમથી સમજાવવાનો પ્રયત્ન કરીએ; અને જો તે શક્ય ન હોય તો સહિષ્ણુ બની મૌન રહીએ. ( ૫૪ )

(54) We should not be agitated over the opposite views held by others. Either we should lovingly try to expostulate with them, or if that be not practicable, we should observe tolerance or forbearance and remain silent.

नैकमत्यं जगत्यासीन्नास्ति नैव भविष्यति ।
जगत्स्वभावो हीदृक्षस्तत् स्वसाम्यं न लुण्टयेत् ॥ ५५ ॥

એક મત જગતમાં થયો નથી. થાય નહિ અને થશે પણ નહિ. જગતનો એ સ્વભાવ જ છે. માટે અન્યના કારણે પોતાની સમવૃત્તિની દોલતને શા માટે લુંટાવા દેવી ? ( ૫૫ )

(55) In this world unanimity of views has never existed, does not exist at present, nor will it exist in future. Seeing that such is the natural and ordinary course of the world, one should not allow one's treasure of mental equilibrium to be looted.

यदि स्यात् परवादोऽपि सम-जिज्ञासुवृत्तितः ।
सुख-कल्याणकारी स्यादुभयोः सत्यशोधिनोः ॥ ५६ ॥

પ્રસ [illegible] પણ તે સમદષ્ટિથી [illegible] જિજ્ઞાસુ [illegible] ઉભયને [illegible] અને શ્રેયસ્કર છે. (૫૬)

જ્યાં જ્યાં ગુણ–સારું દેખાય ત્યાં તેટલે અંશે આદર રાખવો ઘટે; અને જ્યાં અનુચિત દેખાય ત્યાં તેટલે અંશે ઉદાસીન રહીએ. ( ૫૧ )

(51) Wherever there exists good to any extent, to that extent the good is to be respected, and wherever there exists wickedness or impropriety to any extent, to that extent one should adopt the attitude of indifference towards it.

निजदर्शनसम्मोहः सम्प्रदायदुराग्रहः ।
मोहहानिकरोऽन्योन्यवैमनस्यकरोऽपि च ॥ ५२ ॥

પોતાના દર્શનનો ખોટો મોહ અથવા સાંપ્રદાયિક દુરાગ્રહ એ હાનિકારક છે અને પરસ્પર વૈમનસ્ય જગાડનાર છે. ( ૫૨ )

(52) Bigoted orthodoxy with respect to one's own system of religion or indiscriminate adherence to it, is detrimental (to the system as well as the followers thereof) and also engenders mutual contempt.

निजदर्शनपूजा च विवेकोज्ज्वलदृष्टितः ।
आत्मानं प्रीणयत्यन्यैः सौमनस्यं तनोति च ॥ ५३ ॥

વિવેકઉજ્જ્વલ દૃષ્ટિથી નિજદર્શનની પૂજા આત્માને સુન્દર સંતોષ તથા પ્રીતિ અર્પે છે. અને અન્યવર્ગ સાથે સૌમનસ્ય ( સદ્ભાવ ) ઉપજાવે છે. ( ૫૩ )

(53) Worship of one's own religion if done with the proper exercise of discriminative judgment, gives the Atma adequate satisfaction and pleasure and diffuses good feelings among others.

विरुद्धतत्त्वमन्तव्ये न स्यादुत्तेजिताशयः ।
प्रेम्णा प्रबोधयेत् तं वा तूष्णीं वा सहनो भवेत् ॥ ५४ ॥

વિરુદ્ધ મન્તવ્ય ધરાવનાર તરફ ઉત્તેજિત ન થઇએ. તેને પ્રેમથી સમજાવવાનો પ્રયત્ન કરીએ; અને જો તે શક્ય ન હોય તો સહિષ્ણુ બની મૌન રહીએ. ( ૫૪ )

(54) We should not be agitated over the opposite views held by others. Either we should lovingly try to expostulate with them, or if that be not practicable, we should observe tolerance or forbearance and remain silent.

नैकमत्यं जगत्यासीन्नास्ति नैव भविष्यति ।
जगत्स्वभावो हीदृशस्तत् स्वसाम्यं न लुण्टयेत् ॥ ५५ ॥

એક મત જગતમાં થયો નથી, થાય નહિ અને થશે પણ નહિ. જગતનો એ સ્વભાવ જ છે. માટે અન્યના કારણે પોતાની સમવૃત્તિની દોલતને શા માટે લુંટાવા દેવી ? ( ૫૫ )

(55) In this world unanimity of views has never existed, does not exist at present, nor will it exist in future. Seeing that such is the natural and ordinary course of the world, one should not allow one's treasure of mental equilibrium to be looted.

यदि स्यात् परवादोऽपि सम-जिज्ञासुवृत्तितः ।
सुख-कल्याणकारी स्यादुभयोः सत्यशोधिनोः ॥ ५६ ॥

પ્રસંગ પર [illegible] વાદ-વિવાદ કરવો પણ બુરો નથી પણ તે સમદૃષ્ટિથી અને [illegible] જિજ્ઞાસુ [illegible] અને કલ્યાણકર છે.(૫૬)

(56) When proper opportunities come, discussion with others is not bad (and should not be avoided), provided it is carried on, with equal regard for others, and with a view to explore new avenues of knowledge. Only such discussion carried on under the aforesaid conditions, brings good and happiness to both the truth-seekers.

सम्भोभवीति सर्वेषां स्वस्वशास्त्रानुरागिता ।
तस्माद्धितावहा चर्चा परैः संरक्ष्य शिष्टताम् ॥ ५७ ॥

પોતપોતાનાં શાસ્ત્રો ઉપર બધાઓને રાગ હોય છે, માટે બીજાના ચિત્તને દૂભવ્યા વગર શમપૂર્ણ સભ્યતાથી જો ચર્ચા થાય તો જ એમાં મજા છે, અને તો જ એ હિતકર થાય. ( ૫૭ )

(57) It is no wonder that every person entertains predilection for his own religious scriptures, so discussion with others becomes delightful and beneficial, only when it is carried on with quiet courtesy and without injuring the feelings of others.

भिन्नभिन्नप्रणालीकं सर्वधर्मविवेचनम् ।
रूपकादिसमाच्छन्नं शब्दभेदप्रयोक्तृ च ॥ ५८ ॥

एवं च सम–सूक्ष्मेण विचारेण न दुर्गमा ।
प्रायेण भिन्नशास्त्राणामपि तुल्यपदार्थता ॥ ५९ ॥
( युग्मम् )

સહુની શૈલી જુદી જુદી છે, શબ્દભેદો પણ કેટલાક સ્વપદ્ધતિ મુજબ રૂઢ અર્થ પર લગાવેલા હોય છે, ' રૂપક ' વગેરેનાં આવરણો પણ એટલાં જ પથરાયેલાં હોય છે. આથી ગોટાળો થાય છે અને પહાડ જેવડી ભિન્નતા હોય તેમ જણાવા લાગે છે. પણ સમ અને સૂક્ષ્મ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો પ્રાયઃ ભિન્ન શાસ્ત્રો પણ સમાનાર્થક જણાશે. ( ૫૮–૫૯ )

(58-59) The discussions in all systems of religion follow their own different styles, words used carry their technical and conventional meaning (in the different Shastras) and the sense is obscured by the use of figures of speech, like metaphors and others. All this makes confusion worse confounded and makes the systems appear vastly divergent. But if persons meditate upon them minutely and with balanced judgment, it will not be difficult to realise that the apparently different Shastras are in many respects conveying the same or similar meaning and instruction.

उत्पश्यतां सतां साम्याञ्जनपूरितचक्षुषा ।
प्रायेण सुलभो भिन्नशास्त्रार्थानां समन्वयः ॥ ६० ॥

સમતારૂપ અંજનથી પૂરિત ચક્ષુથી નિરીક્ષણ કરનાર સજ્જનોને ભિન્ન-ભિન્ન શાસ્ત્રોનો મેળ બેસાડવો પ્રાય સુલભ છે. ( ૬૦ )

(60) If people examine with eyes besmeared with the collyrium of balanced judgment, they will realise that it is almost easy to reconcile different Shastras and to show that they are similar and they convey the same meaning.

अतोऽपि मोहरोषादि स्थाने नो साम्प्रदायिकम् ।
अन्यत्राऽर्हं सहिष्णुत्वं धर्मभेदेषु किं पुनः ? ॥ ६१ ॥

આ કારણથી પણ સામ્પ્રદાયિક મોહ અને રોષ અસ્થાને છે. દુનિયાની બીજી બાબતોમાં સહિષ્ણુતા યોગ્ય અને આવશ્યક છે, તો ધર્મ-સંપ્રદાયોના વૈવિધ્ય વિષે કહેવું જ શું ? ( ૬૧ )

(61) This also being the reason, it is easy to understand that it is improper to have undue predilections for or prejudices against one religion or the other. While it is necessary and proper to have toleration in matters worldly, it is much more so in matters religious.

धर्मः कल्याणलाभाय सेवितव्यः प्रयत्नतः ।
तमनासेव्य तन्नाम्ना वैरायन्ते तु दुर्धियः ॥ ६२ ॥

ધર્મ કલ્યાણ માટે છે. પ્રયત્નોથી તે સેવવાનો છે. પણ દુર્મતિ માણસો તેને સેવવાનું-આરાધવાનું મૂકી દઈ તેના નામ ઉપર ઝઘડા કરે છે. ( ૬૨ )

(62) Dharma (religion) is intended for acquiring beatitude or welfare. So it is to be observed with assiduity. But wicked persons instead of observing it properly, create dissensions in the name of it (religion-ધર્મ).

अन्यार्थेष्वहंकारो यदा धर्मेऽपि जायते ।
तदा श्रेयःपथोऽस्थित्वा स भवेत् कलहास्पदम् ॥ ६३ ॥

બીજી વસ્તુઓ ઉપર માણસને જેમ અહંકાર આવે છે, તેમ ધર્મ વિષે પણ અહંકારનું ભૂત વળગે છે. આનું પરિણામ એ આવે છે કે ધર્મ કલ્યાણનો માર્ગ ન રહી ઝઘડાનો અડ્ડો બની જાય છે. ( ૬૩ )

(63) Just as people become vain over things other than religion, in the same manner they become possessed of the ghost of vanity over their religions or religious doctrines. The result is that religion, instead of proving a gate-way to beatitude, becomes an arena of strife.

सर्वशालां समाश्रित्य यां कामपि महाशयः ।
धर्मपानं करोत्येव करोत्यात्म-पोषणम् ॥ ६४ ॥

જે મહાશય ખરેખર ધર્મના પિપાસુ છે તે તો કોઈ પણ 'ધર્મશાલા'નો આશ્રય લઈને ધર્મનું પાન કરવાનો જ અને આત્માને પોષવાનો જ (૬૪)

(64) That magnanimous person who has real thirst for finding out and observing real religion, will quench his thirst and achieve his spiritual benefit by resorting to any school of religious thought.

धर्मशालामदाविष्टो धर्ममास्वदते न यः ।
न तद्गर्वाच्छुभंयुः स्यात् प्रत्युत स्यात् स आत्महा ॥६५॥

પણ જેને પોતાની 'ધર્મશાલા' નો ઘમંડ રાખીને જ ફરવું છે અને ધર્મનો સ્વાદ લેવો નથી, તે માણસ પોતાની 'ધર્મશાલા' નો ગર્વ કરવાથી કંઇ જીવનનું શ્રેય સાધી શકનાર નથી. ઊલટું, એથી તો એ પોતાના આત્માની દુર્ગતિ જ કરે છે. ( ૬૫ )

(65) But one who wants to parade with the conceited notions about one's own "school of religious thought" and who does not want to taste the pith or essence of religion, will never be able, on account of one's conceited notions, to secure true welfare of one's life, but, on the contrary, will bring ruin upon one's Ātma.

यत्र क्वापि स्थितो धर्मे सदाचारपरो यदि ।
पापादवश्यं कल्याणमिति दृष्टिः सुदर्शनम् ॥ ६६ ॥

કોઈ પણ 'ધર્મશાલા' માં (ધર્મસમ્પ્રદાયમાં) રહેનાર જો સદાચારપરાયણ હશે તો જરૂર તેનું કલ્યાણ થશે. આ પ્રકારની દૃષ્ટિ એ સાચું દર્શન છે. (૬૬)

(66) If a person, no matter to what school of thought (system of religion) he belongs, is always inclined towards good conduct, he will, without doubt, attain beatitude. This sort of vision or perception is right Darshana (faith or understanding).

आत्मश्रेयस्करी नूनं परलोकाऽऽत्ममोक्षधीः ।
तच्छ्रद्धाविरहेऽपि स्यात् सदाचारवतः शुभम् ॥ ६७ ॥

પરલોક, આત્મા અને મોક્ષની બુદ્ધિ—તે વિષેની શ્રદ્ધા અત્યન્ત ઉપયોગી છે અને અવશ્ય કલ્યાણકર છે. પરંતુ જે સજ્જનને તે વિષે પ્રામાણિકપણે પરામર્શ કરવા છતાં શ્રદ્ધા જામી નથી, જામતી નથી, છતાં જો તે બરાબર સદાચરણપરાયણ હશે, તો તેનું પણ કલ્યાણ નિશ્ચિત છે; નહિ તે કલ્યાણના રસ્તા ઉપર જ ચાલી રહ્યો છે. ( ૬૭ )

(67) Belief in the existence of, soul, the other world and liberation of soul, is, indeed, conducive to, and accelerates, beatitude. Yet, even in the absence of such belief, if a person is devoted to right conduct, he will, surely, attain beatitude, nay, he has already been treading the path to beatitude.

मुख्योऽर्थः खलु चारित्रमहिंसासंयमात्मकम् ।
श्रेयस्त्वे तस्य च ज्ञानं ज्ञानं श्रद्धा च दर्शनम् ॥ ६८ ॥

મુખ્ય વસ્તુ અહિંસા-સંયમાત્મક ચારિત્ર છે, તેની કલ્યાણકારકતા વિષેનું જ્ઞાન તે જ સાચું જ્ઞાન છે, અને તેની કલ્યાણકારકતા વિષેની શ્રદ્ધા તે જ સાચું દર્શન છે. (સત્કર્મ-ચારિત્ર-સદાચરણ ઉપર દૃઢ વિશ્વાસ એનું નામ સમ્યક્ત્વ.) (૬૮)

(68) The main thing is right conduct involving non-injury and self-control. The knowledge that right conduct leads to welfare (of Ātmā), is true knowledge, and faith in its efficaciousness is true Darshana.

धर्मो जीवनकर्त्तव्यं स्वर्गश्रीरस्तु माऽस्तु वा ।
स्पष्टकल्याणभूतोऽसाविति सुज्ञस्य दर्शनम् ॥ ६९ ॥

ધર્મ એટલે જીવનસાધક કર્તવ્ય. તેની ઉપયોગિતા કંઈ સ્વર્ગાદિની હયાતી પર અવલંબિત નથી. સ્વર્ગ હો યા ન હો, તેનું કર્તવ્યત્વ ત્રિકાલાબાધિત છે, તેની કલ્યાણકારકતા સ્પષ્ટ છે, પ્રત્યક્ષ છે. આ જાતનું સુજ્ઞનું દર્શન હોય છે. (૬૯)

(69) Dharma is right conduct which is the principal thing to be attended to in life. So Dharma is a thing necessarily to be done. It does not matter whether Svarga (heaven) exists or not. That Dharma (right conduct) evidently produces welfare is the Darshana of properly thinking persons.

मैत्री-प्रमोद-कारुण्य-सत्य-संयमतेजसा ।
आत्मसंस्करणं धर्म इति दर्शनमुत्तमम् ॥ ७० ॥

મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, સત્ય અને સંયમના તેજથી જીવનનું સંસ્કરણ કરવું એ ધર્મ છે. આ જાતની સમજ એ ઉત્તમ દર્શન છે. (૭૦)

(70) Dharma consists in polishing life with the lustre of Maitri (friendliness), Pramoda (admiration), Kārunya (compassion), Satya (truth) and Samyama (restraint). This sort of understanding is the best *Darshana*.

साम्प्रदायिकसांकीर्ण्याद् वृथा क्लिश्नाति मानवः ।
धर्मान्तरधियाऽन्योन्यविरोधो मौर्ख्यमुत्कटम् ॥ ७१ ॥

સામ્પ્રદાયિક સંકીર્ણતાથી માણસ વ્યર્થ હેરાન થાય છે, અને બીજાઓને હેરાન કરે છે. ધર્મભેદની સંકુચિત દૃષ્ટિને પોષીને અન્યોન્ય વિરોધ કરવા એ મ્હોટી મૂર્ખતા છે. (૭૧)

(71) A person unnecessarily makes himself and others miserable by his narrow views due to undue partiality towards his own system of religion. To create mutual dissensions by resorting to narrowness of vision in regard to the apparent differences existing in different religious systems is an act of highest folly.

धर्मान्तरेष्वसंकीर्णा विश्वबन्धुत्वदर्शनाः ।
बन्धवन्त्येव सर्वत्र सन्तः स्वपथगा अपि ॥ ७२ ॥

અન્ય ધર્મો તરફ જેમનાં દિલ સાંકડાં નથી અને જેઓ વિશ્વબન્ધુત્વનું દર્શન કરનારા છે તેઓ પોતાના ધર્મ-સમ્પ્રદાયમાં રહીને પણ બધા સાથે બન્ધુભાવ રાખે છે. (૭૨)

(72) Those who are liberal in views towards other religions and realise in their heart universal brotherhood, even though adhering to their own religion, maintain friendly relations with all.

सन्तः सहृदया एव सर्वत्रोदारवर्तिनः ।
धर्मं प्रभावयन्ति स्वं द्योतयन्ति च दर्शनम् ॥ ७३ ॥

બધા સાથે ઉદાર વર્તન રાખનારા સહ્રુદય સજ્જનો જ ખરી રીતે પોતાના ધર્મની પ્રભાવના કરે છે અને પોતાના દર્શનને તેજસ્વી બનાવે છે. ( ૭૩ )

(73) Only those good-hearted and wise persons who are liberal in their behaviour towards others, dignify their own religion in the eyes of others, and add lustre to their Darshana.

बाह्यरूढिप्रणाली च धर्मश्च भवतः पृथक् ।
साध्यसाधनयोर्भेददर्शनाद् दर्शनं भवेत् ॥ ७४ ॥

બાહ્ય રીતિરિવાજ અને ધર્મ નોખા છે. ( ધર્મ સાધ્ય છે અને રીતરિવાજોની ઉપયોગિતા એને અનુકૂળ થવામાં છે. ) આમ સાધ્ય અને સાધનનો ભેદ સમજવાથી દર્શન આવે છે. ( ૭૪ )

(74) Practice of true Dharma and observance of external rituals are two distinct things. (The former is the end and the latter the means). Proper realisation of the distinction between the end and the means, leads to Darshana (correct understanding).

कालप्रवाहतो यद् यद् रूढिरूपमसंगतम् ।
भवेदापतितं धर्मे समपास्यं विमृश्य तत् ॥ ७५ ॥

કાળના પ્રવાહ સાથે ધર્મ-સમ્પ્રદાયમાં જે જે રૂઢિરૂપ અસંગત પેસી ગયું હોય તેને વિચારી-સમજી દૂર કરવું જોઇએ. ( ૭૫ )

(75) One should think out and determine what inappropriate usages have crept in, in one's own system of religion during the long course of time and then try to discard them.

धर्मस्याऽऽराधनं युक्तमुचितै रूढिकर्मभिः ।
कुर्वतस्तदयोग्यैस्तु परिम्लायति दर्शनम् ॥ ७६ ॥

વ્યવહાર અને નિશ્ચય જોડાયલા છે, એટલે વ્યવહારનું અનુસરણ તો ધર્મ સારૂ છે જ. પણ ઉચિત રીતિ, પ્રણાલી કે રૂઢિનો આશ્રય લેવાથી ધર્મનું આરાધન થાય, અનુચિત રૂઢિના માર્ગે ન થાય. અયોગ્ય રૂઢિઓને પોષવાથી તો દર્શન મલિન થાય. ( ૭૬ )

(76) It is proper to perform Dharma by doing actions sanctioned by traditional usages which are not improper. But if it is sought to be done by actions which are improper, the Darshana (understanding) becomes blurred and soiled.

साम्प्रदायिकशाखासु भवन्त्येव क्रियाभिदः ।
नैव तत्राऽऽग्रहो युक्तो न विरुध्येत वा ततः ॥ ७७ ॥

સામ્પ્રદાયિક શાખાઓમાં ક્રિયાભેદો હોય જ, અને રહેવાના જ. એને માટે હઠવાદ રાખવો યોગ્ય નથી. એને સારુ વિરોધ ન કરીએ. ( ૭૭ )

(77) Different systems of religion have undoubtedly different observances and rituals and such differences will always remain. This is a thing which is not to be wondered at. Obstinacy in regard to the practice of any of them alone is unreasonable and improper. So we should not quarrel with the differing rituals practised by others

भगवत्स्तवनं स्वांहोगर्हणा शुभभावना।
यत्र सन्ति क्रिया काऽपि भवेत् साऽऽत्महितावहा ॥७८॥

જેમાં ભગવત્સ્તવન હોય, પોતાનાં પાપોની ગર્હણા હોય અને શુભ ભાવના હોય તે કોઈ પણ ક્રિયા આત્માને હિતાવહ જ છે. (૭૮)

(78) Any ceremonial rituals which contain in themselves, praise of God, disdain towards one's own sins and ideas of doing good, always prove beneficial to Atma.

पापप्रक्षालनं चेतःशोधो गुणविकासनम्।
अयं हि वास्तवो धर्मः क्रिया तत्रास्ति साधनम् ॥७९॥

પાપનાં પ્રક્ષાલન, ચિત્તનું શોધન અને ગુણોનું વિકાસન એ જ ધર્મ વસ્તુ છે, અને ક્રિયા તેમાં સાધનભૂત છે. (એટલે આ સાચા ધર્મ તરફ જે ક્રિયા લઈ જાય તે કોઈ હોય, કલ્યાણકારક છે.) (૭૯)

(79) Dharma consists in the cleansing of sins, purification of heart and growth or expansion of virtues. Ceremonial rituals are merely means to this end. So, whatever be the nature of ceremonial rituals, if they lead to true Dharma, are beneficial.

इत्थं क्रियासु साध्ये च जीवनस्योज्ज्वलीकृतौ।
विवेककरणं सम्यग्दर्शनं सम्मतं सताम् ॥८०॥

આમ, જીવનનું ઉજ્જ્વલીકરણ એ સાધ્ય અને એનું સાધન ક્રિયા એ બે વચ્ચેનો—એ સાધ્ય અને સાધન વચ્ચેનો વિવેક કરવો એનું નામ સમ્યગ્દર્શન. (૮૦)

(80) Thus, to make life pure and bright is the end and the ceremonial rituals are the means to the end. Proper discrimination in regard to these two i. e. the end and the means, constitutes what is called right Darshana (understanding).

सम्यग्दर्शनयोगात् स्याद् विकास्याऽऽन्तरजीवनः ।
मन्दीभवत्कषायश्च विश्वमैत्रीमुदास्पदम् ॥ ८१ ॥

આમ સમ્યગ્દર્શનના યોગે આન્તર જીવન વિકસ્વર બને છે, કષાયો ( કામ, ક્રોધ, લોભ ) પાતળા પડતા જાય છે અને એવો સજ્જન વિશ્વમૈત્રીના આનન્દનું નિકેતન બને છે. ( ૮૧ )

(81) By reason of right Darshana, the inner life of a person expands, his passions become thin and he becomes the joyful abode of universal brotherhood.

ज्ञानम् ।

जीवनाधारभूतं किमिति प्रश्ने न कश्चन ।
ज्ञानं विना वदेत् किंचिद् तद्धि जीवन-दीपकः ॥ ८२ ॥

જ્ઞાન

જીવનનો આધાર શું ? એ પ્રશ્નના ઉત્તરમાં કોઈ પણ સુજ્ઞ જ્ઞાન વિના બીજું કહેશે જ નહિ. જ્ઞાન ખરેખર જીવનનો દીપક છે. ( ૮૨ )

ज्ञान

Jnana (Knowledge)

(82) To the question "what is the foundation of life", any wise person will say in reply nothing else but knowledge. Knowledge is indeed the lamp of life.

जीवनस्य दिशा नाम बहिरन्तरिति द्वयी ।
द्वयोरपि समुन्नत्यै ज्ञानमावश्यकं ततम् ॥ ८३ ॥

જીવનની દિશા બે: બાહ્ય અને આન્તર. એ બન્નેની ઉન્નતિને માટે જ્ઞાનની આવશ્યકતા છે. ( ૮૩ )

(83) There are two sides of life (i) external and (ii) internal. Knowledge is necessary for the elevation of both.

व्यवहारपथोत्कर्षे ज्ञानं स्याद् व्यावहारिकम् ।
आध्यात्मिकविकासाय ज्ञानमाध्यात्मिकं तथा ॥ ८४ ॥

વ્યાવહારિક ઉન્નતિ માટે વ્યાવહારિક જ્ઞાનની જરૂર અને આધ્યાત્મિક વિકાસ માટે આધ્યાત્મિક જ્ઞાનની જરૂર. ( ૮૪ )

(84) Material knowledge is necessary for external or worldly progress and spiritual knowledge is necessary for internal or spiritual advancement.

युक्तं जीवनयात्रार्थं शिक्षणं व्यावहारिकम् ।
येन जीवन-संग्रामे भवेत् सफल-कौशलः ॥ ८५ ॥

જીવનયાત્રા માટે વ્યવહારિક શિક્ષણની જરૂર છે, જેથી જીવન-સંગ્રામમાં માણસ સફલ કુશલ બની શકે. ( ૮૫ )

(85) Education relating to worldly matter is necessary for the maintenance and progress of life, so that one may be competent and successful in the struggle for existence.

शारीरी मानसी शक्तिः शक्तिराध्यात्मिकी तथा ।
विकसेद् येन तादृशो योक्तव्यः शिक्षणक्रमः ॥ ८६ ॥

શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શક્તિ વિકસે એવો શિક્ષણ-ક્રમ યોજવો જોઈએ. (૮૬)

(86) The course of instruction or education should be so devised as to expand the physical, mental and spiritual capacities (of human beings).

पवित्रवातावरणाऽऽदर्शशिक्षणमठेषु ।
जीवनोचितविज्ञानं संप्राप्य बहिरागताः ॥ ८७ ॥

विद्यार्थिनः सदाचारा बलवन्तः सुशिक्षिताः ।
स्तम्भीभूय नवं राष्ट्रं भव्यं स्रक्ष्यन्ति संहताः ॥ ८८ ॥
( युग्मम् )

પવિત્ર વાતાવરણવાળાં આદર્શ શિક્ષણાલયોમાં જીવનોચિત વિજ્ઞાન પ્રાપ્ત કરીને વિદ્યાર્થીઓ જ્યારે બહાર આવશે ત્યારે તેઓ સદાચારી, બલવાન્ અને સુશિક્ષિત હશે; અને તેઓ જ સંઘટનશક્તિથી રાષ્ટ્રના સ્તંભ બનશે અને નવ-રાષ્ટ્રનું ભવ્ય સર્જન કરશે. ( ૮૭–૮૮ )

(87–88) When the students will come out, after completing their education useful to life, from ideal educational institutions hallowed with pure atmosphere, they will be strong, well-behaved and well-traind, and will become the pillars of their Rashtra by their power of united will and action, and will help true re-generation of the Rashtra.

कर्तुं राष्ट्रस्य धर्मस्य समाजस्यापि चोदयम् ।
आदर्शशिक्षणस्योच्चैः कर्तुं युक्तं प्रसारणम् ॥ ८९ ॥

રાષ્ટ્ર, ધર્મ અને સમાજના અભ્યુદયનો મૂલાધાર આદર્શ શિક્ષણ ઉપર છે. એ માટે એનો પ્રચાર આવશ્યક છે. ( ૮૯ )

(89) The advancement and prosperity of Rashtra, Dharma and society, depends upon ideal education, so the spread of such education is essential.

विनाऽऽध्यात्मिकविज्ञानं विज्ञानं व्यावहारिकम् ।
अपूर्णं जीवनं पूर्णीकर्तुं सीमितमंगलम् ॥ ९० ॥

આધ્યાત્મિક જ્ઞાન વગરનું વ્યાવહારિક જ્ઞાન અપૂર્ણ છે, જીવનને પૂર્ણ બનાવવા અશક્ત છે; એની કુશલસાધકતા પણ બહુ મર્યાદિત છે. ( ૯૦ )

(90) Mere worldly knowledge is incomplete in the absence of spiritual knowledge, and is not, by itself, capable of making life perfect. Its capacity to prove beneficial is very much limited.

आत्मज्ञानविनाभूताः सर्वेऽपि ज्ञानसागराः ।
शाश्वतं जीवनश्रेयो न हि स्रष्टुमधीशते ॥ ९१ ॥

આત્મજ્ઞાન ( જીવનદૃષ્ટિ ) વગરના સમગ્ર જ્ઞાન-સાગરો પણ જીવનનું શાશ્વત કુશલ સર્જવામાં અસમર્થ રહે છે. ( ૯૧ )

(91) All oceans of knowledge without spiritual knowledge,—knowledge relating to true life (जीवनदृष्टि)—are and remain powerless to produce eternal welfare of life.

कुशलं विद्यमानेऽपि लौकिकज्ञानकौशले ।
अनात्मदृष्टेर्विदुषः प्रान्ते त्वकुशला स्थितिः ॥ ९२ ॥

લૌકિક જ્ઞાનની કુશલતાથી કુશલ-સાધનનો માર્ગ સરલ થવા છતાં આત્મદૃષ્ટિવિહીન વિદ્વાન્ માણસની પણ અન્તે તો અકુશલ જ સ્થિતિ થાય છે. ( ૯૨ )

(92) Proficiency in knowledge relating to worldly matters, makes the way to happiness easy, yet even the life of such a learned man, if he is devoid of self-vision, becomes eventually unhappy.

अज्ञानजनितं दुःखं ज्ञानेनैव विहन्यते ।
न ऋतेऽन्तर्मुखीभावं क्लेशनिर्मूलनं भवेत् ॥ ९३ ॥

અજ્ઞાનજનિત દુઃખ જ્ઞાનથી જ હણાય. અન્તર્મુખ દૃષ્ટિ પ્રગટ્યા વગર ક્લેશનું નિર્મૂલન ન થાય. ( ૯૪ )

(93) Misery resulting from ignorance can only be destroyed by knowledge. Without self-introspection, misery cannot be rooted out.

तदेव वस्तुतो ज्ञानमात्मदृष्टिं पुनाति यत् ।
तदाधारे हि कल्याण-मंडपानां विनिर्मितिः ॥ ९४ ॥

વસ્તુતઃ તેજ જ્ઞાન છે, જે આત્મદૃષ્ટિને પવિત્ર બનાવે. અને એના જ આધાર પર કલ્યાણના માંડવા ઊભા કરી શકાય. ( ૯૪ )

(94) In reality, that is knowledge that purifies and clarifies self-vision. Only on the foundation of such knowledge superstructure of welfare can be erected.

आत्मगोचर-सम्बोधः प्रफुल्लति यथा यथा ।
मोहच्छेदप्रयत्नोऽपि बलवान् स्यात् तथा तथा ॥ ९५ ॥

આત્મ-જ્ઞાન જેમ જેમ પ્રફુલ્લ બને છે. તેમ તેમ મોહચ્છેદનનો પ્રયત્ન બળવાન બનતો જાય છે. ( ૯૫

(95) The more the expansion of knowledge of the self, the stronger becomes the effort to root out infatuation or delusion (मोह).

कृत्स्ने च मोहक्षपणे पूर्णनैर्मल्यचेतनः ।
जायते पूर्णकल्याणः पूर्णात्मा पूर्णदर्शनः ॥ ९६ ॥

અને જ્યારે તમામ મોહનું વિદારણ થાય છે ત્યારે પૂર્ણ-નિર્મલ બનેલો ચેતન કલ્યાણની પૂર્ણતાએ પહોંચે છે, પૂર્ણદર્શ પૂર્ણાત્મા બને છે.

(96) And when infatuation (મોહ) is completely eradicated, the soul, thus made completely pure, becomes a Supreme Soul endowed with perfect knowledge and perfect bliss.

इत्थं कल्याणसंसिद्धिभूमिका ज्ञानमेव हि ।
अद्य प्रमाद्यपि ज्ञानी श्वोऽवश्यं जागरिष्यति ॥ ९७ ॥

આમ, કલ્યાણસિદ્ધિની ભૂમિકા જ્ઞાન ઉપર જ છે. જ્ઞાની આજ પ્રમાદી હશે, તો કાલે જાગવાનો જ. (૯૭)

(97) Thus it will appear that the attainment of perfect bliss is founded upon knowledge. A person having knowledge, even if he is indolent today, will surely awake to-morrow.

जागरित्वा च तेजस्वि-वीर्यमुल्लासयते महान् ।
मरिनाऽरं च मोहाख्यं विश्वलुंटाक-राक्षसं ॥ ९८ ॥

અને જાગીને એ મહાત્મા પોતાના પ્રચંડ વીર્યને ફોરવતો ખડો થશે, અને, જગતનો મોટામાં મોટો ડાકુ, મોટામાં મોટો રાક્ષસ જે મોહ તેનો સામનો કરે અને તેને હંફાવવા સમર્થ થશે. (૯૮)

(98) And being awakened, that great soul will rise up putting forth his powerful energy, and will resist and defy Moha (infatuation) which is the greatest dacoit and the greatest demon in this world, and will be able to overcome it.

अल्पबाह्यतपा चापि स्तोकबाह्यक्रियोऽपि वा ।
ज्ञानालोकविहारी सन्नात्मक्षेमाय कल्पते ॥ ९९ ॥

બાહ્ય તપ અને બાહ્ય ક્રિયા જેનાં અલ્પ છે એવો પણ જ્ઞાનવિહારી સજ્જન આત્મકલ્યાણની પૂર્ણ સિદ્ધિને પામી જાય છે. ( ૯૯ )

(99) A good man, who is guided in his movements by knowledge, even though his performing external austerities and observing ceremonial rites are little, attains (in course of time) perfect welfare of the Ātman.

चारित्रम् ।
ज्ञानदर्शनयोर्मूलं ज्ञानदर्शनयोः फलम् ।
चारित्रं जीवनप्राणा यन्निष्ठा परमेष्ठिता ॥ १०० ॥

ચારિત્ર

ચારિત્ર જ્ઞાન અને દર્શનનું મૂળ પણ છે, તેમ જ જ્ઞાન અને દર્શનનું ફલ પણ છે. ચારિત્ર એ જીવનના પ્રાણ છે. પરમેષ્ઠીઓનું પરમેષ્ઠીપણું ચારિત્ર ઉપર છે. ( ૧૦૦ )

चारित्र

Chāritra (Right conduct)

(100) Right conduct (चारित्र) is the origin (or root) of right knowledge and right Darshana; as well as it is the result (or

fruit) of right knowledge and right Darshana. Right conduct is the living principle or essential requisite of life. The holiness of the five superior beings (Parameshthins) depends upon their Charitra.

शास्त्रज्ञाः पटुवक्तारो बलवन्तोऽधिकारिणः ।
निष्प्रभा भान्ति सर्वेऽपि पुरश्चारित्रतेजसः ॥ १०१ ॥

શાસ્ત્રવિશારદો, પ્રખર વ્યાખ્યાતાઓ, બલવાનો અને અધિકારીઓ બધા ચારિત્રના તેજ આગળ ફિક્કા પડી જાય છે. (૧૦૧)

(101) Persons learned in sciences, great elocutionists, mighty personages and great officers pale into insignificance before the brilliance of right conduct.

निपत्य वन्दते सम्राट् परिव्राट्-पदपद्मयोः ।
निर्धनोऽप्यतिशेते सन् महात्मा चक्रवर्तिनम् ॥ १०२ ॥

સમ્રાટ્ પરિવ્રાટ્‌નાં ચરણોમાં પડી વંદે છે. નિર્ધન પણ ચારિત્રસમ્પન્ન મહાત્મા ચક્રવર્તી કરતાં મહાન્ છે. (૧૦૨)

(102) Even sovereigns bow down at the lotus-like feet of an ascetic. A high-souled person having right conduct (चारित्र), even though non-possessed of riches, is greater than or superior to an emperor.

यस्मिन्नभ्यस्यते तीव्रावधानैर्वीतराग ।
तच्चारित्रं महद्भूतं विश्वविश्वेशवन्दितम् ॥ १०३ ॥

વીતરાગતાનો અસ્ખલિત અભ્યાસ એ વિશ્વવન્દ્ય મહા ચારિત્ર છે. (૧૦૩)

(105) Incessant practice of non-attachment and non-aversion, is the greatest Chāritra worthy of reverence by the whole universe.

समुज्ज्वलसदाचारैर्हतप्रत्यूहपातकाः ।
इहैव सुखभाजः स्युरात्मनः श्रेयसा सह ॥ १०४ ॥

જેઓ ઉજ્જ્વલ સદાચરણી છે તેમનો સુખ-સાધનનો માર્ગ તેમના સદાચારના પુણ્ય તેજથી નિષ્કંટક બને છે, અને તેઓ આ જ જિન્દગીમાં સુખી થાય છે; સાથે જ તેમનું આત્મિક કલ્યાણ પણ સધાય છે. (૧૦૪)

(104) The path to happiness, of persons devoted to right conduct, becomes thornless (free from impediments), in the auspicious light of their good conduct. They become happy in this very life, and also achieve, simultaneously, spiritual good.

तपः ।

स्पष्टत्वाय पृथक् प्रोक्तं चारित्रान्तर्गतं तपः ।
संयमोऽङ्गमनोवाचामन्यक्षेमोद्यमश्च तत् ॥ १०५ ॥

તપ

તપ ચારિત્રમાં અન્તર્ગત છતાં સ્પષ્ટતાની ખાતર જુદું પાડી કહેવામાં આવ્યું છે. મન, વચન અને કાયનો સંયમ તેમ જ પરોપકારી કર્મશીલતા એ તપ છે. (૧૦૫)

तप

Tapa (Penances)

(105) Tapa, though implied in right conduct (चारित्र), is dealt with separately for the purpose of clearness. Control of mind, speech and body, as also devotion to active service for the good of others, constitute what is called Tapa.

तपःसामर्थ्यतोऽनल्पमनःसामर्थ्यशालिनः ।
बहुदुःसाधमप्यर्थं साधयन्ति समीहितम् ॥ १०६ ॥

મહાન્ મનોબલવાળા ધીર મનુષ્યો બહુ દુઃસાધ્ય કાર્ય પણ તપોબલ વડે સાધે છે. (૧૦૬)

(106) A strong-willed and bold-hearted person accomplishes his desired objects which are very difficult of accomplishment, by the strength of his Tapa.

अन्तर्जीवनसंशोध आन्तरं तप उल्लसेत् ।
यतस्तथाविधं बाह्यानशनादितपः शुभम् ॥ १०७ ॥

અન્તર્જીવનનું શોધન એ આન્તર તપ જેથી ખિલે એવો અનશનાદિ (ઉપવાસાદિ) બાહ્ય તપ ઉપયોગી અને કલ્યાણકર છે. (૧૦૭)

(107) Internal Tapa means that Tapa which improves the inner life, and external Tapa which consists in fasting etc, is useful and beneficial when it is calculated to promote internal Tapa.

स्वशक्त्योपोषणं कार्यं शुभयोगं शुभावहम् ।
क्रियमाणं यथौचित्यमारोग्यायापि कल्पते ॥ १०८ ॥

ઉપવાસ યથાશક્તિ કર્તવ્ય છે. શુભ યોગના બળથી જ એ શુભકારક છે. ઉચિત રીતે કરવાથી અનેક રોગોના ઇલાજરૂપ પણ બને છે (૧૦૮)

(108) Fasts are to be observed according to one's capacity. They are efficacious in doing good when they are accompanied by good activities (मनोयोग, वचनयोग, काययोग). Fasting, if properly practised, proves a means of removing many diseases of the body.

उपसंहारः ।

अर्हत्सिद्धसूरिवाचकमुनीन् संकीर्त्य संक्षेपतः
पंच श्रीपरमेष्ठिनो भगवतः सज्जीवनाऽऽकांक्षया ।
युक्तान् दर्शन-बोध-संयम-तपःसंज्ञैश्चतुर्भिः पदै-
रित्थं स्वल्पमतिश्रुतो नवपदीपूजामहं संव्यधाम् ॥१०९॥

**ઉપસંહાર**

આ પ્રમાણે, મતિ અને શ્રુત બન્ને જેનાં બહુ અલ્પ છે એવા મેં સજ્જીવનની આકાંક્ષાથી અર્હન્, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ એ પાંચ ભગવાન્ પરમેષ્ઠીઓ અને દર્શન, જ્ઞાન, ચારિત્ર અને તપ એમ નવ પદોનું સંક્ષિપ્ત કીર્તન કર્યું, અને એ રીતે નવપદીનું અર્ચન કર્યું. (૧૦૯)

उपसंहार (End)

(109) Though possessed of little knowledge—sensational and scriptural, I have, with the desire of leading a good life, briefly described the nine Padas which include five superior beings and four qualities or attributes. The five superior beings are Arhat, Siddha, Āchārya, Upādhyāya and Sādhu, and the four qualities are Darshana, Jñāna, Chāritra and Tapa. Thus have I worshipped the nine Padas.

# जीवनामृतम्

[ द्वात्रिंशिका--श्लोक-संख्या ३२ ]

# The Nectar of Life

१९३५-जैन्युअरि मासे प्रकाशित-पूर्वम् ।

# ભૂમિકા

આમાં મૂકેલી વસ્તુ સરળ અને સારી છતાં મનુષ્યમાત્રના જીવન-હિતને ઉપયોગી મનાય પરન્તુ એક વાત છે કે જેઓની ઈશ્વરમાં આસ્થા નથી, તેમને ઈશ્વર તરફના ઝુકાવની બાબત કદાચ પસન્દ ન પડે. પણ મારી નમ્ર દૃષ્ટિ તો એમ કહે છે કે મનુષ્યમાત્ર અપૂર્ણ, અસહાય અને સુખ-દુઃખની વિચિત્ર પરિસ્થિતિઓમાં વિંટાયેલો છે. એટલે તેને પોતાના ચિત્તના આશ્વાસન માટે, મનના સન્તોષ માટે, આશા અને ભાવના કેળવવા માટે તેમજ પ્રેરણા મેળવવા માટે કોઈ અકલ્પનીય, અતર્ક્ય પરમ દિવ્ય શક્તિને ચિત્તભૂમિ પર મૂર્ત આકાર આપી સ્થાપવાની આવશ્યકતા છે. આવશ્યકતા છે એટલું જ નહિ, પણ દરેક માણસનું તે પ્રકારનું વલણ સહેજે હોય છે. વ્યગ્ર અને વ્યાકુલ માણસ કોઈ પરોક્ષ શક્તિનો આશ્રય લેવા સહેજે પ્રેરાય છે. કટ્ટર નાસ્તિકની નાસ્તિકતા પણ સંકટના સમયમાં ગળી જાય છે અને તેનું દીન માનસ કોઈ પરોક્ષ શક્તિનું શરણ શોધે છે તેમ જ તેની આગળ દુઃખ-મોક્ષની માગણી કરે છે. તેનું આર્ત્ત હૃદય પોકારી ઊઠે છે કે દુનિયામાં જે કોઈ પરમતત્ત્વ (Supernatural) હો તે મને દુઃખમાંથી છોડાવો! આ શું બતાવે છે? સીધી કે આડકતરી રીતે, એક યા બીજી રીતે દરેકના હૃદયમાં ઈશ્વરભાવનાનું વલણ વિદ્યમાન છે અને મારું એ માનવું છે કે જ્યાં મનુષ્યહૃદય છે ત્યાં તે હોવું જ જોઈએ.

ઈશ્વરવાદની મોટી ઉપયોગિતા મારા નમ્ર મત પ્રમાણે હું એ સમજું છું કે એથી ચિત્તને આશ્વાસન મળે છે અન્તઃકરણને બળ મળે છે [illegible]

[illegible]

માનનારાઓમાં છે. એટલું જ નહિ, પણ તેઓ તેમાં મોખરે ઊભા છે. મારો પણ એ જ સિદ્ધાન્ત છે. ખરી રીતે ઈશ્વરનું સૃષ્ટિકર્તૃત્વ સિદ્ધ થઈ શકે તેમ નથી, અને વાસ્તવિક રીતે ઘટતું પણ નથી. એમ છતાં આ કૃતિની અન્દર, ઈશ્વર તરફની ભાવના કે પ્રાર્થનાના ઉદ્‌ગારો-માં જાણે કે ઈશ્વરકર્તૃતાનો રંગ પૂર્યો હોય તેવું જણાશે. પણ એમ કર્યા વગર ચાલતું નથી. જાણી જોઈને પણ એમ કરાય છે ઈશ્વરને ભજવામાં કે વીનવવામાં એમ બનવું સાહજિક છે. ઈશ્વર-સ્તવનની એ પ્રણાલી એટલી સરળ, રૂઢ અને સ્વાભાવિક બની ગઈ છે કે જગત્ આખાનું વહેણ લગભગ તે પ્રકારનું છે. જેઓએ ઈશ્વરકર્તૃત્વના ખંડનમાં મ્હોટા જુસ્સાદાર તર્કો અને પ્રમાણો રેલાવી તે દિશામાં પોતાની ધાક બેસાડી છે તેવા ધુરંધર જૈન વિદ્વાનો, સાધુપુરુષો અને મહાન્ આચાર્યોને પણ ઈશ્વર-ભજનમાં ઈશ્વરકર્તૃત્વની ભાવનાનો આબાદ આશ્રય લેવો પડ્યો છે. અને એ બાબતનાં ઉદાહરણો ખૂબ જ જાણીતાં છે. ઢગલા-બંધ સ્તોત્રો અને સ્તુતિઓ એ વાતનો સચોટ પુરાવો છે.

ઈશ્વરકર્તૃત્વ-ભાવનાની સાહજિક વ્યાપકતા જગત્‌માં પથરાયેલી જૈનાચાર્યોના પણ ધ્યાન બહાર ન્હોતી જ. અને એટલા માટે જ હરિભદ્રાચાર્યને (શાસ્ત્રવાર્તાસમુચ્ચયના ત્રીજા સ્તબકના પ્રારંભમાં) લખવું પડ્યું છે કે—

" कर्तायमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना ॥ १३ ॥ "

અર્થાત્—" ઈશ્વર સૃષ્ટિકર્તા છે " એ વચન તરફ જેમને આદર છે તેમને અનુકૂળ બનીને ઈશ્વરકર્તૃત્વની દેશના બનાવવામાં આવી છે.+

---

+ તે આ પ્રકારે—

ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद् गुणभावतः ॥ ११ ॥
तदनासेवनादेव यत् संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्तृत्वं कल्प्यमानं न दुष्यति ॥ १२ ॥

અર્થાત્—પરમાત્મા એ જ ઈશ્વર છે, તેના ઉપદેશ પ્રમાણે ચાલવાથી મનુષ્ય મુક્તિ પ્રાપ્ત કરે છે, માટે એ મુક્તિના પ્રદાતા ઉપચારથી ઈશ્વર કહી શકાય. તે જ પ્રમાણે, તેના ઉપદેશથી વિરુદ્ધ ચાલવાથી ભવચક્રમાં જ ભમવું પડે છે, તે એના ઉપદેશને ન માનવાનું પરિણામ છે—ન માનવાની સજા છે એમ કહેવામાં કશો બાધ નથી.

દાર્શનિક દૃષ્ટિ સિવાય વર્તમાન વિજ્ઞાન (Modern Science)ની વિચારદૃષ્ટિ પણ ઈશ્વરકર્તૃત્વની વિરોધમાં જ છે. વસ્તુસ્થિતિ આમ છે. છતાં માણસની બાળુક મનોવૃત્તિ એ જાતની (ઈશ્વરકર્તૃત્વની) ભાવનાનો રંગ લાગ્યા સિવાય રહી શકતી નથી. એમાં એને આત્મસન્તોષ કે આન્તરિક આનન્દ અનુભવાય છે. ઈશ્વરકર્તૃત્વનો નિષેધ-સિદ્ધાન્ત અને ઈશ્વરકર્તૃત્વની ભાવનાનું માનસ એ હમેશાં સાથે રહેતાં આવ્યાં છે અને સાથે રહેવાનાં એ એક મનુષ્યસ્વભાવ છે, જે દુર્નિવાર છે. ખેર, એમ કરીને પણ (ઈશ્વરને કર્તા માની તે રૂપે ભજીને પણ) જો આત્મશુદ્ધિનું સાધન બનતું હોય તો તે માન્યતાથી પણ કંઈ ખોટ જવાની નથી. માણસ ગમે તેવાં ફિલોસોફિકલ કે લોજિકલ મન્તવ્યોમાં સંસ્કારિત બનેલો હોય, પરન્તુ આત્મશુદ્ધિની સાધનાનો તેનો વિમલ વ્યવસાય જો અબાધિત હશે, જીવનશોધનનો તેનો સુપ્રયત્ન જો અસ્ખલિત હશે તો તેની કલ્યાણસિદ્ધિ ચોક્કસ છે એમાં શક નથી.

કાર્તિક શુદિ પંચમી<br>
વિ. સં. ૧૯૯૧<br>
મુંબઈ.

ગ્રન્થકર્તા

This is the very reason why the great Jainâchârya Haribhadra Suri had to write thus ( in his Shâstravârtâsamuchchaya, Chapter III )-

" कर्तायमिति तद्वाक्ये यतः केषाञ्चिदादरः ।
अतस्तदानुगुण्येन तस्य कर्तृत्वदेशना" ॥ १३ ॥

( Inasmuch as some have respect for the statement "God is the Creator," I have, with a view to be agreeable to them, modelled my preaching in consonance with the idea of God being the Creator + )

Here in this connection I should emphatically and without any hesitation, assert my conviction that it is meritorious conduct mainly that elevates life. Sectional beliefs and rituals may aid the process if they are properly understood and applied in the direction of facilitating it (i. e, the process). But if they are not properly used or applied to the purpose for which they are meant, they are very likely to create dissensions and disorders among the various communities. The proper application of sectional beliefs and rituals consists in making their use as an aid to the formation and strengthening of good character or conduct. Hence it follows that sectional beliefs and rituals, by themselves mean nothing if they are misapplied in our daily dealings with our fellow beings. They should not, on any account, be made ground for quarrelling with others, even though they (people) may like to adhere or stick to their own creeds or rituals. One may believe in God or soul, and another may not. It is immaterial what a man professes to believe, if he firmly adheres to right conduct which alone enables a man to raise himself to the pinnacle of highest bliss.

—NYAYAVIJAYA

---

+ The attribution by Jainâchârya Haribhadra Suri, of Creativeness to God, is only metaphorical. His verses in the Shastra-varta-Samuchchaya, third Stabaka, are thus-

ईश्वरः परमात्मैव तदुक्तव्रतसेवनात् ।
यतो मुक्तिस्ततस्तस्याः कर्ता स्याद् गुणभावतः ॥ ११ ॥
तदनासेवनादेव यत् संसारोऽपि तत्त्वतः ।
तेन तस्यापि कर्तृत्वं कल्प्यमानं न दुष्यति ॥ १२ ॥

(The Supreme Soul is God whose, teachings being put into practice, a person gets Emancipation; hence, God may be by way of metaphor, spoken of as the giver ( कर्ता ) of that ( that person's ) Emancipation. And one who has not followed the virtuous path laid down by Him, has to wander in the transmigratory cycle; so this wandering or miserable state may be regarded as the result of or punishment for deviation from His good and auspicious moral advice. )

# जीवनामृतम्

वीर्योत्कर्षः ।

समुत्कर्षाय वीर्यस्य संयमेन विकासिना ।
उत्तिष्ठस्व समुन्नत्यै जीवनस्य महाशय ! ॥ १ ॥

જીવનની ઉન્નતિ માટે વિકસ્વર સંયમદ્વારા વીર્યને ખિલવ ! વીર્યને ખિલવવા સાવધ થા ! ( ૧ )

*Growth of Vitality

(1) Get up to increase or strengthen your vitality through firm restraint in order to highly elevate your life.

भवप्रपंचो नन्वेषा दुःखदा मोहवासना ।
अमूढश्चर सर्वत्र दृढसंकल्प-जागरः ॥ २ ॥

દુઃખરૂપ મોહવાસના એ જ સંસાર [ ભવપ્રપંચ ] છે, એને જ લીધે ભવ-ભ્રમણ છે. જાગ્રત્ અને સ્વસ્થમના રહી સર્વત્ર અમૂઢપણે વિહર. ( ૨ )

(2) The worldly existence of soul together with its transmigrations is due to painful infatuation or passions including attachment and aversion etc. (मोहवासना). Being wakeful and resolute, move everywhere keeping yourself unaffected by illusory attachment

* Th[illegible] the sect[illegible] [illegible]

## Religious Toleration

(8) Do not be narrow-minded towards the followers of other *religions. In every religion are described the same fundamental principles.*

धर्मतत्त्वं न कर्माणि धर्मो जीवन-शोधनम् ।
अतः स सम्भवत्येव विभिन्नेष्वपि कर्मसु ॥ ९ ॥

કર્મકાંડ એ ધર્મતત્ત્વ નથી. એ તો ધર્મસાધનનાં બાહ્ય સાધનરૂપ છે. ધર્મ તો (એની મદદથી) જીવનનું શોધન કરવું એ છે, અર્થાત્ ધર્મ જીવનશોધનમાં છે. માટે, જુદી જુદી જાતનાં કર્મકાંડો [ ક્રિયાકાંડો ] હોય ત્યાં પણ તે [ ધર્મતત્ત્વ ] સંભવે જ. ( ૯ )

(9) The ceremonial rituals which are performed for the purposes of Dharma, are not by themselves Dharma, but Dharma in its real significance is the act of purifying life with their aid. Hence it would be clear that Dharma is not confined to some special modes of rituals, but it may even exist among those who follow divers rites and ceremonies.

नहि कर्मविशेषस्य श्रेयान् धर्माधिमाग्रहः ।
धर्मप्रतिष्ठा सच्चित्ते, कर्मभेदो न बाधकः ॥ १० ॥

ધર્મને માટે કોઈ ચોક્કસ ક્રિયાકાંડનો આગ્રહ રાખવો, પોતાનો આગ્રહ બીજા ઉપર લાદવો શ્રેયસ્કર નથી. ધર્મની પ્રતિષ્ઠા ક્યાં છે એ સમજવું જોઈએ. એ છે શુદ્ધ ચિત્તમાં–ચિત્તની શુદ્ધિમાં, ચિત્તશોધનની સાધનામાં. પછી ક્રિયાભેદને વાંધારૂપે કેમ લેખી શકાય ? ક્રિયાભેદથી ધાર્મિકતામાં વાંધો ન હોય. ( ૧૦ )

(10) It is not meet to be obstinate for some special modes of rites and ceremonies as the means of performing Dharma. Dharma, in fact, lies in a state of unsullied mind or in the act of purifying mind. Hence differences in divers rituals cause no impediment.

दृष्टिभेदात् प्रमादाद् वा न यो धर्मक्रियां चरेत् ।
मनुष्यसंगतां मैत्रीमनर्हन् न स तावता     ॥ ११ ॥

જેઓ દૃષ્ટિભેદથી યા પ્રમાદથી ધર્મનું અથવા સામ્પ્રદાયિક વિધિનું આચરણ કરતા ન હોય તેઓ એ કારણે મનુષ્યસુલભ મૈત્રીને અયોગ્ય ઠરતા નથી, અર્થાત્, મનુષ્યોએ એક-બીજા સાથે જે મનુષ્યોચિત શિષ્ટાચરણ રાખવાનું છે તેને માટે તેઓ અપાત્ર બનતા નથી. (૧૧)

(11) Those who abstain from performing *religious* rites on account of their different or reverse point of view or sluggishness, do not, for that reason, become undeserving of human sympathy.

यः करोति यथा नाम स तथा प्रतिपत्स्यते ।
न मनुष्यो मनुष्येण त्यजेन्मानुषशिष्टताम्     ॥ १२ ॥

જે જેવું કરશે તેવું તે પામશે. પરન્તુ માણસે માણસ સાથેની પોતાની મનુષ્યશિષ્ટતા [માણસાઈ] ન છોડવી જોઈએ. (૧૨)

(12) As he will sow, so will he reap. So one should not abandon the polite course of human courtesy to others.

मनोभेदं विदध्मश्चेज्जात्यन्तर-मतान्तरैः ।
न कुत्रापि भवेदैक्यं द्वयोरपि मनुष्ययोः     ॥ १३ ॥

આપણે જો બીજા સાથે તેના જાતિભેદ યા મતભેદને કારણે મનોભેદ કરીએ તો ક્યાંય પણ, બે માણસોમાં પણ, બે સગા ભાઈઓ કે મિત્રોમાં પણ ઐક્ય નહિ થઈ શકે. (૧૩)

(13) If we assume hostile attitude towards others owing to *their being different in caste or religion ( or thoughts ),* then nowhere will be found unity—not even between any two men.

मतभेदे मनोभेदो नहि सौजन्यलक्षणम् ।
सौमनस्यं विपक्षेऽपि विवेकिचरितोचितम् ॥ १४ ॥

મતભેદના કારણે મનોભેદ કરવો એ સૌજન્ય ન ગણાય. મતભિન્નતાવાળા સાથે પણ સૌમનસ્ય રાખવું એ જ વિવેકોચિત આચરણ છે. (૧૪)

(14) It is not a sign of goodness to be adverse towards a holder of different views. The wise maintain their noble-mindedness even towards the opponent.

## ईश्वर-भक्तिः ।

प्रसीदति जगन्नाथे प्रसीदन्ति श्रियोऽखिलाः ।
अप्रसन्ने पुनस्तस्मिन्नन्धकारमयं जगत् ॥ १५ ॥

પરમેશ્વર પ્રસન્ન થતાં બધી લક્ષ્મી પ્રસન્ન થાય છે, જ્યારે તેની અપ્રસન્ન દશામાં જગત્ અન્ધકારમય બને છે. ( ૧૫ )

### God-Worship

(15) When the Lord of the universe is pleased with a person, all riches too are pleased with him; and on His being displeased, the world appears full of darkness (distress) to him.

सर्वां चिन्तामपाकृत्य भक्तियोगप्रयोगतः ।
त्वमेव परमीशानं प्रसादयितुमर्हसि ॥ १६ ॥

તમામ ચિન્તાને દૂર કર. તું એ પરમ પ્રભુને પ્રસન્ન કરી શકે છે–ભક્તિયોગના પ્રયોગે. ( ૧૬ )

(16) Give up all your anxieties. You can please the Supreme by the practice of devotional worship of Him.

अन्यस्याराधने यद्वत् सदा भवसि तत्परः ।
ईशमाराधयेस्तद्वत् किं हि न्यूनं तदा भवेत् ? ॥ १७ ॥

અન્યને આરાધવામાં તું જેમ હમેશાં તત્પર રહે છે, તેમ ઇશના આરાધનમાં જો તત્પર બને તો શું બાકી રહે ? ( ૧૭ )

(17) If you propitiate the Divinity so much as you are ever keen to serve others, then how can there be any scarcity for you ?

समाश्रय परात्मानमन्यस्याश्रयणं वृथा ।
प्रार्थितोऽसौ समर्थस्ते सर्वं दुःखं हनिष्यति ॥ १८ ॥

બીજાનો આસરો મૂકી દે. એ મહાન્ પ્રભુનો જ આશ્રય લે. એ સમર્થ આત્મા પ્રાર્થિત થતાં તારાં સઘળાં દુઃખોને હણી નાંખશે. ( ૧૮ )

(18) Resort to the Supreme Being. To seek shelter of others is to no purpose. The Almighty will destroy all your miseries, if prayed to by you.

विस्मृत्य परमेशानं मनुष्यस्य पुरस्तव ।
स्पष्टीस्यान्मतिदौर्बल्यं किंकरीभवतः सतः ॥ १९ ॥

પરમાત્માને વિસરી જઇ માણસના કિંકર થવું એમાં ચોખ્ખું તારું મતિદૌર્બલ્ય જાહેર થાય છે. ( ૧૯ )

(19) It displays your intellectual weakness that you become engrossed in slavishly serving a man, having forgotten the Omnipotent.

## जीवन-प्रणाली।

न पृथ्व्यां न जले नाग्नौ न वायौ न नभस्यपि।
प्रकाशते तु चारित्रे विमले परमेश्वरः ॥ २० ॥

પરમેશ્વર નથી પૃથ્વીમાં, નથી જળમાં, નથી અગ્નિમાં, નથી વાયુમાં અને નથી આકાશમાં; પરન્તુ તે પ્રકાશે છે માણસના નિર્મળ ચારિત્રમાં. ( ૨૦ )

### The mode of living

(20) God does not shine out in earth, in water, in fire, in air or in sky; but He is to be found in character, pure and noble.

जायते परिशुद्धत्वं चारित्रस्य यथा यथा।
तथा तथा परंज्योतिः परमात्मा प्रसीदति ॥ २१ ॥

જેમ જેમ ચારિત્રની શુદ્ધિ થતી જાય છે, તેમ તેમ પરંજ્યોતિ પરમાત્મા પ્રસન્ન થાય છે. ( ૨૧ )

(21) The more a person's character gets purified, the more the All-enlightened or Omniscient Lord is pleased with him

विवेकदृष्टिमाधाय सदाचरणसाधने।
सदा जीवनशोधाय प्रयतन्ते सुमेधसः ॥ २२ ॥

જીવનશોધન માટે વિવેકદૃષ્ટિપૂર્વક સદાચરણસાધનમાં સદા પ્રયત્નવાન રહેવું એ જ ખરું ડહાપણ છે. ( ૨૨ )

(22) Wise are they who with discriminative judgment, always follow rules of good conduct, for the purification of life.

निन्दतः प्रति नो कुप्येत्, न रज्येत् स्तुवतः प्रति ।
चेतसा निर्विकारेण कुर्यात् कर्तव्यसाधनम् ॥ २३ ॥

નિન્દા કરનાર પ્રત્યે રોષ ન થઈએ અને વખાણનાર તરફ રાગી ન થઈએ. એ પ્રકારના વિકારોને ચિત્તમાંથી કાઢી નાંખી માણસે કર્તવ્યસાધનમાં જ નિમગ્ન રહેવું જોઈએ. ( ૨૩ )

(23) Do not be angry with those who vilify you, nor be attached to those who eulogise you. Keep off such impurities of mind and discharge your duties.

मानुष्यकमिदं प्राप्तं श्रेष्ठं निखिलजन्मनाम् ।
कर्तव्यसाधनायैव प्रमादस्तत्र नोचितः ॥ २४ ॥

સમગ્ર દેહધારી જગતમાં મનુષ્યજીવન શ્રેષ્ઠ જીવન છે, અને તે મળ્યું છે કર્તવ્યસાધન માટે જ. તેમાં પ્રમાદ કરવો ઉચિત નથી. ( ૨૪ )

(24) You have acquired human birth, the best among all varieties of life, for the purpose of performing duties. It is not now befitting you to be sluggish.

मनुष्यमात्रे सौहार्दं प्राणिमात्रे दयालुता ।
संयमः सत्यमक्रोधः सेवा जीवनपद्धतिः ॥ २५ ॥

માણસ માત્ર સાથે સૌહાર્દ(સદ્ભાવ), પ્રાણીમાત્ર પ્રત્યે દયાલુતા, અને સત્ય, સંયમ, અક્રોધ તથા સેવા એ જ જીવનની પ્રણાલી છે–જીવવાની રીત છે. ( ૨૫ )

(25) The real mode of living lies in these: good feeling to mankind, mercy to every creature, moral control, truthfulness, suppression of anger, and service

अस्मिन् महति मार्गे यः प्रगच्छति यथा यथा।
तथा तथा स आलोकं जीवनस्य समश्नुते ॥ २६ ॥

આ પ્રશસ્ત-પવિત્ર માર્ગે માણસ જેમ જેમ પ્રગતિ કરે છે, તેમ તેમ તે જીવનનો પ્રકાશ મેળવે છે. (૨૬)

(26) This (the above-mentioned) is the good path, whereupon the more does one advance, the more does one attain the light of life.

एतद् वस्तुत आस्तिक्यमेतद् धार्मिकजीवनम् ।
अभावेऽपीश्वरादीनां प्रत्ययस्य प्रतिष्ठितेः ॥ २७ ॥

વસ્તુતઃ આ જ ( ગતશ્લોકમાં બતાવેલી જીવનપદ્ધતિ ) આસ્તિક્ય છે અને આ જ ધાર્મિક જીવન છે-ઇશ્વરાદિવિષયક શ્રદ્ધાની ગેરહાજરીમાં પણ. (૨૭)

(27) This (the life of this sort) is, in reality, Āstikya (theism) and this is the very religious life, in spite of the destitution of faith in God and others.

पतितं मोहयोगेन मोहच्छेदात् समुद्धरेत् ।
तत्त्वतः परमात्मानमात्मानं सद्विवेकतः ॥ २८ ॥

આત્મા વાસ્તવમાં પરમાત્મા છે, પણ મોહના યોગે પડેલો છે. વિવેકનો પ્રકાશ થતાં મોહનું હનન-કાર્ય સરળ થાય, અને એ જ રસ્તે તેનું [ આત્માનું ] ઉદ્ધરણ થાય. વિવેકના પ્રકાશ-બળે મોહને છેદી આત્માને ઉદ્ધર. (૨૮)

(28) Every embodied soul is, in its real nature, the Perfect Being (God) endowed with infinite knowledge, power, bliss etc., the divine attributes of the soul But alas, it has fallen down owing to infatuation or illusory attachment By destroying this passion with the aid of the light of discrimination, emancipate it.

प्रार्थना ।

निधिस्त्वमसि दीनानां सुधा त्वमसि रोगिणाम् ।
नाथस्त्वमस्यनाथानां सुखं त्वमसि दुःखिनाम् ॥ २९ ॥

દેવ ! તું દરિદ્રોનો નિધિ છે, રોગીઓનું અમૃત છે, અનાથોનો નાથ છે અને દુખિયાઓનું સુખ છે. ( ૨૯ )

Request to God

(29) Thou art the treasure to the poor; Thou art the nectar to the diseased; Thou art the shelter to the helpless; and Thou art the bliss to the miserable.

नहि मुच्येत दुःखेभ्यस्त्वदालम्बनवर्जितः ।
त्वामेव जगदीशानं प्रपद्ये शरणं प्रभो ! ॥ ३० ॥

પ્રભુ ! તારા આલંબન વગર પ્રાણી દુઃખોમાંથી છૂટી શકતો નથી. તું જ શરણ છે. હે જગદીશ ! હું તારું શરણ સ્વીકારું છું. ( ૩૦ )

(30) One cannot be relieved of miseries without resorting to Thee. I take refuge in Thee, the Lord of the world. Thou alone art my refuge.

त्वां श्रितोऽस्मि शुभाकांक्षी भगवंस्त्वमसी ।
ममान्तस्तिमिरं भित्त्वा समुज्ज्वलय मानसम् ॥ ३१ ॥

શુભકાંક્ષી હું તારે આશ્રયે આવ્યો છું. તું ઈશ્વર ( મહાસમર્થ ) છે. પ્રભુ ! મારા અન્તરના તિમિરને ભેદી મારા ચિત્તને ઉજ્જવળ કરવા કૃપા કર ! ( ૩૧ )

(31) [illegible] resorte[illegible] Thee. [illegible] ness and [illegible]

# પ્રસ્તાવના

આ પુસ્તિકાનું પ્રથમ પ્રકરણ ધર્મની સાર્વભૌમતા સમજાવે છે, બીજું, પ્રગતિની દિશામાં પ્રબોધન કરે છે અને ત્રીજું, કર્મભૂમિના મેદાનમાં કૂદી પડવાની પ્રેરણા રેડે છે.

વિષય સંક્ષિપ્ત પણ સ્પષ્ટ છે, અને સ્થળ બહુ ટૂંકું છે, એટલે અહીં પ્રસ્તાવનાને અવકાશ મળવાનું રહે તો નહિ. એમ છતાં, ધર્મની સાર્વભૌમતા પર, કે જે આ પુસ્તિકા પ્રથમ અંશનો વિષય છે, કંઈક વિવેચન, ઔચિત્યનું અતિક્રમણ ન થવા દઈને જો અહીં અપાય તો તેટલા પૂરતું પણ વાચન અસંગત કે અઘટિત ન થતાં ઉપયુક્ત થશે, અને સાથે જ, પ્રસ્તાવનાની રીત પણ જળવાશે એમ વિચાર આવ્યો, જેના પરિણામે, વાચક પુસ્તિકામાં પ્રવેશ કરે તે અગાઉ તેને આ પ્રાસ્તાવિક અવતરણ પણ મળી રહે છે. અસ્તુ.

એ વાત ખુલ્લી જ છે કે મનુષ્ય માત્રને, પ્રાણી માત્રને સુખ જોઈએ છે. એ જ તેનું એક માત્ર મુખ્ય અને અન્તિમ ધ્યેય છે. એની પ્રાપ્તિની ભાવનામાંથી ધર્મભાવના જાગરિત થઈ છે. દુનિયાના સર્વ ધર્મો જગતને સુખ આપવા માટે પોતાનું અસ્તિત્વ બતાવી રહ્યા છે. દરેક ધર્મ તેની ઉપાસના કરવામાં સુખશાન્તિનો લાભ થવાનું દર્શાવે છે. આમ છતાં આપણે સ્પષ્ટ જોઈએ છીએ કે ધર્મના ઝઘડાઓએ દુનિયાનું વાતાવરણ કેવું ડહોળી મૂક્યું છે. વિચાર કરવાની વાત છે કે સુખ-શાન્તિના ઉદ્દેશે નીકળેલા યા પ્રસરેલા ધર્મ-માર્ગોથી દુનિયાની સુખ-શાન્તિમાં વધારો થવો જોઈએ કે ઘટાડો થવો જોઈએ? એક સંસ્થાનો જે ઉદ્દેશ હોય તે એક સંસ્થાથી જેટલો સધાય, તેના કરતાં તે ઉદ્દેશવાળી અનેક સંસ્થાઓથી તે વધારે સધાય એ ખુલ્લું છે. ત્યારે પ્રશ્ન એ થાય છે કે, સુખ-શાન્તિનો પ્રચાર કરવા નીકળેલા ધર્મના આટઆટલા પંથોથી સુખ-શાન્તિને બદલે આટલું કલેશ-વાતાવરણ કેમ? શાન્તિપ્રચારને બદલે આટલો અશાન્તિપ્રચાર કેમ? ઊંડું તપાસતાં જોઈ શકાશે કે સુખશાન્તિના પ્રચારના પવિત્ર ભાવના કરતાં, ધર્મ-

ફેલાયેલી પાછળ સંકુચિત સાંપ્રદાયિક વાતાવરણ વધારે ફેલાયેલું હોય છે. એનું જ એ પરિણામ આવે છે કે, સુખ-શાન્તિનો સાચો પ્રચાર કરવાનું એક બાજુ રહી જાય છે, અને સાંપ્રદાયિક સંકુચિત દૃષ્ટિને લીધે મજહબી વ્યામોહમાં પડી જઈ મજહબી મહિમાને વધારવાના કામમાં ખૂંચી જવામાં આવે છે. આવી સ્થિતિ જ્યાં પ્રવર્તતી હોય, તે ધર્મોથી જગતને ખરી સુખ-શાન્તિ સાંપડવી અશક્ય છે. આવી મનોદશાવાળા ધર્મો કે સંપ્રદાયો જેટલા વધારે સંખ્યામાં હોય, તેટલી વધારે, દુનિયાને, શાન્તિ નહિ, પણ અશાન્તિ સાંપડે એ ખુલ્લું છે.

લોકોમાં વાસ્તવિક જ્ઞાન-શિક્ષણ બહુ ઓછું છે; અને ધર્મના "ઠેકેદારો" ભોળી પ્રજાની અજ્ઞાન દશાનો ગેરલાભ લઈ પોતાની નેતૃત્વની સત્તાના વૈભવનો ભોગવટો સાચવી રાખવા તે ભોળાઓને પોતાના સંપ્રદાયના 'સાંકડા ઓરડા' માં જ 'પૂરી' રાખવાના પ્રયત્નો સેવી રહ્યા હોય છે. જગતમાં સુધારા જેમ પંડિતોએ કર્યા છે તેમ બગાડા પણ તેમનાથી થયા છે. થોડી ઘણી પંડિતાઈના બળ પર પોતાના "વાડા"ના માણસોને આંજી-ભોળવી-બ્હેકાવીને તેમને તેમાં ને તેમાં જ ગોંધી રાખવાની તેમની મનોદશા હોય છે. એટલે આવા "પંડિતો" યા ધર્મના "ઠેકેદારો" થી પ્રજાના આધ્યાત્મિક વિકાસનાં દ્વાર રુંધાઈ જાય છે. 'ધર્મના 'ઠેકેદારો'ની આવી સંકુચિત મનોવૃત્તિઓ, વિવેકહીન સ્થિતિયુક્ત મનોદશાઓ અને સ્વાર્થપૂર્ણ વાસનાઓ જ ધર્મ-જગતમાં બખેડા વધારી મૂકે છે અને પ્રજામાં અશાન્તિનો ઉકળાટ ફેલાવે છે. આના પરિણામે એ બને છે કે, ભાવનાવાદી વર્ગ ઉશ્કેરાઈ જાય છે. તેમને 'ધર્મસંસ્થા' નાહક ચીડ ચડે છે અને તેમનાં ઊકળી ગયેલાં માનસ ધર્મને જ દુનિયાની અશાન્તિ અને દુર્ગતિનું મૂળ સમજવા લાગે છે. રૂસમાં લેનિને કહ્યું હતું કે, "ધર્મ લોકોને માટે અફીણ સમાન છે. ધર્મદ્વારા મનુષ્યસમાજ પર ઘોર આધ્યાત્મિક અત્યાચાર થાય છે અને અનિષ્ટ ફેલાય છે." હિન્દુઓનું રાજ્ય હતું ત્યારે એક વખતે સ્વેચ્છે ધર્માંધ જનતા નશામાં બૌદ્ધો પર ત્રાસ વર્તાવવામાં મજા ભોગવી હતી. બૌદ્ધોએ પોતાના બળના આવેશમાં ક્રૂરતા ધારણ કરી હતી. ઔરંગઝેબના ધર્માંધપણે ગુરુ ગોવિન્દસિંહના બે સુકુમાર બાળકોને જીવતા જ દીવાલમાં ચણી દીધા હતા. સન્ ૧૫૫૫ માં ઇંગ્લેંડની શાસિકા 'મેરી', જે કટ્ટર ધર્માંધ પુરાણા રિવાજોને માનવાવાળી કૅથોલિક હતી, તેણીએ ધર્મઝનૂનના ઘોર આવેશમાં પરિવર્તનવાદી પ્રોટેસ્ટેન્ટોને અંગ્રેજી લ્યુથર, રોજર્સ, હૂપર, ક્રેનમર, લેટિમર તથા રિડલે વગેરે મુખ્ય મુખ્ય પ્રોટેસ્ટેન્ટ નેતાઓને ધગધગતી આગમાં હોમાવી

દીધા હતા. આ તો એક દિશામાત્ર છે. ધર્મના ઝનૂની નચાગ્રો દુનિયામાં જે કાળો કેર વર્તાવ્યો છે, જે ભયંકર અત્યાચાર ગુજાર્યા છે તેનું જ્યારે જ્યારે સ્મરણ થઈ આવે છે ત્યારે હૃદયની વેદના ફરી ફરી જાગ્રત થાય છે. આવી ઝનૂની નચાખોર અસર જે કોઈ ધર્મમાં થોડી-ઘણી ઘુસવા પામે છે, પછી તે "ધર્મ" પવિત્ર રહેતો નથી અને જગતને લાભકારક નીવડતો નથી. આવી ઝઘડાખોરીના કારણે લોકોને "ધર્મ" પર તિરસ્કાર છૂટે છે અને આપણે સગી આંખે જોઈ રહ્યા છીએ તેમ, આજે મનુષ્યોનાં હૃદય ધર્મ પરથી ખસતાં જાય છે, ખસી રહ્યાં છે.

ત્યારે, ધર્મ એ વાસ્તવમાં શી વસ્તુ છે? એ પ્રશ્ન સહેજે ઊભો થાય છે અને એના ખુલાસા પર જ ધર્મની ઉપયોગિતા પરત્વે સમજવાનું રહે છે.

ધર્મ એ વસ્તુતઃ હૃદયની અથવા જીવનની વસ્તુ છે. કોઈ પણ માણસને એક ધર્મમાં( સંપ્રદાયમાં )થી બીજા ધર્મ( સંપ્રદાય )માં ફેરવવો એ એક વાત છે, અને એના જ ધર્મમાં એને રહેવા દઈ એને ધર્મનાં શુદ્ધ તત્ત્વોનો અનુગામી બનાવવો એ બીજી વાત છે. કોઈ પણ માણસ પોતાના ધર્મમાં (સંપ્રદાયમાં) રહી બુરાઈ અને પાપોને છોડે અને સદાચારના માર્ગે ચાલે તો પોતાનું કલ્યાણ ન સાધી શકે ? સાંપ્રદાયિક મોહને વશ થઈ, બીજાઓને પોતપોતાના સંપ્રદાયના ઝભ્ભા પહેરાવવાનું જ્યારે વધી પડે છે ત્યારે પ્રજાના શાન્તિમય જીવન પર અશાન્તિનાં વાદળ ઘેરાવા માંડે છે. ધ્યાનમાં લેવાની જરૂર છે કે સંપ્રદાયના ઝભ્ભા પહેરાવ્યા વગર કોઈને સાચા પુણ્ય પથ પર શું નથી લાવી શકાતો ? દાખલા તરીકે, કોઈ પારસી કે મુસલમાન ભાઈ પોતાના મજહબમાં રહી પશુહત્યાદિ બદીઓને છોડે અને અહિંસા, સત્ય, સંયમ, અનુકંપા, પરોપકાર અને સેવા-ભાવના પવિત્ર માર્ગે ચાલે તો તે પોતાનું આત્મકલ્યાણ શું નહિ સાધી શકશે? જરૂર સાધી શકશે. આવો સદાચરણી માણસ, હિન્દુ હોય તો તેને મુસલ્માનો સાચો 'મુસલ્માન' સમજે અને આવો સદા-ચરણી માણસ, મુસલ્માન હોય તો તેને હિન્દુઓ સાચો 'હિન્દુ' સમજે તો દેશમાં ભાઈચારાનું કેવું સરસ વાતાવરણ પથરાય ? અને દેશનું કેટલું ભલું થાય ?

ધર્મની સાધના છે સાચા માણસ-ખરા ઇન્સાન બનવામાં, બધ. ...ઇશ્વર... ... ... મેમ ... ... ... અનુસાર, નમીસાવ કેળવ ...મા... ... ... ... ... આનંદને ૨૮ ધર્મ અરસપરસ

ટંટા-બખેડા કે મારામારી કરવામાં, મજહબી ઉન્મત્ત ઝનૂન ખોટું છે, પાપ છે અને વૈયક્તિક તેમ જ સામાજિક હિતનું ઘાતક છે એ સમજી જવાની બહુ જરૂર છે. ધર્મો અર્થાત્ સંપ્રદાયો તો સત્યને, માનવધર્મને શિખવાની શાળાઓ છે. એ શાળાઓ પૈકી કોઇની અન્દરથી પણ માણસ જો સદાચરણને શિખે, વિશ્વમૈત્રીના પાઠને પઢે તો, તે શાળા ( મજહબ ) તેને આશીર્વાદરૂપ છે; અને એમ ન કરતાં મજહબના-ધર્મના નામે ખોટો અહંકાર પોષે અને ઘમંડ રાખી ઝઘડા કરે તો એ મૂર્ખાચરણ એના જીવનની અધોગતિ કરનાર છે. કોઇ પણ મઝહબનો બિલ્લો નહિ ધરાવનાર માણસ પણ જો સત્યવાદી અને સદાચરણી હશે તો તે સાચો ધર્મી છે; અને ઇશ્વરમાં ન માનવાવાળો છતાં ઈશ્વરના સદુપદેશ પ્રમાણે ચાલતો હોવાથી ઇશ્વર એને પોતાનો ભક્ત સમજે છે, અથવા ઇશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તતો હોવાથી એ ઇશ્વરભક્ત છે; અને પરલોકમાં ન માનતો હોય તોયે એ પોતાના સદાચરણના બળે સારા પરલોકને (સુગતિને) પ્રાપ્ત કરે છે;-જેમ પરલોકને ન માનનાર ( ન માનવા છતાં ) પોતાનાં દુષ્કૃત્યોને લીધે ખરાબ પરલોકમાં જઇ પડે છે તેમ.

આમ ધર્મનો મૂળ માર્ગ અથવા ધર્મનું અસલી તત્ત્વ દુનિયાભરને સારુ એક જ છે, જેને સાધવા માટે રીત-રિવાજો કે ક્રિયાકાંડો ભલે નોખાં નોખાં હોય. એ નોખાં હોવાથી ધર્મ કંઇ એક મટી બે કે એથી અધિક ન થઇ શકે. સાધ્ય એક હોવા છતાં એને સાધવામાં ઉપયોગી થનાર સાધનો અનેક નથી હોતાં? તેમ ધર્મતત્ત્વને સાધવામાં મદદભૂત બાહ્ય ક્રિયાકાંડ અને રીતરિવાજ તથા વ્યવહાર નોખા નોખા હોય, એથી ધર્મ જુદા જુદા કેમ કહી શકાય ? સંપ્રદાયો ભિન્ન ભિન્ન હોય, પણ ધર્મ ભિન્ન ભિન્ન નથી. ભિન્ન ભિન્ન સંપ્રદાયની રીતભાત ભિન્ન ભિન્ન હોઇ શકે (હોય જ), પણ એનાથી સાધવાની જે ધર્મવસ્તુ છે તે તો એક જ છે-સમગ્ર માનવજાતિને માટે, અને તે, ઉપર કહ્યું તેમ, સત્ય-સદાચરણ અને તે દ્વારા ચિત્તનું વિશુદ્ધીકરણ. પોતપોતાના સંપ્રદાયનાં ક્રિયાકાંડ અને વિધિવિધાન ચિત્તના વિશોધન અને જીવનને સદાચરણી બનાવવા માટે છે. આ પરિણામ લાવે તો એ (વિધિવિધાન અને ક્રિયાકાંડ) સફળ, નહિ તો નિષ્ફળ. આમ સાધ્ય-સાધનના વિવેકની જીવનની વિકાસક્રિયામાં ખૂબ જરૂર છે.

# Foreword

"God sent His Singers upon earth
With songs of sadness and of mirth,
That they might touch the hearts of men
And bring them back to heaven again."

[ *Longfellow* ].

Muni Mahārāja Nyāyavijayaji is one of the greatest of the Jaina monks,-he is a singer sent on earth by God, with a view that he might rouse the dozing and yawning society, which has been becoming a ghost of modern civilization, to a sense of duty and religion, by pouring down into its ears the sweet and holy tunes of music from the lyre of his non-sectarian religious preaching.

Jivana-Hitam is one of the lustrous jewels presented by Muni Shri Nyayavijayaji to the public in general. The sweet Sanskrita verses composed by Munishri himself, have an inscrutable magic about them, which secretly guides us on to the path advantageous to our life's glorification. Who can ever forget the verses on the female-education and on Brahmacharya? As far as my personal experience goes, these verses have left on my youthful brain a permanent and lasting impression, which the dirt of modern civilization will never be able to brush off.

The [illegible] right on the [illegible] wide [illegible] high [illegible] n, unwit-

tingly and unwarrantedly trying to meet the East, which has a glorious civilization and a luminous culture of its own.

Highly inspiring indeed is this little book Jivana-Hitam; and I earnestly request all young men and women of India to go through and study it sincerely and conscientiously; and to learn by heart some of the magical verses, if possible. This little book will surely serve as a pocket-dictionary not of the words of language, but of the words of the right religion.

I feel myself fortunate enough, to first come in contact, though accidently, with this great and good Jaina Muni, a few days ago. He is, though great and learned, social beyond measure with all. He has an absorbent personality about him; and his ever laughing face charms both young and old, great and small. His motto in life seems to be, " Plain living and high thinking. " Unfathomable indeed is his learning and marvellously inspiring indeed is his preaching, which is perfectly non-sectarian, and which embraces in full measure all religions of the world.

Before now, Munishri Nyāyavijayaji had published many religious books, some among them stand on as high an altar as do the Bhagawad-Geeta and the Rama-Geeta of the Hindus.

I would like all persons and especially my young brethren of India to study the philosophy of this great Jaina Muni, because—

" Religion, if in heavenly Truth attired,
Needs only to be seen to be admired. "

[ *Cowper* ].

Mohanlal B Shah, B A.,
Soni Falia, Kadod,
(Dist Surat) 19 th May, '37.

# PREFACE

Every one longs for happiness and strives one's best for it. People in the world, however appear unhappy. How is it that the world is miserable in spite of its efforts for happiness ? This question is very easy to be solved. It is evident that a desired object is inaccessible, or difficult to be attained, unless proper means are secured. Desired objects require proper requisites to be fulfilled. If we wish for happiness, we should at first realize the way to its attainment. But it must be borne in mind that only realization or perception of means will not be sufficient. Nothing can be accomplished by means of knowledge only. Knowledge should be put into practice. Then and then only the desired object can be attained. If we compare our life to a vehicle, it wants indispensably the two wheels: knowledge and practice. Then its progress is possible, not otherwise. So we should, in short, understand that the key to success or rise lies in the co-operation of right knowledge and right conduct.

We should now know as to the above question that will-power, proper perseverance, honesty and good character-these requisites unfailingly lead to happiness. These are the only means upon which our happiness—true happiness is dependant. This is the very [illegible] which [illegible] redeemer of us, in case we resort [illegible] it. It is the [illegible] way which leads us forward [illegible], [illegible] us [illegible] a regular

manner to a high spirit, a higher path and the highest point, on reaching which a man becomes able enough to accomplish his supreme welfare, to attain the highest summit of spiritual elevation.

In the three parts this brochure gives such advice as may be useful to all. In the first part is explained the universality of Dharma which deserves to be attended to, especially during the time made turbulent by the quarrels of the religionists who consider their religions to be diverse and mutually opposite. Dharma, really speaking, is one and the same in its real nature, and equally beneficial to the whole universe. The ruling-systems of the diverse rulers or kings of diverse states may be diverse; but God is not so, He is one (from an aspect* ), then how is it that His ruling or advice which is called Dharma, may be diverse ?

This truth, I believe, being properly understood, all religious quarrels shall have to cease in the long run.

In the second part, there is described in a nut-shell the importance of the first Āshrama (Brahmacharya Āshrama) which is the foundation of the remaining Āshramas, which is the source of joy

* Let me here consider awhile from the aspect of Jainism:-

Though the emancipated souls endowed with infinite knowledge, infinite power and infinite bliss, who are innumerable, are all Gods, never-the-less they all, in the disembodied state, are so combined or merged mutually as do water and water or light and light. From this point of view to call them as one (one God), is not objectionable. If we consider the case of the embodied omniscient who are entirely equal to the disembodied souls in the manifestation of knowledge, power and purity, the souls of them are all pure and perfect alike So, from this stand-point, if they also are called as one God, it too may be congruous.

of life and which is the cause of elevation worldly as well as spiritual.

And in the last part, is poured inspiration for the cause of social uplift.

May the reader gain some impression from this booklet!

*May, 1937* Nyayavijaya

કલ્યાણના માર્ગ ( સત્કર્મ અથવા સદાચરણ ) પર વિશ્વાસ એનું નામ સમ્યક્ત્વ અથવા સમ્યગ્દર્શન, એ માર્ગને બરાબર જાણવો એ સમ્યગ્જ્ઞાન, એ માગ પર ચાલવું એ સમ્યક્ ચારિત્ર, એ ત્રણેનો સહયોગ એ

મોક્ષ-માર્ગ.

# जीवन-हितम्

## सार्वधर्मः ।

दुःखस्य मूलमज्ञानं तेन मुह्यन्ति जन्तवः ।
सत्संगतः सुखाकांक्षी समुच्छेत्तुं तदर्हति ॥ १ ॥

દુઃખનું મૂળ અજ્ઞાન છે. એથી જીવો મુંઝાય છે. જેને સુખની આકાંક્ષા છે તે સત્સંગથી તેને ( દુઃખ-મૂળને ) ઉચ્છેદી શકે છે. ૧

### The Universal Religion

(1) The source of misery is ignorance whereby living beings are infatuated or puzzled. One desirous of happiness can destroy it by virtue of the company of the good.

आवश्यकमुपासीत ज्ञानं कर्त्तव्य-गोचरम् ।
यद् विना सर्वशास्त्राणां निष्फला ज्ञानराशयः ॥ २ ॥

કર્તવ્ય વિષેનું જ્ઞાન એ જ ખરું જ્ઞાન છે. તે પ્રાપ્ત કરવાની જરૂર છે. તે વગર સર્વ શાસ્ત્રોના મોટા જ્ઞાન-ઢગ પણ નિરર્થક છે. ૨

(2) One must necessarily obtain the essential knowledge as to what one's duty is. In the absence of such sort of knowledge the greatest erudition of all the scriptures is of no avail [all the heaps of knowledge are fruitless].

[illegible]

मुमुक्षवोऽपि विद्वांसः साम्प्रदायिकदुर्ग्रहात् ।
क्लिष्टचेतःपरीणामीसन्तो गच्छन्ति कापथम्  ॥ ३ ॥

મુમુક્ષુ વિદ્વાનો પણ સાંમ્પ્રદાયિક દુરાગ્રહમાં પડી જઈ પોતાની મનોવૃત્તિને કષાય-કલુષિત બનાવે છે, અને પરિણામે ઊંધે રસ્તે ચડી જાય છે. ( ૩ )

(3) Even such learned men who aspire to Emancipation or Salvation, blacken their mentality by reason of evil sectarian obstinacy and consequently go astray.

तमपास्य सदालोकरोधि-कालुष्यकारिणम् ।
जिज्ञासु-शान्त-मध्यस्थवृत्तिना भाव्यमात्मना ॥ ४ ॥

સામ્પ્રદાયિક દુરાગ્રહ સત્યના પ્રકાશને આવરનાર છે તેમ જ મનોવૃત્તિને કલુષિત બનાવનાર છે. તેને દૂર કરી જિજ્ઞાસુ, શાન્ત અને મધ્યસ્થ વૃત્તિના બનવું જોઈએ. ( ૪ )

(4) One should be desirous of knowledge (of truth), tranquil as well as impartial (free from evil obstinacy), having kept off bigotry which obstructs true Light and brings on passionate blackness.

तत्त्वं धर्मस्य सुस्पष्टं मैत्रीभावविकासनम् ।
परोपकारनिर्माणं तथा संयम-साधनम्  ॥ ५ ॥

ધર્મનું તત્ત્વ તો ખુલ્લું છે, અને તે મૈત્રીભાવનું વિકાસન, પરોપકારી વર્તન અને સંયમ-સાધના. ( ૫ )

(5) It is very easy to know what Dharma in its real nature is. It is—developing all-pervading love, doing acts beneficial to others and cultivating the virtue of self-control.

(14) Dramas, hotels and similar institutions sap their vigour and the reading of erotic literature drains them of vitality. Those among them who are inclined to amorous pleasure wander, in search of it

जितेन्द्रियं ज्ञानसुतस्य वृत्तं निदर्शनं साधु कुमारकाणाम् ।
ब्रह्माश्रमी योऽनधिवाहतः प्राग् ब्रह्मव्रतं पूर्णतयाऽभिरक्षेत् ॥ १५ ॥

જ્ઞાનપુત્રનું જિતેન્દ્રિય જીવન જગતના કુમારોને માટે રૂડા નિદર્શન તરીકે છે છે. તેઓ વિવાહ કરવા પૂર્વે બ્રહ્મચર્યાશ્રમના પાલકે પૂર્ણ રીતે પોતાના બ્રહ્મચર્યનું રક્ષણ કરવું જોઈએ. (૧૫)

(15) The example of the son of Jnata, who had perfect control over His senses, is indeed, an object lesson to young men. One who belongs to the order of students must observe the vow of complete celibacy before he can become eligible for the order of householders.

ब्रह्मव्रतं जीवनमूलभूतं ब्रह्माश्रमः सद्गुणराशिदीपः ।
ब्रह्माऽऽस्पदं शक्ति-महः-सुखानां कर्तव्यमाद्याश्रमपालनं सत् ॥१६॥

બ્રહ્મચર્ય એ જીવનનો મૂળાધાર છે. બ્રહ્મચર્યાશ્રમ એ સદ્ગુણરાશિનો દીવો છે. બ્રહ્મવ્રત એ શક્તિ, તેજ અને સુખનું ધામ છે. ખરેજ, પ્રથમ આશ્રમનું પાલન કરવું એ પવિત્ર કર્તવ્ય છે. (૧૬)

(16) Celibacy is at the root of all life. The life of a student is like a flame, combining in itself all human virtues. Celibacy is an abode of strength, brightness and happiness, and therefore its observance in the first order is the primary duty of all.

चतुर्षु स्वच्छाश्रम जीवनस्य श्रीब्रह्मदेवः प्रथमेऽस्ति राजन् :
गच्छन्ननोऽग्रे नमनचायित्वा स्वजीवनाभोगविमातनोति ॥ १७ ॥

ગૃહસ્થાશ્રમમાં આવ્યા વગર આગળ જવું એ વિરલપ્રકૃતિસાધ્ય છે. જગત્પ્રસિદ્ધ માર્ગ આશ્રમ-પદ્ધતિનો ક્રમિક માર્ગ છે. એટલે પ્રાયઃ બધા એ જ માર્ગે ચાલે છે. (૨૨)

(22) It is possible, only for such as are blessed with extra ordinary powers, to advance further without passing through the stage of a householder. That the four orders are to be followed in the ascending order is a well established tradition, and this leads people to pass through the orders mostly in traditional succession.

यः स्यात् प्रमोदस्तनयावतारे न स प्रमोदस्तनयावतारे ।
कन्योद्भवः प्रत्युत खेदहेतुः संज्ञायमानः परिदृश्यतेऽद्य ॥ २३ ॥

પુત્ર અવતરતાં જે હર્ષ થાય, તે પુત્રી અવતરતાં ન થાય; બલ્કે દીકરીનો જન્મ આજે ખેદજનક થતો જોવામાં આવે છે. (૨૩)

(23) The birth of a daughter does not seem to give as great joy as the birth of a son. Nay, in the present age, the birth of a daughter is regarded as an occasion for regret.

परिस्थितावीदृशि कारणं तु समाजसंस्थागतदुर्व्यवस्था ।
पुत्रश्च पुत्री परमार्थतस्तु देशस्य तुल्यास्ति समा विभूतिः ॥ २४ ॥

આવી પરિસ્થિતિ થવામાં કારણ તો સમાજસંસ્થાગત દુર્વ્યવસ્થા છે. પરમાર્થતઃ પુત્ર અને પુત્રી બન્ને દેશની સરખી વિભૂતિ છે. (૨૪)

(24) Such a state of affairs is due to the confusion in the social structure. Son and daughter both, really speaking, are assets to the nation.

ईदृक्षसाम्योज्ज्वलभावनाया विकासनार्थं जनता-मनस्सु ।
अदृष्टसंकेतवशेन मन्ये महात्म-वीरस्य कनीपितृत्वम् ॥ २५ ॥

આવી 'સમાનતા' ની ઉજ્જ્વલ ભાવના જનતાના મનમાં ખિલવવા માટે, હું માનું છું કે, અદૃષ્ટસંકેતવશાત્ મહાત્મા વીરને કન્યાના પિતા થવાનું સાંપડ્યું હશે! (૨૫)

(25) To my mind, it appears that, by a strange freak of nature, the high-souled Vira became the father of a daughter in order that an impartial sense of equality in respect of son and daughter might be cultivated amongst the people.

स्वभागिनेयेन 'जमालिना'ऽमा वीरः समुद्वाहयति स्वकन्याम् ।
रूढिप्रकारा भुवि भिन्न-भिन्नाः काले च काले परिवृत्तिभाजः ॥२६॥

મહાવીર પોતાની કન્યા પોતાના ભાણેજ 'જમાલિ' સાથે પરણાવે છે. દુનિયામાં રૂઢિની રીતો ભિન્ન-ભિન્ન હોય છે અને સમયે સમયે બદલાયા કરે છે.(૨૬)

(26) Vira gave His daughter in marriage to Jamali, His sister's son. Usages vary in different countries, and go on changing with the change of times.

सन्तो महान्तोऽवतरन्ति नैव भोगाय सांसारिकवैभवस्य ।
तदावतारेण तथाविधानां भवेन्महद् संकलितं रहस्यम् ॥ २७ ॥

મહાન્ સન્ત આત્માઓ સંસાર-વિલાસ ભોગવવા માટે જન્મતા નથી. તેમના અવતરણ સાથે મોટું રહસ્ય સંકળાયેલું હોય છે. (૨૭)

[illegible] saints are never born for worldly enjoyments, there [illegible] mystery in the birth [illegible] great [illegible]

वीरो यदाऽजायत, भारतस्य स्थितिर्विचित्रा समभूत् तदानीम् ।
मूढक्रियाकाण्डविमोहजाले निबध्यमाना जनता, यदाऽऽसीत् ॥२८॥
"धर्माधिनाथै"श्च जनो यदाऽन्ध-श्रद्धावटेऽभूत् परिपात्यमानः ।
उच्चब्रुवा नीचपदेऽवगम्य परान् यदानल्पमदूदवंश्च ॥ २९ ॥
यदापजह्रुर्महिलाधिकारानन्यायतः पौरुषगर्वमत्ताः ।
धर्माय यज्ञादिषु भूरिहिंसा-पापानलः प्रज्वलितो यदाऽऽसीत् ॥३०॥
एतादृशे भारत-दौःस्थ्यकाले देवार्यदेवो 'मगध'-प्रदेशे ।
ख्याते पुरे 'क्षत्रियकुण्ड'नाम्नि प्राजायत क्षत्रियराजगेहे ॥३१॥
( चतुर्भिः कलापकम् )

મહાવીર જન્મ્યા તે વખતની ભારતવર્ષની સ્થિતિ વિચિત્ર હતી. જે વખતે જનતા અજ્ઞાન કર્મકાંડની મોહજાળમાં ફસાવાતી હતી; અને જે વખતે ધર્મના "ઠેકેદારો" લોકોને અન્ધશ્રદ્ધાના ખાડામાં પટકી રહ્યા હતા; જે વખતે પોતાને 'ઉચ્ચ' માનનારાઓ બીજાઓને "નીચ" સમજી બહુ સતાવી રહ્યા હતા; જે વખતે પૌરુષ-મદથી છકી ગયેલા પુરુષો અન્યાયથી સ્ત્રી-જાતિના હક્કો છીનવી રહ્યા હતા; અને જે વખતે ધર્મના નામે યજ્ઞાદિમાં પશુ-વધનો પાપાનલ ભયંકર ધમધમી રહ્યો હતો; એવા-દેશની દુર્દશાના-વખતમાં 'દેવાર્ય' દેવ 'મગધ' દેશમાં, જાણીતા 'ક્ષત્રિયકુંડ' નગરમાં, ક્ષત્રિય રાજાના રાજમહાલયમાં અવતરે છે. (૨૮-૩૧)

(28) Strange was the condition of India when Vira was born. The people were enmeshed in a tangle of meaningless ritualism. They were thrown into the abyss of blind faith by the so called leaders of religious thought. Those who regarded themselves superior were harassing others whom they considered to be low. Men, intoxicated with the pride of manhood, unjustly deprived women of their inherent rights; and the fire of sin arising from the excessive immolation of animals in sacrifices in the name of religion, was fully ablaze. At this miserable juncture was born the Lord Devarya, in a royal family of Kshatriyas in the city of Kshatriyakunda in the province of Magadha-(28-31)

इतो महस्रार्धे-सहस्रयुग-पूर्वकालो बहुदूषितोऽभूत् ।
पाखण्ड-दम्भ-कुलाभिमान-मदैरनाचार-वधोग्रतापैः ॥ ३२ ॥

લગભગ અઢી હજાર વર્ષ ઉપરનો એ કાળ અનાચાર, દંભ, પાખંડ અને જાતિ-કુલાભિમાન-મદોથી તથા હિંસા-તાપથી બહુ દૂષિત બનેલો. (૩૨)

( 32 ) Some two thousand and five hundred years ago, the age was vitiated with wrong beliefs, hypocrisy, pride of birth, irreligious conduct and the distressing sight of animal-slaughter.

अशान्तवातावरणाभ्रपुञ्जाऽऽवृतप्रजोद्धारविधानहेतोः ।
अभ्यर्थितः कस्यचनावतार आसीत् तदानीं सुमहात्मशक्तेः ॥ ३३ ॥

અશાન્ત વાતાવરણના અભ્રપટલથી ઘેરાયેલી પ્રજાના ઉદ્ધરણ માટે તે વખતે કોઇ સુમહાન આત્મશક્તિનું અવતરણ અભ્યર્થિત હતું. (૩૩)

( 33 ) It seemed as if the people were shrouded in thick clouds of a very disturbed atmosphere; and, for the sake of their uplift, it was desired that some extraordinary person, possessing wonderful soul-force, should appear on earth.

धर्मान्ध-सत्तोन्मद-निर्दयत्वात्याचारवायुः प्रसरीसरीति ।
तदा तदातापशमाय शान्ति-पाठाय कोऽप्यभ्युदियात् समर्थः ॥ ३४ ॥

ધર્માન્ધતા, સત્તોન્માદ અને નિર્દયતાનો અત્યાચાર-વાયુ જ્યારે ખૂબ ફેલાય છે ત્યારે તેના સન્તાપને શમાવવા અને શાન્તિનો મન્ત્રપાઠ ભણાવવા માટે કોઇ સમર્થ આત્મા નીકળી આવે છે. (૩૪)

( 34 ) Whenever an atmosphere of bigotry, intoxication of power and cruel oppression prevails, some great soul appears in the world in order to remove distress, and to teach lessons in the restoration and maintenance of peace.

उद्योषशक्तेरवतार एष यद् वर्धमानो भुवमाजगाम ।
असौ विरक्तो जगदार्तनादैर्भवत्यनल्पाऽऽत्मविमुक्तिचिन्तः ॥३५॥

આ ઊંચીમાં ઊંચી શક્તિનું અવતરણ છે કે મહાવીરનું પૃથ્વી પર આગમન થયું. એ મહાન્ પુરુષ જગતના આર્તનાદોથી વિરક્ત બની આત્મ-મુક્તિના, પ્રાણીઓની દુઃખ-મુક્તિના મહાન્ ચિન્તનમાં મગ્ન બને છે. (૩૫)

( 35 ) An embodiment of the highest power, Vardhamāna came down to earth. This great personage, being filled with a desire for renunciation because of the unceasing cries of earthly creatures became absorbed in reflecting on how to make them free from miseries.

दुःखस्य मूलं जडमोहरोगस्तेनैव सन्ताम्यति विश्वमेतत् ।
चिचत्त्वमानोज्ज्वलसंयमस्याऽनुशीलनं खल्वगदोऽस्ति तत्र ॥ ३६ ॥

દુઃખનું મૂળ જડમોહનો રોગ છે, એથી જ આ જગત્ દુઃખી છે. આત્મદૃષ્ટિપૂત સંયમ જ એ રોગનું ઓસડ છે. (૩૬)

( 36 ) The root of all troubles is the disease of attachment to material things. It is because of this that the whole world suffers. The medicinal remedy thereof is the practice of self-restraint illumined with the consciousness of the Self.

स्वयं तमासेव्य परं प्रपद्य स्वास्थ्यं स्वकीयं प्रकटीकरोमि ।
कल्याणभूतं जगतः पुरस्तमित्युच्चकैश्चिन्तनमाविशत् सः ॥ ३७ ॥

હું પોતે જ પહેલાં એ ઓસડનું સંપૂર્ણ સેવન કરું અને મારું પોતાનું (આત્મિક) સ્વાસ્થ્ય પૂર્ણ પ્રાપ્ત કરું; અને પછી એ કલ્યાણભૂત ઓસડને જગતની આગળ પ્રકટ કરું-આ જાતના ઉચ્ચ ચિન્તનમાં મહાવીર નિમગ્ન બને છે. (૩૭)

( 37 ) Let me first administer that medicine to myself and fully get my spiritual health restored to me; and after that I shall show that tried beneficial medicine to the world. He got Himself engrossed in reflection of this sort.

दीक्षामनाप्तुं कुरुते स्म पित्रोराजीविताद् गर्भपदे प्रतिज्ञाम् ।
खेदाकुलीभूततया स्वगर्भ-स्थैर्येण मातुः स विवेकशाली ॥ ३८ ॥

મહાવીર ગર્ભાવાસમાં સ્થિર થવાથી તેમનાં માતાજીને અનિષ્ટ શંકા આવવાથી તેઓ બહુ ખેદાકુલ થયાં હતાં. એથી એ વિવેકશાલી પુરુષે માતા-પિતા જીવન્ત હોય ત્યાં સુધી દીક્ષા નહિ ગ્રહણ કરવાની, ગર્ભાવસ્થામાં જ પ્રતિજ્ઞા કરી હતી. (૩૮)

( 38 ) As Mahavira remained motionless in the womb His mother was plunged in sorrow. This led the wise Vira to take a vow, while in embryo, not to renounce the world so long as His parents should live.

स चिन्तयामास तदोज्ज्वलात्मा शुश्रूषमाणस्य गुरू इमौ मे ।
गृहानुपित्वा क्रमयोगतोऽन्ते सम्पत्स्यते न्याय्यतया तपोऽपि ॥३९॥

તે પવિત્ર આત્માએ તે વખતે ચિન્તવેલું કે:-મારાં આ માતાપિતાની ઘરમાં રહી સેવા-શુશ્રૂષા કરતાં અન્તે અનુક્રમે પરિત્યાગ પણ મને ન્યાયસર સાંપડશે. (૩૯)

( 39 ) That great and noble soul reflected that, serving His parents in the home, will prove a proper and judicious prelude to His eventual Diksha by gradual degrees.

समग्रपापक्षपणस्वरूपा,दीक्षा मता निर्मलभावयोगा ।
अत्यन्तसन्ताप-विषादवत्स्व पित्रोर्न सा न्यायसमन्विता स्यात् ॥४०॥

દીક્ષા સર્વ પાપોના વિદારણરૂપ અને નિર્મળ ભાવવૃત્તિરૂપ ફરમાવવામાં આવેલી છે, માટે માતા-પિતાને અત્યન્ત દુ:ખ-સન્તાપમાં નાંખી દીક્ષા ગ્રહણ કરવી ન્યાયસર નથી. (૪૦)

( 40 ) Diksha is recognized as the greatest dissipator of sins, and presupposes accompaniment of pure sentiments. It is, therefore assuredly not proper to receive Diksha if it causes grave and anxious pain to the minds of parents.

पित्रोरुपास्तिर्व्रतसम्पदादिभूतं शुभं मङ्गलमस्तिलोके ।
सदुष्प्रतीकार-महोपकारौ पूजास्पदं धार्मिकचेतसां तौ ॥ ४१ ॥

માતા-પિતાની ભક્તિ એ ચારિત્ર-વ્રત-સાધનાનું પ્રારંભિક શુભ મંગલ છે. જેમનો પ્રત્યુપકાર બહુ દુષ્કર છે એવા મહોપકારી માતા-પિતા ધાર્મિક મનોવૃત્તિના માણસને પૂજનીય હોય છે. (૪૧)

( 41 ) The worship of parents, is an auspicious precursor to the life of a mandicant. Parents whose debts are very difficult to repay, are the first objects of veneration for the righteous.

स धर्मशाली स पुनः कृतज्ञः सती च तद्देवगुरुक्रमार्चा ।
समुज्ज्वलान्तःकरणेन सम्यग् एतौ गुरू सम्प्रतिपद्यते यः ॥ ४२ ॥

" તે ધર્મથી શોભિત છે, તે કૃતજ્ઞ છે અને તેની દેવગુરુભક્તિ પ્રશસ્ત છે, કે, જે એ ગુરુઓ (માતાપિતા)ને શુદ્ધ અન્તઃકરણથી યોગ્ય રીતે આરાધે છે. (૪૨)

( 42 ) He is said to be religious, he is regarded as grateful and his worship of God and preceptors is considered as praiseworthy, who, with a pure heart fervently adores his parents.

साधारणस्वार्थकृतेऽपि पित्रोर्विमाननाचापलमाचरद्भिः ।
एष प्रसङ्गः परिचिन्तनीयो देवार्यदेवस्य महोदयस्य ॥ ४३ ॥

સાધારણ સ્વાર્થ માટે પણ જેઓ પોતાનાં માતા–પિતાનું અપમાન કરવાની ધૃષ્ટતા કરે છે તેમણે મહોદય 'દેવાર્ય' દેવનો આ પ્રસંગ વિચારવો ઘટે. (૪૩)

( 43 ) Those who audaciously insult their parents for mere gain should ponder over this incident in the life of Devarya of excelling brilliance.

यदीयमन्तःकरणं विरक्तमत्यन्तमुत्कं तपसे प्रयातुम् ।
विलम्बते प्रव्रजितुं तथापि स केवलं तोषकृते स्वपित्रोः ॥ ४४ ॥

જેનું વિરક્ત અન્તઃકરણ પ્રવ્રજ્યાના પંથે પ્રયાણ કરવા અત્યન્ત ઉત્કંઠિત થઈ રહ્યું છે, છતાં તે મહાન્ યુવક કેવળ પોતાનાં માતા–પિતાને સંતોષવાની ખાતર દીક્ષા લેવામાં વિલમ્બ કરે છે. (૪૪)

( 44 ) Although His mind was utterly free from all desires, and He was anxious to embrace the life of an ascetic, this great soul delayed His initiation simply in order to keep His parents contented.

परत्र मातापितरौ प्रयातोऽष्टाविंशवर्षे सति वर्धमाने ।
राज्याभिषेकोऽथ शिरः किमियं 'सिद्धार्थ'-सून्वोः समलङ्करोतु ? ॥ ४५ ॥

વર્ધમાનની અઠાવીશ વર્ષની ઉમ્મર થતાં તેમનાં માતાપિતા પરલોક સિધાવે છે. હવે રાજ્યાભિષેક કોના મસ્તકને અલંકૃત કરે ? બે ભાઈઓમાંથી કોના થાય ? ( ૪૫ )

( 45 ) When He was twenty eight years of age, His parents left for the other world. Now, during the coronation ceremony, out of the two sons of Siddhartha, the question was whose head should the crown adorn.

पुत्रः पिता बान्धव-बान्धवौ च परस्परोच्छेदपरौ भवेताम् ।
यदर्थमाः समरा भवन्ति तत्रास्ति लक्ष्म्यां जगदन्धभूतम् ॥ ४६ ॥

જેને માટે બાપ-બેટા અને ભાઈ-ભાઈ એક-બીજાનું ઉચ્છેદન કરવા તૈયાર થાય છે અને જેને માટે ભયંકર યુદ્ધો ખડાં થાય છે તે લક્ષ્મીની અન્દર જગત્ આંધળું બન્યું છે (૪૬)

( 46 ) The world gets blinded by wealth, for the sake of which the son fights with his father, brothers are ready to destroy one another, and the most terrible wars take place.

परन्तु 'नन्दे'ऽधिकः प्रियोऽस्ति लक्ष्म्याः स्वकीयो लघुसोदरोऽसौ ।
निवेदयत्याग्रहपूर्वकं तं 'नन्दि'र्नृपत्वासन आसनाय ॥ ४७ ॥

પણ 'નન્દિ'('નન્દિવર્ધન')ને લક્ષ્મી કરતાં પોતાનો નાનો ભાઈ (વર્ધમાન) વધારે વહાલો છે. 'નન્દિવર્ધન' વર્ધમાનને રાજ્યગાદી પર બેસવા આગ્રહપૂર્વક નિવેદન કરે છે. (૪૭)

( 47 ) But as Nandivardhana loved his younger brother more than the goddess of wealth, he most earnestly asked his brother to occupy the royal throne.

धीरस्तदस्वीकृतिमादरेण कृत्वा स्वदीक्षाविषये समाह ।
'मम व्रताभिग्रह आर्य ! पूर्णस्ततोऽनुमन्यस्व तपःकृते माम्' ॥४८॥

મહાવીર તેનો આદરપૂર્વક અસ્વીકાર કરી પોતાની દીક્ષા માટે પોતાના મોટા ભાઈને કહે છે: આર્ય ! મારો વ્રતાભિગ્રહ હવે પૂર્ણ થાય છે, માટે દીક્ષા સારુ મને અનુમતિ આપો ! (૪૮)

( 48 ) Vira respectfully declined the offer, and broached to him the subject of His Diksha. 'Oh Venerable One', He said, 'The time-limit of my vow for sainthood having been reached, permit me now to accept the order of monks.'

स आह पित्रोर्विरहोपरि त्वत्प्रयाणकं भावि सुदुःसहं मे ।
वर्षद्वयं तन्मम तोषणायाऽधिकं गृहाणावस वर्धमान ! ॥ ४९ ॥

નન્દિવર્ધન જવાબ આપે છે: ભાઈ ! માતા-પિતાના (તાજેતરમાં થયેલા) વિરહ પછી તારું પણ પ્રયાણ થાય તો એ મને બહુ દુઃસહ થઈ પડે; માટે મને સંતોષવાની ખાતર, ભાઈ ! બે વર્ષ વધુ ઘરમાં ઠેરી જાઓ. (૪૯)

( 49 ) Nandi replied, ' If you also leave me so soon after the recent separation from our parents, it will be impossible for me to bear it. Oh Vardhamana, for my sake stay at home for two years more. '

तद्वाचमङ्गीकुरुते विनम्रोऽधिकं गृहे तिष्ठति वर्षयुग्मम् ।
क्रियाविशेषान् व्रतिजीवनस्य गृहस्थवेषेऽपि समाचरन् सः ॥५०॥

મહાવીર વિનમ્રપણે પોતાના મોટા ભાઈનું કહ્યું સ્વીકારી લે છે. અને, ગૃહસ્થ-વેશભૂષામાં પણ ત્યાગી જીવનની વિશેષ આજ્ઞાઓનું પાલન કરતા તેઓ બે વર્ષ વધુ ગૃહવાસમાં રહે છે. (૫૦)

( 50 ) With characteristic humility, Mahavira consented to remain at home for a period of two years, and during this interval, though a householder, He practised some special observances prescribed for an ascetic.

इमां प्रवृत्तिं किल वेद्मि वानप्रस्थाश्रम 'स्थानतया तदीयाम् ।
आवश्यकोऽभ्यासविधिर्मुमुक्षोः प्रवेशतः प्रागनगार-धर्मे ॥ ५१ ॥

મહાવીરની આ પ્રવૃત્તિને હું "વાનપ્રસ્થાશ્રમ"ના સ્થાને સમજું છું. મુમુક્ષુને અનગારધર્મમાં પ્રવેશ કરવા અગાઉ ત્યાગનું અભ્યાસ-વિધાન આવશ્યક છે. ( ૫૧ )

( 51 ) I, indeed, consider this conduct of Mahavira as appropriate to and resembling the conduct of a hermit in the third order. This practice of detachment or abstention is very necessary for an aspirant to salvation, before commencing the life of a homeless ascetic.

अभ्यस्य हि त्यागविधिं प्रवेशो हितावहः स्यादनगार-धर्मे ।
इत्थं तृतीयाऽऽश्रम-संविधानं संन्याससम्पादनपूर्वभूमिः ॥ ५२ ॥

ત્યાગવિધિનો અભ્યાસ કરીને અનગાર-ધર્મમાં પ્રવેશ કરવો એ હિતાવહ પદ્ધતિ છે. આમ, ત્રીજા આશ્રમનું વિધાન એ સંન્યાસગ્રહણની પૂર્વભૂમિરૂપ છે. (૫૨)

( 52 ) After having practised detachment or abstention the entry into the life of a homeless ascetic proves indeed very beneficial. Thus the observance of rules of conduct prescribed for the third order is the stage preparatory to the life of an ascetic.

आवश्यकोऽभ्यासविधिर्न पूर्वं भवेन्महावीरविधोत्तमानाम् ।
तथापि दातुं भुवि बोधपाठं तथा महानाचरति स्वयं सः ॥ ५३ ॥

જો કે, મહાવીર જેવા ઉત્તમ આત્માઓને ચારિત્ર ગ્રહણ કરવા પૂર્વે ત્યાગનું અભ્યાસ-વિધાન કરવાની કંઈ જ જરૂર ન હોય; છતાં મુમુક્ષુઓને બોધપાઠ આપવા માટે જ મહાન્ આત્મા સ્વયં તે પ્રમાણે આચરણ કરે છે. (૫૩)

(53) Though no practice might be considered imperative for great personages like Mahavir prior to their acceptance of renunciation, yet He conducted himself in this manner in order that it may serve as an instructive lesson to others.

स त्रिंशदब्दः पुरुषोत्तमोऽथ संन्यासरूपामुपयाति दीक्षाम् ।
सुविस्मितास्तत्समयाः परेऽपि सन्तस्तपस्तस्य विलोक्य घोरम् ॥५४॥

ત્રીશ વર્ષની ઉમ્મરે તે મહાનુભાવ સંન્યાસરૂપ (સર્વવિરતિરૂપ) દીક્ષા અંગીકાર કરે છે. તેમનો ઉગ્ર તપ જોઈ તે કાળના બીજા મોટા સાધુ-સન્તો પણ ખૂબ અજાયબ થાય છે. (૫૪)

(54) When He was thirty years of age, He became an ascetic renouncing all worldly attachments. Other great saints of His age were wonderstruck at His practice of the most terrible austerities.

मौनाश्रितो द्वादश वत्सराणि प्रायेण हित्वाऽशन-पानकं सः ।
उज्जागरो नग्नशरीरपादो महीमटत्यात्मविशोधमग्नः ॥ ५५ ॥

આત્મશોધમાં મગ્ન એ મહાત્મા બાર વર્ષ લગી પ્રાયઃ (મોટે ભાગે) ખાવું-પીવું મૂકી દઈ, મૌનપણે ઉજાગરા કરતો ઉઘાડે શરીરે તથા ઉઘાડે પગે પૃથ્વી પર પર્યટન કરે છે. (૫૫)

(55) Deeply engrossed in the realization of the soul, He sleeplessly roamed over the surface of the earth for twelve long

years, naked and bare-footed, observing silence, while having almost given up food and drink.

महामहोपद्रवकष्टपातेष्वपि स्थिरात्मा ऋषि-पुङ्गवः सः ।
न रुष्यति क्वाप्यधमाधमेऽपि क्षमां दधानः परमां कृपां च ॥५६॥

મ્હોટા મ્હોટા ઉપદ્રવોનાં કષ્ટો પડવા છતાં જેનો આત્મા સ્થિર છે એવો એ મહાન્ મહર્ષિ કોઇ પર પણ રોષ કરતો નથી. અધમાધમ ઉપર પણ એ સન્તના મહાન્ જીવનમાંથી ક્ષમા અને દયા જ નીતરે છે. (૫૬)

( 56 ) The great saint of unruffled mind even in the face of great calamities, never was wrathful to any, but was extremely forgiving and compassionate to even the worst villain.

एवंविधे द्वादशवर्ष-साधने समाप्तिमागच्छति तस्य योगिनः ।
सर्वप्रकाराऽऽवरणप्रहाणतः पूर्णं परब्रह्म-महः प्रकाशते ॥ ५७ ॥

આમ, બાર વર્ષની સાધના પૂર્ણ થતાં તે મહાત્માને સર્વ પ્રકારનાં આવરણો ( ઘાતી કર્મો ) ખરી જતાં પૂર્ણ પરમાત્મ-જ્યોતિ પ્રકટ થાય છે. (૫૭)

( 57 ) Thus He, of supremely meditative mind, continued His penance for twelve years on the expiration of which all veils of Karmic forces were lifted up and He shone, in full spiritual brilliance of the highest Brahma ( the Supreme ).

पूर्णात्माऽसौ परमविमलालोकचैतन्यरूपः
पूर्णानन्दः परमविभुतः श्रीमहावीरदेवः ।
ज्ञानालोकं वितरति परं लोककल्याणहेतो-
रापूर्णां भवति च निराकाममिदस्वरूपः ॥ ५८ ॥

પૂર્ણાત્મા, પરમનિર્મલપ્રકાશ–ચૈતન્યસ્વરૂપ, પૂર્ણાનન્દ અને પરમવિભુ શ્રીમહાવીરદેવ હવે લોકકલ્યાણ માટે શ્રેષ્ઠ અને પવિત્ર તત્ત્વજ્ઞાનનું પ્રકાશન કરે છે. અને આયુષ્ય ( ૭૨ વર્ષનું ) પૂર્ણ થતાં નિરાકાર સિદ્ધસ્વરૂપને પ્રાપ્ત થાય છે. ( ૫૮ )

( 58 ) That perfected soul, the embodiment of consciousness full of pure brightness, the eternal bliss, the supreme Lord Mahāvira radiated the best light of knowledge for the welfare of mankind. And when His life-period was over, He attained to the state of formless and perfect existence.

# वीर-विभूतिः

( उत्तरार्धम् )

## Part II

## The Preaching of Lord Mahāvira

[ This part is translated into English by N. K. Bambhania, M. A., LL B., Mangrol, Kathiawar. ]

सत्यप्रकाशं समवाप्य पूर्णं यद् वर्धमानो जगतो दिदेश ।
संक्षेपतस्तत् प्रतिपादयामि समग्रकल्याणनिदानभूतम् ॥ ५९ ॥

(પ્રથમ આવરણ-બન્ધોને ઉચ્છેદી) સત્યનો પૂર્ણ પ્રકાશ પ્રાપ્ત કર્યા પછી ભગવાન્ મહાવીરે જગતને જે ઉપદેશ કર્યો છે તે સર્વને કલ્યાણકારક હોઈ અહીં ટૂંકમાં રજૂ કરું છું. (૫૯)

( 59 ) I here briefly relate what Lord Mahavira taught the world after attaining that True & Perfect light. That teaching is such as will benefit all.

विमोहनिद्राप्रसिता मनुष्या महात्मना कारुणिकेन तेन ।
पवित्रवाणीप्रसरैः स्वकीयैर्महद्भिरभिजागरिताः प्रबोध्य ॥ ६० ॥

એ કારુણિક મહાત્માએ મોહનિદ્રામાં પડેલા માણસોને પોતાની પવિત્ર વાણીના તેજસ્વી પ્રચારથી પ્રબોધીને જગાડ્યા છે. (૬૦)

( 60 ) Men of the world were fast asleep under the influence of Moha (Ignorance or Infatuation). Them this Great Soul, with His heart overflowing with mercy, has awakened by means of His brilliant flow of pious speech.

सर्वांश्रयस्तत् स्यात्पदं च दिव्यां विनीयमानां प्रभुणा समन्तात् ।
लोकामिदं दुर्निरैक्षप्राप्तदोषेने ज्ञानमयं ननाम ॥ ६१ ॥

તે મહાપ્રભુએ ધર્મવૃદ્ધિથી અને સ્વપરને માટે (વિશ્વકલ્યાણાર્થે) કરેલી દુર્વિજ્ઞાત-વિવેચન અદ્ભુતથી પ્રકારને નાખ્યું કરેલ જ્ઞાનમય અજવાળું દેવામાં આવ્યું. (૬૧)

( 61 ) He launched a purely spiritual movement to root t the evil practice of animal-slaughter, which was carried on verywhere under the name of mis-conceived religious belief, or as due to the gross selfishness of men. This evil practice is ure to lead them to perdition.

उच्चैर्महात्मा स दिदेश लोकान् युष्माकमाच्छेत्तुमसून् परस्य ।
नैवाऽधिकारः, प्रियमेव सर्वशरीरभाजां निजजीवनं हि ॥ ६२ ॥

તે મહર્ષિએ લોકોને જોરદાર ઉપદેશમાં કહ્યું: અન્ય પ્રાણીના પ્રાણોને ીનવાનો તમને હક નથી. બધા જીવોને પોતાનું જીવન વહાલું જ હોય છે એ સમજો! ( ૬૨ )

( 62 ) To men, that Great Soul preached at the top of His voice: You have no right what-so-ever to take the life of another. Life is as much dear to others as to you.

सर्वः समाकांक्षति सौख्यमेव परस्य दुःखीकरणं न युक्तम् ।
दुःखस्य काष्ठा च परा परस्य प्राणापहारे प्रविचारयध्वम् ! ॥६३॥

બધા સુખને જ ચાહે છે. બીજાને દુઃખ આપવું ઉચિત નથી. તમારે વિચારવું જોઈએ કે, બીજા પ્રાણીના પ્રાણો લેવામાં તેને પરાકાષ્ઠાનું (છેલ્લી હદનું) દુઃખ થાય છે. (૬૩)

( 63 ) All desire happiness and happiness only. Then to give pain to others is bad. Bear in mind that when an animal is killed it feels the worst of pains.

न हिंसया सिध्यति धर्मतत्त्वं धर्मस्तु सन्तोषगतः परस्य ।
तेनैव सांसिध्यति सौमनस्यं मिथो मनुष्येषु यथाऽऽत्मतोषः ॥६४॥

હિંસાથી ધર્મનું તત્ત્વ નથી સધાતું. ધર્મ તો બીજાને સન્તોષ પમાડવામાં છે. એ જ રીતથી મનુષ્યોમાં પરસ્પર સૌમનસ્ય (મીઠી લાગણી, મીઠો વ્યવહાર) સધાય છે, અને સાથે જ, આત્મસન્તોષ પણ પમાય છે. (૬૪)

(64) To attain piety (Dharma) through violence is impossible. To attain piety, make others happy. Mutual affectionate feelings and also self-contentment of men flow from such a wish to make others happy.

अनन्तसंक्लेशमयार्तनादैः करोति वातावरणं च हिंसा ।
मलीमसं क्रूर-भयंकरं च विलीयते तेन च लोकशान्तिः ॥ ६५ ॥

પ્રાણીને હિંસવામાં તેના અનન્તદુઃખમય આર્તનાદો ખરેખર વાતાવરણને ક્રૂર, ભયંકર અને મલિન બનાવી મૂકે છે, અને એથી પ્રજાજીવનની શાન્તિ પણ હણાય છે. (૬૫)

(65) The helpless cries of animals experiencing infinite pain while being killed, render the atmosphere dirty, cruel and fearful. It is this that destroys world-peace.

जिजीविषा चेत् सुखतः स्वयं तद् न बाधकः स्यात् परजीवनस्य ।
अन्यान् प्रहृत्यास्य सुखीबुभूषा नूनं महामोहविचेष्टितं तत् ॥६६॥

માણસ પોતે જો સુખે જીવવા ચાહતો હોય તો તેણે બીજાના જીવનને બાધાકારક ન બનવું જોઈએ (બીજા જીવોને પણ સુખે જીવવા દેવા જોઈએ). બીજાઓને પ્રહરણ વાગીને પોતે સુખી થવા ઇચ્છવું એ તો ખૂબ જ મહાન મોહ-વિકાર કહેવાય છે. (બીજાઓને દુઃખમાં નાંખનાર પોતાને માથે પણ દુઃખના ભય ઝૂમી રહેલા અનુભવતો હોય છે.) (૬૬)

(66) If one wants to live in peace, let him not destroy the life of another. The expectation to live happily after destroying others is an egregious blunder.

वनस्पतीनामदनं विहाय मांसाशनं नैव सतां प्रवृत्तिः ।
हिंसां विना क्लेशकरां हि न स्यात् क्रौर्योत्पादनिबन्धनं तत् ।।६७।।

વનસ્પતિનો આહાર મૂકી માંસભક્ષણ કરવું એ સારી વાત નથી. હિંસા, કે જે ઘણેજ ક્લેશોત્પાદનથી ભરપૂર છે, તે વગર માંસાહાર સંભવતો નથી. એટલે માંસાહારની પાછળ હિંસાનું પાપ ભયંકર બન્યું રહ્યું હોય છે. આમ માંસાહાર ક્રૂર આશયમાંથી જન્મે છે, અને વળી ક્રૂર આશયને જન્માવે છે, દૃઢાવે છે. (૬૭)

(67) To leave vegetarian food and to take to meat-diet is bad. Meat-diet which can only have its origin in cruelty and hard-heartedness and which further engenders hard-heartedness, is not possible without animal-slaughter which involves a lot of torture and pain.

सूक्ष्मासुमत्त्वेऽपि वनस्पतीनां न तान् विना जीवति देहधारी ।
नैसर्गिकं भोजनमाचरंस्तद्, जनो न दुष्येदमलीमसत्वम् ॥ ६८ ॥

વનસ્પતિમાં યદ્યપિ સુસૂક્ષ્મ પ્રાણી તત્ત્વ (Life) છે, તથાપિ તેના આધાર વગર દેહધારી જીવી શકે નહિ. વળી, એ પ્રાકૃતિક આહાર છે, જેમાં કોઈ પ્રકારની મલિન ચીજ (લોહી, હડ્ડી વગેરે) બિલ્કુલ નથી. માટે એ સ્વાભાવિક પવિત્ર આહાર કરતાં માણસ દૂષિત થતો નથી—ગુન્હેગાર ઠરતો નથી. (૬૮)

(68) Tnough plants have some sort of life in them, it is impossible for men to live without the use of them. This is the natural food, and it contains no such obnoxious matter as blood, flesh, bones ect. So a man taking it, is tainted with no sin.

दिदेश वीरो महतीमहिंसां संन्यासिनां गेहवतामणुं च ।
संकल्पतः स्थूलशरीरभाजां निरागसां हिंसनवर्जरूपाम् ॥ ६९ ॥

મહાવીરે હવે અહિંસાનું મહાવ્રત સંન્યાસી જીવન માટે બનાવ્યું છે, જ્યારે ગૃહસ્થો માટે અહિંસાનું અણુવ્રત જણાવ્યુ છે. ગૃહસ્થો માટે પ્રરૂપાયલી 'અણુ' અહિંસાની મર્યાદા નિરપરાધ' સ્થૂલ ' (' ત્રસ ') પ્રાણીઓનાં ઇરાદાપૂર્વક હિંસનથી વિરમવામાં છે. (રોગોપચાર જેવા પ્રસંગે રોગ-જન્તુઓનું ઇરાદાપૂર્વક હિંસન થાય છે તેનો નિષેધ એ અહિંસામાં શામિલ નથી.) (૬૯)

(69) Lord Mahavira has ordained the great or comprehensive vow of non-violence for ascetics & the small or limited one for householders. The latter consists in not intentionally killing innocent or unoffending animals who are Trasa (moving or mobile) beings.

परस्य दुःखीकरणं कषायविकारदुर्भाववशेन हिंसा ।
प्रमादयोगः स्वयमेव हिंसा दुर्भावशक्तिः पुनरुच्यते किम् ? ॥७०॥

બીજાને સ્વાર્થથી, લોભલાલચથી, ક્રોધાદિ વિકારથી અથવા મૂઢબુદ્ધિથી, ભ્રમિત ખ્યાલથી દુઃખ આપવું એ હિંસા છે. પ્રમાદયોગ-પ્રમત્ત સ્થિતિ-અસાવધાનતા જાતે જ હિંસા છે, તો પછી દુર્ભાવવૃત્તિ (બુરી ભાવના) માટે તો શું પૂછવું ? (૭૦)

(70) To give pain to others under the influence of evil feelings such as self-interest, temptation, anger or folly, is also Hims̄a (violence). Carelessness by itself amounts to violence; then what to say more of evil-mindedness

हिंसाप्रवृत्तिः प्रतिहिंसकत्वं वैरेण वैरस्य परंपरा च ।
जगत्यहिंसा-बलमुच्चकोटि विरोधिचेतांस्यपि नामयेद् यत् ॥७१॥

હિંસામાંથી પ્રતિહિંસકભાવ જન્મે છે વૈર વૈરને જન્માવે છે, એમ વૈરથી વૈરની પરંપરા ચાલે છે. જગતમાં અહિંસાનું બળ એ ઉચ્ચ કોટિનું બળ છે, કે જે, વિરોધીઓનાં વિરોધી દિલને પણ નમાવે છે. (૭૧)

(71) Violence begets counter-violence. An act of hostility lets loose a flood of such retaliatory acts. The force of non-violence is of a type so supreme that even hostile hearts may bend before it.

न काप्यहो ! सवत ! दुर्विचारं स्वदुर्विचाराक्रमणं स्व एव ।
विश्वांगिमत्रीरातिलक्षणं भोः ! अहिंसधर्मं समुपाश्रयध्वम् ।। ७२ ।।

ભગવાન્ કહે છેઃ ઓ મનુષ્યો ! કોઇને માટે પણ બુરો વિચાર ન સેવશો. યાદ રાખજો કે પોતાના દુષ્ટ વિચારો પોતાની જ ઉપર આક્રમણ કરનાર થઈ પડે છે. દુનિયાભરના પ્રાણીઓ તરફ મૈત્રીભાવ રાખવો એ જ અહિંસા ધર્મ છે. એ ધર્મને તમે તમારા જીવનમાં પ્રગટાવો. (૭૨)

(72) Oh, never entertain an evil thought for any one. Such thought reacts upon the person himself. Oh, men, ever observe the vow of non-violence which consists in wholehearted love for all.

प्रियाप्रिय स्वस्य सुखासुखे स्तस्तथा परस्यापि विचिन्त्य भव्याः ।
भवेत सर्वत्र सुचित्तभावा नामंगलं कस्यचिदाचरेत ! ।। ७३ ।।

જેમ પોતાને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે, તેમ બીજાને પણ તેમ જ છે. એમ સમજી ઓ સજ્જનો ! બધા પ્રાણીઓ તરફ તમારી મનોભાવના શુભ રાખો ! કોઈનું પણ અમંગલ ( બુરું ) ન કરો. (૭૩)

(73) Just as you like pleasure & dislike pain, so do others also. Think this and be well-wishers of all. Never think of doing ill to anyone.

हिंसन्ति लोभात्कलयन्ति लोभात् क्लिश्नन्ति लोभाद् पिबन्ति लोभात् ।
लोभो हि विश्वाधिमनर्थमूलं तद् पापवृक्षस्य सुमूलमेव ।। ७४ ।

માણસ બીજાની હિંસા કરે છે લોભથી, બીજાને ઠગે છે, ઠગવા કાવપેચ કરે છે લોભથી, બીજાને હેરાન કરે છે અથવા પોતે હેરાન થાય છે લોભથી, અને બીજાનો દુશ્મન બને છે લોભથી. ખરેખર લોભ અનર્થનું વિસ્તીર્ણ મૂળ છે. એ આપનું નિકન્દન કરી સુખી થાઓ! (૭૪)

(74) It is due to excessive greed that people indulge in killing, deceiving or persecuting others; suffer harassments or act as enemies towards others. Greed is the great source of all evil or all distress. Root it out and be happy.

परिग्रहान्दोलनमूर्च्छितात्मा स्वयं समामन्त्रयति व्यथौघम् ।
तथा परान् मुञ्चति कष्टभूमौ स्वान्योपकारी खलु लोभरोधः ॥७५॥

માણસ પરિગ્રહના આન્દોલનમાં મૂર્છિત થઇ હાથે કરી દુઃખોને નોતરે છે; એટલું જ નહિ, એની એ ઉન્મત્ત મૂર્છા બીજાઓને પણ દુઃખી હાલતમાં નાંખે છે. ખરેખર લોભના નિયમનથી પોતાને અને સાથે જ બીજાઓને પણ લાભ છે. (૭૫)

(75) One under the influence of avarice not only invites unto oneself, but brings on others a lot of troubles. And it is the arresting of avarice that makes oneself and others happy.

क्रोधात् क्षिणोत्यात्मवपुर्मनांसि मानान्निरुन्द्धे विकसत् स्वसत्त्वम् ।
दम्भादिहान्तस्तिमिरं चिनोति दोषान् समाक्रामत सत्त्वतोऽमून् ॥७६॥

માણસ ક્રોધથી પોતાનું આત્મિક કે માનસિક સ્વાસ્થ્ય ગુમાવે છે, અહંકારથી પોતાના સત્ત્વને વિકાસ પામતાં અટકાવે છે, માયાથી પોતાની અન્દર 'અન્ધકાર'ને સંઘરે છે. આ દોષોને તમે આત્મબળે દબાવો! (૭૬)

(76) Anger undermines mental and spiritual health. Pride checks the growth or expansion of heart. Hypocrisy accumulates the internal darkness. Be brave and crush these vices.

उवाच वीरः सुगभीरघोषैर्भो जनाः ! सम्यगवेत सत्यम् ।
सत्यस्य पथामवलम्ब्य धीरास्तरन्ति मृत्युं समवास्तपापाः ॥ ७७ ॥

ભગવાન્ મહાવીરે ગંભીર ધ્વનિથી ઉપદેશ કરતાં કહ્યું: હે મનુષ્યો ! સત્યને બરાબર સમજો ! સત્યના માર્ગે ચાલીને ધીર આત્માઓ સમગ્ર પાપોથી મુક્ત થઈ મૃત્યુને તરી જાય છે. ૭૭)

(77) With his deep resounding voice Lord Mahāvira has preached: "Oh men, know well what the truth is. It is by taking to the path of truth that people wash away all their sins and conquer death."

एको हि धर्मोऽखिलमानवानां नेतुं समर्थः परमंगलं यः ।
असावहिंसा-*तप-संयमात्मा नातः परो वै कुशलस्य पन्थाः ॥७८॥

બધા મનુષ્યોનો ધર્મ એક જ છે. જે જીવનને પરમ મંગલ સ્થિતિ પર લઈ જવા સમર્થ છે. તે ધર્મ અહિંસા, સંયમ અને તપ છે. આ સિવાય કુશલ-માર્ગ બીજો કોઇ નથી. (૭૮)

(78) The path of Dharma (religion) for all is one and the same. It leads its followers to the perfectly blissful state. It consists in non-violence, penance and self-control. Other than this there is no way to lead to the blissful state.

शमो दमः संयम-सत्य-शील-क्षमा-दया-त्याग-तपस्तितिक्षाः ।
समाश्रयेताऽमृतधर्ममेनं विमुक्तये बन्धनतः समग्रात् ॥ ७९ ॥

શમ, દમ, સંયમ, સત્ય, શીલ, ક્ષમા, દયા, ત્યાગ, તપ, તિતિક્ષા એ અમૃતધર્મ છે. સમગ્ર બન્ધનોથી છૂટવા માટે આ ધર્મનો અભ્યાસ કરો ! (૭૯)

*अत्रान्तोऽप्यास्त ।

(79) To become free from all fetters, you should resort to this path of Dharma leading to immortality. This path consists in the pacification of passions, subjugation of senses, control of mind, truthfulness, morality, forgiveness, compassion, renunciation, penance and patient enduring.

द्विजातयः क्षत्रिय-वैश्य-शूद्राः सर्वे विकासं स्वमलं विधातुम् ।
यावत् समुन्नन्तुमलं द्विजन्मा शूद्रोऽपि तावन्महिलाऽपि तावत् ॥८०॥

બ્રાહ્મણો, ક્ષત્રિયો, વૈશ્યો અને શૂદ્રો બધા પોતાનો જીવનવિકાસ, આત્મ-વિકાસ કરી શકે છે. એક બ્રાહ્મણ પોતાની જેટલી ઉન્નતિ સાધી શકે છે, તેટલી એક શૂદ્ર અને એક સ્ત્રી પણ સાધી શકે છે. (૮૦)

(80) Any one, whether he be a Brāhmana, a Kshatriya, a Vaishya or a Shudra, is competent to accomplish one's progress. A Shudra and a woman are as much competent to attain advancement as is a Brāhmana.

धर्माधिकारे सकलाः समानाः सर्वे समुन्नेतुमलं चारित्रम् ।
सर्वे समं प्राप्तुमलं विकासमर्हन्ति सामान्यत एव मोक्षम् ॥८१॥

ધર્મનો અધિકાર બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્ય-શૂદ્ર બધાઓનો એક સરખો છે. એ બધા પોતાના ચારિત્રને ઉન્નત બનાવી શકે છે, એ બધા પોતાનો એક સરખો વિકાસ સાધી શકે છે અને એ બધા એક સરખી રીતે મોક્ષ મેળવી શકે છે. (૮૧)

(81) So far as the path of Dharma is concerned all are equally entitled to follow it. All can equally elevate their character. All are equally competent to attain their spiritual growth and freedom from bondage.

उच्चो गुणे कर्मणि यः स उच्चो नीचो गुणे कर्मणि यः स नीचः ।
शूद्रोऽपि चेत् सच्चरितः स उच्चो द्विजोऽपि चेद् दुश्चरितः स नीचः ॥८२॥

જે ગુણ-કર્મમાં ઉચ્ચ છે તે ઉચ્ચ છે અને નીચ છે તે નીચ છે. શૂદ્ર પણ સદાચરણવાળો હોય તો ઉચ્ચ છે, જ્યારે બ્રાહ્મણ દુરાચારી હોય તો નીચ છે. (૮૨)

(82) Superior is he whose acts and virtues are superior; and inferior is he whose acts and virtues are inferior. A person having good character is superior though he be a Shudra; and a person having bad character is inferior though he be a Brāhmana.

द्विजातयः क्षत्रिय-वैश्य-शूद्राः सर्वे खलु स्वोचितकर्मतः स्युः ।
अस्ति प्रतिष्ठा गुणकर्मयोगे न जातिमात्राद् गरिमास्पदीस्यात् ॥८३॥

બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા પોતાના ઉચિત કર્મથી છે. પ્રતિષ્ઠાનું સ્થાન ગુણ-કર્મના યોગે છે, જાતિમાત્રથી ગૌરવ નથી. (૮૩)

(83) A person is a Brāhmana, Kshatriya, Vaishya or Shudra according as he does the work befitting a Brahmana, Kshatriya, Vaishya or Shudra. His superiority depends on his virtues and deeds. The mere fact that he is born in a so-called higher caste cannot entitle him to respect.

आसन् द्विज-क्षत्रिय-वैश्य-शूद्रा भक्तेषु गेहि-श्रमणेषु तस्य ।
प्रव्राजयामास स योषितोऽपि सर्वाऽऽत्मकल्याणसमानवृत्तिः ॥८४॥

ભગવાન્ મહાવીરના અનુયાયી સાધુ અને ગૃહસ્થ વર્ગમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર બધા હતા. [એ મહર્ષિની શાસન-સંસ્થા (ધર્મ-સંસ્થા)નાં દ્વાર બધાને માટે ખુલ્લાં હતાં] બધા આત્માઓનું કલ્યાણ કરવાની એક સરખી વૃત્તિ છે જેની એવા એ મહાત્માએ સ્ત્રીઓને પણ દીક્ષા આપી છે. એ મહાન પુરુષે સ્ત્રીઓને માટે પણ વિકાસસાધનનો માર્ગ એટલે જ મોકળો કરી આપ્યો છે. (૮૪)

(84) Among ascetics and householders-the followers of Lord Mahavira, there were Brahmanas, Kshatriyas, Vaishyas and Shudras. He had admitted into the order of ascetics even women as nuns. He had but one aim, namely, to emancipate all. (He had left the doors of emancipation open for all including even females and Shudras.)

सम्यग्वस्तुस्थितिबोधनार्थमन्योन्यदृष्ट्यन्तरवेदनार्थम् ।
अन्योन्यमैत्रीपरिभावनार्थं स्याद्वादतत्त्वं भगवान् दिदेश ॥ ८५ ॥

ભગવાને જગતને અનેકાન્ત-દૃષ્ટિનો ( અર્થાત્ વસ્તુસ્થિતિનું અવલોકન કરવાની સાપેક્ષ દૃષ્ટિનો) પાઠ શિખવ્યો છે-વસ્તુની સાચી અને પૂરી હાલત સમજવા માટે, એકબીજાનાં દૃષ્ટિબિન્દુઓને સમજવા માટે અને એ રીતે જનતામાં પરસ્પર મૈત્રીભાવ જગાડવા માટે. (૮૫)

(85) In order that people may know the whole truth about a thing, that they may learn to appreciate one another's view-point and that their mutual relations may become harmonious, He taught the philosophy of स्याद्वाद or अनेकान्तवाद which means viewing a thing from different stand-points and which seeks to reconcile individual several concepts apparently contradictory and to co-ordinate them into one harmonious whole.

अयं हि वादो व्यवहारकार्ये सामाजिकत्वेऽपि च राजनीतौ ।
धर्मे तथा दर्शन-सम्प्रदाय-क्षेत्रे समाधानसमर्थभूतः ॥ ८६ ॥

(અનેકાન્તવાદની ઉપયોગિતા જીવનનાં બધાં ક્ષેત્રોમાં છે.) એનો પ્રયોગ વ્યવહારમાં, સામાજિક વિષયમાં, રાજપ્રકરણમાં અને ધર્મ, દર્શન તથા સંપ્રદાય ક્ષેત્રોમાં સમન્વય સાધી સમાધાન કરી આપવામાં સમર્થ બને છે. (૮૬)

(86) It is this philosophy alone that can put an end to controversial matters in all spheres, namely, worldly, social, political, religious and philosophical.

लोकं समुद्बोधयति स्म वीरः कर्त्तव्यसंपालनतत्परः स्याः ।
कर्त्तव्यसिद्धिस्तव हस्त एव स्याः स्वाश्रयी त्वं त्वमनन्तशक्तिः ॥८७॥

મહાવીર કહે છેઃ મહાનુભાવ ! કર્ત્તવ્યપાલનમાં સાવધાન બન ! કર્ત્તવ્ય-સિદ્ધિ તારા હાથમાં જ છે. સ્વાશ્રયી બન ! તું અનન્ત શક્તિનો ધણી છે. (૮૭)

(87) Lord Mahavira preaches to all: "Your only concern should be to do your duty. To do it lies within your power. Be self-reliant. In you, there lies hidden infinite power."

स्वयं शरीरी निजभाग्यकर्त्ता क्रियानुरूपं वितनोति भाग्यम् ।
विधातृ नैवेश्वरनामतत्त्वं स्वहस्तसाध्यं खलु जीवनं स्वम् ॥ ८८ ॥

પ્રાણી પોતે જ પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે. જેવાં કામ તે કરે છે તેવું પોતાનું ભાગ્ય સર્જે છે. ઈશ્વર પરમેશ્વર છે. પણ તે આપણો ભાગ્યસ્રષ્ટા કે વિધાતા નથી. પોતાનું જીવન પોતે જ, પોતાને હાથે જ સાધવાનું છે. (૮૮)

(88) A person himself is the architect of his fate. As he does, so he forges his fate. God does exist; but He does not mould the fortunes or fate of men. To make or mar one's life depends on oneself.

सचेतनानन्दमहोमयं स्वमन्तर्दृशाऽऽत्मानमवेहि तत्त्वम् ।
भ्रमः स्वकर्मावरणैस्त्वदीयः शिवः स मुक्तस्तदपासनेन ॥ ८९ ॥

મહાભાગ ! તું પોતાને-આત્માને-સચ્ચિદાનન્દરૂપ સ્વચેતનતત્ત્વને ઓળખ ! [illegible] ઓળખ ! એનું ભ્રમણ (ભવભ્રમણ) એના પોતાનાં કાર્મિક આવરણોને [illegible] છે તે આવરણો ખસી જાય એટલે એ મુક્ત છે. પૂર્ણ [illegible]

૧૧

(84) Among ascetics and householders-the followers of Lord Mahavira, there were Brahmanas, Kshatriyas, Vaishyas and Shudras. He had admitted into the order of ascetics even women as nuns. He had but one aim, namely, to emancipate all. (He had left the doors of emancipation open for all including even females and Shudras.)

समग्रवस्तुस्थितिबोधनार्थमन्योन्यदृष्ट्यन्तरवेदनार्थम् ।
अन्योन्यमैत्रीपरिभावनार्थं स्याद्वादतत्त्वं भगवान् दिदेश ॥ ८५ ॥

ભગવાને, જગતને અનેકાન્ત-દૃષ્ટિનો ( અર્થાત્ વસ્તુસ્થિતિનું અવલોકન કરવાની સાપેક્ષ દૃષ્ટિનો) પાઠ શિખવ્યો છે—વસ્તુની સાચી અને પૂરી હાલત સમજવા માટે, એકબીજાનાં દૃષ્ટિબિન્દુઓને સમજવા માટે અને એ રીતે જનતામાં પરસ્પર મૈત્રીભાવ જગાડવા માટે. (૮૫)

(85) In order that people may know the whole truth about a thing, that they may learn to appreciate one another's view-point and that their mutual relations may become harmonious, He taught the philosophy of स्याद्वाद or अनेकान्तवाद which means viewing a thing from different stand-points and which seeks to reconcile individual several concepts apparently contradictory and to co-ordinate them into one harmonious whole.

अयं हि वादो व्यवहारकार्ये सामाजिकत्वेऽपि च राजनीतौ ।
धर्मे तथा दर्शन-सम्प्रदाय-क्षेत्रे समाधानसमर्थभूतः ॥ ८६ ॥

(અનેકાન્તવાદની ઉપયોગિતા જીવનનાં બધાં ક્ષેત્રોમાં છે.) એનો પ્રયોગ વ્યવહારમાં, સામાજિક વિષયમાં, રાજપ્રકરણમાં અને ધર્મ, દર્શન તથા સંપ્રદાય ક્ષેત્રોમાં સમન્વય સાધી સમાધાન કરી આપવામાં સમર્થ બને છે. (૮૬)

(86) It is this philosophy alone that can put an end to controversial matters in all spheres, namely, worldly, social, political, religious and philosophical.

लोकं समुद्बोधयति स्म वीरः कर्त्तव्यसंपालनतत्परः स्याः ।
कर्त्तव्यसिद्धिस्तव हस्त एव स्याः स्वाश्रयी त्वं त्वमनन्तशक्तिः ॥८७॥

મહાવીર કહે છેઃ મહાનુભાવ ! કર્ત્તવ્યપાલનમાં સાવધાન બન ! કર્ત્તવ્ય-સિદ્ધિ તારા હાથમાં જ છે. સ્વાશ્રયી બન ! તું અનન્ત શક્તિનો ધણી છે. (૮૭)

(87) Lord Mahavira preaches to all: "Your only concern should be to do your duty. To do it lies within your power. Be self-reliant. In you, there lies hidden infinite power."

स्वयं शरीरी निजभाग्यकर्त्ता क्रियानुरूपं वितनोति भाग्यम् ।
विधातृ नैवेश्वरनामतत्त्वं स्वहस्तसाध्यं खलु जीवनं स्वम् ॥ ८८ ॥

પ્રાણી પોતે જ પોતાના ભાગ્યનો સ્રષ્ટા છે. જેવાં કામ તે કરે છે તેવું પોતાનું ભાગ્ય સર્જે છે. ઈશ્વર પરમેશ્વર છે. પણ તે આપણો ભાગ્યસ્રષ્ટા કે વિધાતા નથી. પોતાનું જીવન પોતે જ, પોતાને હાથે જ સાધવાનું છે. (૮૮)

(88) A person himself is the architect of his fate. As he does, so he forges his fate. God does exist; but He does not mould the fortunes or fate of men. To make or mar one's life depends on oneself.

सचेतनानन्दमहोमयं स्वमन्तर्दृशाऽऽत्मानमवेहि तत्त्वम् ।
भ्रमः स्वकर्मावरणैस्तदपायः शिवः स मुक्तस्तदपासनेन ॥ ८९ ॥

મહાભાગ ! તું પોતાને-આત્માને-સચ્ચિદાનન્દરૂપ સ્વચેતનતત્ત્વને ઓળખ ! અન્તર્દષ્ટિથી ઓળખ ! એનું ભ્રમણ (ભવભ્રમણ) એનાં પોતાનાં કાર્મિક આવરણોને લીધે છે એ આવરણો ખસી જાય એટલે એ મુક્ત છે, પૂર્ણબ્રહ્મ શિવ છે (૮૯)

(89) With the gaze turned inwards, realise thy self which is intrinsically full of the supreme lustre of intelligence and bliss. His (i. e. the soul's) wanderings in this world are due to his being shrouded in the veils of his Karma. Let him destroy them, and he is blessed, he is free, he is the Supreme.

सर्वे चिदानन्दमयाः स्वरूपतः शरीरभाजः परमेश्वराः समाः ।
अनन्तवैचित्र्य-विडम्बनाः पुनः स्वकीयकर्मावरणानुसारतः ॥ ९० ॥

બધા જીવો સ્વરૂપે એકસરખા ચિદાનન્દરૂપ પરમેશ્વર છે. પરન્તુ આ અનન્ત વિચિત્રતાઓ, અનન્ત વિડંબનાઓ દરેક પ્રાણીનાં પોતપોતાનાં કાર્મિક આવરણોથી, કાર્મિક બન્ધો પ્રમાણે સર્જાઈ છે, સર્જાય છે. [અખિલ ભવચક્ર-વિવર્ત કાર્મિક ચક્ર પર આશ્રિત છે.] (૯૦)

(90) All embodied souls are intrinsically in their real nature Gods (परमेश्वर) endowed alike with infinite knowledge and infinite bliss; but their infinite varieties and their agonies are due to the Karmic forces that cloud them, and are in accordance with the Karmas of each.

चित्तत्त्वैक्यं सकलाङ्गभाजामन्तर्दृशा भालय ! शान्तरूपया ।
समुल्लसेत्ते तदभेददृष्टिः सम्पत्स्यसे तेन च विश्वबन्धुः ॥ ९१ ॥

બન્ધુ ! સર્વ પ્રાણીઓનું અન્તસ્તત્ત્વ ચિત્તત્ત્વ એક જ છે. (બધાં જીવન્ત શરીરોમાં એક જ સ્વરૂપનું ચેતન તત્ત્વ છે.) શાન્ત ભાવથી અન્તર્દૃષ્ટિએ જો ! એથી તને અભેદ-દર્શન થશે અને એના ફલરૂપે તારામાં વિશ્વબન્ધુભાવ પ્રગટશે (૯૧)

(91) With the tranquil mind turned inwards, realise the fact that all souls are of the same nature. That will enable thee to see oneness everywhere. And that in turn will make thee the friend of the world.

अनादिना कर्मकलापकेन शरीरयोगेन भवं विचित्रम् ।
कर्माणि कुर्वन् परिवर्तमानो जीवो दधानो जडपारवश्यम् ॥ ९२ ॥

જડવિવશ જીવ પોતપોતાનાં કર્મ પ્રમાણે અનાદિકાળથી નવા નવા શરીરને ધારણ કરી કર્મબન્ધોને કરતો—નવા નવા કર્મબન્ધોથી પોતાને વધેરતો વિચિત્ર ભવોમાં દુઃખરૂપ ભ્રમણ કરી રહ્યો છે. (૯૨)

(92) On account of the beginningless association with the body which is due to the Karmic forces, the soul, bearing material bonds, wanders in this strange world, through innumerable lives, accumulating new Karmas.

मोहावृतैर्विस्मृतवान् स्वरूपं जडानुषंगैकरतः शरीरी ।
क्लेशाननन्याननुलोमवीति तन्मुक्तिमार्गः स्वयमेव साध्यः ॥ ९३ ॥

ભૌતિક સુખના રસપાનમાં ડૂબેલો પ્રાણી મોહાવરણને લીધે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે અને એથી જ એ નાનાવિધ ક્લેશોથી દુઃખી છે. એમાંથી છૂટવાનો માર્ગ એણે પોતે જ સાધવાનો છે. ( અન્ય કોઈ સાધી આપે એમ છે જ નહિ. ) (૯૩)

(93) The soul, who remains engrossed in material enjoyments, by reason of his being clouded by ignorance or infatuation, has forgotten his inherent state, and hence he repeatedly experiences a lot of pain. Freedom from that is attainable only through his own efforts.

न कोऽपि नेता नरकं न वा दिवं
न कोऽपि सम्मोचयिता भवावटात् ।
स्वकर्मणा बध्यत एव मुच्यते
स्वकर्मणा याति गतिं शुभाशुभाम् ॥ ९४ ॥

ભગવાન્ કહે છેઃ નથી કોઈ નરકમાં લઈ જનાર, કે નથી કોઈ સ્વર્ગે બક્ષનાર; તેમજ નથી કોઇ, ભવચક્રમાંથી પ્રાણીને છૂટો કરનાર. પ્રાણી પોતાના જ કર્મે બંધાય છે અને પોતાના જ પુરુષાર્થથી છૂટો થાય છે; તેમ જ પોતાની જ કરણી અનુસાર સારી કે ખરાબ ગતિમાં જાય છે. (૯૪)

(94) There is none to lead us to hell or to heaven, none to emancipate us from this worldly ditch. Every one of us is either fettered or freed as a result of one's own acts; and it is by reason of one's acts alone that one goes to varying stages of worldly existence, good or bad.

नाना व्यवस्थात उवाच चेतनं भिन्नं प्रतिक्षेत्रकमंगमात्रगम् ।
अनन्तचिद्वीर्यसुखं स्वरूपतः स्वयं च कर्मावलिकारि-भोगिनम् ॥९५॥

ભગવાન્ કહે છેઃ આત્મા જુદા જુદા છે, કેમકે તો જ વ્યવસ્થા શક્ય છે; એટલે શરીરે શરીરે આત્મા જુદો છે અને સ્વશરીર માત્રમાં જ વ્યાપ્ત છે. એ સ્વરૂપે અનન્તચિત્-વીર્ય-સુખરૂપ છે; એ પોતે જ પોતાની તથાવિધ દશાથી કર્મો બાંધે છે અને ભોગવે છે. (જીવ સ્વયં કર્મ કરે છે, બાંધે છે અને ભોગવે છે. એમાં 'ઇશ્વર'નો કંઈ જ સંબન્ધ નથી અથવા એમાં કર્તૃત્વ ધરાવે એવો કોઇ ઇશ્વર નથી.) (૯૫)

(95) As otherwise there can be no order, Lord Mahavira has taught that the souls ( आत्मा ) are many, and separate in different bodies, each pervading its respective body, and not extending beyond it. And every soul is full of infinite knowledge, power and joy in its true nature; and it itself performs actions while in bodily existence, and reaps the fruits of them.

मुक्तिं च कर्मावरणाद् विमुक्तिं दिदेश चारित्रबलोपलभ्याम् ।
कर्मानुबन्धो विरमेद् यदा च क्षपेत पूर्वश्च तदा हि मुक्तिः ॥९६॥

કર્મનાં આવરણોથી પૂર્ણ મુક્તિ એને મહાવીર દેવ મુક્તિ કહે છે. (મોહ; અવિદ્યા એ આત્માનાં બન્ધન; એમનાથી આત્માનું સર્વથા છુટાપણું થવું એ જ એની મુક્તિ છે.) કર્મના બંધો થતા અટકે અને પૂર્વના બંધો બધા ક્ષીણ થાય ત્યારે મુક્તિ છે. અને તે ચારિત્ર-બળથી પમાય છે. (૯૬)

(96) He has further taught that Salvation consists in freedom from all the Karmic bonds, and that this Salvation is attainable through the strength of right conduct. When fresh Karmas cease to bind and all the accumulated past Karmas wear away, one attains Salvation.

अनन्तचिद्वीर्यसुखप्रकाशां देहाक्षचेतोरहितामभूर्ताम् ।
शिवामबाधामचलामनन्तां पूर्णात्मशुद्धिं स उवाच मुक्तिम् ॥९७॥

ભગવાન્ આત્માની પૂર્ણશુદ્ધિને મુક્તિ કહે છે. પૂર્ણશુદ્ધ આત્માનો સર્વથા શરીર-સંબન્ધ છૂટી જાય છે ત્યારે એ પોતાની શુદ્ધ અમૂર્ત અવસ્થામાં આવે છે, જ્યાં શરીર, ઇન્દ્રિયો કે અન્તઃકરણ કંઇ નથી. અનન્તચિદાનન્દવીર્યમય આત્માની એ પૂર્ણ સ્વભાવસ્થિતિ છે. આત્માની એ શાશ્વત, અચલ, અક્ષય, અવ્યાબાધ મંગલ સ્થિતિ એ જ એની મુક્તિ-દશા છે. (૯૭)

(97) He has also taught that in the emancipated state there is the light of infinite knowledge, power and bliss; there are no body, senses and mind, there is no form, no pain, no movement and no end, but there is blessedness and perfect purity of the soul. (The perfect purity of the soul, endowed with the above-mentioned qualities is final Emancipation ( मुक्ति ).

मुक्तस्य भूयो न भवावतारो मुक्तिर्न सा नाम भवावतारे ।
नान्यत्र मुक्तेः परमेश्वरत्वमात्मा हि खल्वीश्वर आत्ममुक्तेः ॥९८॥

મુક્ત પરમાત્માનું ફરી સંસારમાં અવતરણ થતું નથી. મુક્ત થયા પછી પણ ફરી જો સંસારમાં અવતરણ થાય તો તે મુક્તિ જ ન કહેવાય.

ઈશ્વરનું ઈશ્વરપણું તેની મુક્તિ સિવાય બીજું કંઈ નથી. આત્મા જ ભવ-બંધનથી મુક્ત થતાં ઈશ્વર છે. (ભવબંધનથી મુક્ત થયેલ આત્મા સિવાય બીજો કોઈ ખાસ એક ઈશ્વર નથી.) (૯૮)

( 98 ) An emancipated soul never returns to the world (સંસાર). That can never be termed emancipation, if an emancipated soul were to return to the world. Divinity resides nowhere except in this emancipated state. This is only the very state of the soul that makes it God.

मनोविशोधप्रवणं विरागभावं प्रपोषद् विमलं चरित्रम् ।
सम्यिप्रवा संयमयोगशालि संसाध्यते ज्ञानवताऽऽत्ममुक्तिः ॥९९॥

વિરાગભાવપોષક, ચિત્તશોધનપરાયણ અને સંયમયોગવિભૂષિત એવું નિર્મલ ચારિત્ર ધરનાર જ્ઞાનીની મુક્તિ થાય છે. (૯૯)

( 99 ) A person endowed with the true discriminating faculty attains this state of emancipation by means of pure conduct which is adhering to the purity of mind, which is such as would strengthen the spirit of non-attachment and which is endowed with good self-control.

योऽन्तारिपूणां महतां विजेता महान् विजेता स समग्रविश्वे ।
जितेन्द्रियः शुद्धमनाः कषायानुन्मूल्य यायात् परमात्मभूयम् ॥१००॥

આન્તરિક દોષો (કામ, ક્રોધ આદિ) મોટા બલવાન્ શત્રુઓ છે. એમને જીતનારે જ સમગ્ર જગતમાં સહુથી મોટો વિજેતા છે. જિતેન્દ્રિય અને શુદ્ધ-મના બની કષાયો (ક્રોધ, લોભ, મદ વગેરે)થી મુક્ત થનાર, પરમાત્મભાવને પ્રાપ્ત કરે છે. (૧૦૦)

(100) He is the highest of all the conquerors in the whole world, who conquers his internal enemies which are verily very strong. When a person having curbed his senses and purified his mind, becomes free from all passions, he attains to the state of the Supreme Soul.

यतो यतो रागमला व्यपेयुर्भजेत् सदा तं समुपायवृन्दैः ।
मुक्तेरिदं साधनमाह वीरो न चान्धलौकिकपथगामुकः स्यात् ॥१०१॥

ભગવાન્ ફરમાવે છે કે જે જે રીતે રાગદ્વેષાદિ મલ નાબૂદ થાય તેમ વર્તો ! તેમ પ્રવર્તો ! અર્થાત્ જે જે ઉપાયે રાગદ્વેષાદિ મલ દૂર થાય તે તે ઉપાયને હરભાવથી સેવો ! એ જ મુક્તિનું સાધન છે. ભગવાન્ કહે છે: આન્ધલૌકિકપણાના, અર્થાત્, આંધ લોકપ્રવાહના, અર્થહીન રૂઢિમાર્ગના અથવા ભૌતિક સ્થૂલ લાલસાના અનુગામી ન બનો ! (૧૦૧)

(101) One should always resort to proper expedients what-so-ever as would wash away the dirt of attachment. Lord Mahavira has taught this to be the means whereby to attain Salvation. One should never move thoughtlessly with the worldly current.

इति सततं विश्वप्रणतचरितो दुश्चरतपाः
क्षमापारावारोऽखिलजनहिताराधनमनाः ।
जगद्व्यापि-श्रेयस्कर-विविधदृक्संगममयं
प्रवक्ता पन्थानं स्तुत इह यथाशक्ति भगवान् ॥१०२॥

જગદ્વન્દિત-ચરિત, દુશ્ચર તપની મૂર્ત્તિ, ક્ષમાસમુદ્ર, સર્વજન-હિતના આરાધનમાં નિમગ્ન અને દુનિયાભરને કલ્યાણકારક થાય એવો, વિવિધ દૃષ્ટિઓના સમન્વયથી સંપન્ન માર્ગ બતાવનાર એવા મહાપ્રભુ મહાવીરનું આ પ્રમાણે (આ પ્રબન્ધમાં) યથાશક્તિ કંઈક સ્મરણ કર્યું. (૧૦૨)

(102) In this way, according to my capacity, I have tried a little to remember Lord Mahavira, whose life has been revered by the whole world, who had practised the top-most penance, who was an ocean of forgiveness, who had but one aim, namely, to accomplish the good of all, and who has taught the path which is universal, is beneficial to all and towards which all the differing systems of philosophy converge.



# अनेकान्त-विभूतिः

[ द्वात्रिंशिका–श्लोकसंख्या ३२ ]

The Greatness of the Doctrine
of Manifold Aspects.

[ वि. सं. १९८७-आषाढे प्रकाशितपूर्वा ]

# વિષય-નિર્દેશ

જૈન દર્શનનો ન્યાયસિદ્ધાન્ત 'સ્યાદ્વાદ' યા 'અનેકાન્તવાદ' એ એક એવી વિશાળ દૃષ્ટિ છે, જે વસ્તુનું ભિન્ન ભિન્ન દૃષ્ટિકોણોથી–જુદી જુદી બાજુઓથી અવલોકન કરે છે. આ વિશાલ અને વ્યાપક દૃષ્ટિના અવલોકને એકદૃષ્ટિબદ્ધ વિચારો સંકુચિત (અધૂરા) પુરવાર થાય છે અને ભિન્નભિન્નદૃષ્ટિબિન્દુસંગત ભિન્નભિન્ન (વિરુદ્ધ દેખાતા) વિચારો પણ માલામાં મૌક્તિકોની જેમ સમન્વિત બની જાય છે. અનેકાન્તવાદ, માટે જ, વસ્તુતઃ સમન્વય-કલા હોઈ સમન્વયવાદ છે, જેનું પરિણામ, અધૂરી દૃષ્ટિઓથી ઉપજતા કલહોને શમાવી સામ્યવાદ(સમવાદ-સમભાવ)ના સર્જનમાં આવે છે. કેમકે એક દૃષ્ટિના આધાર પર એક બાજુનો મત ધરાવનાર જ્યારે સામી દૃષ્ટિનો ખ્યાલ પામે છે ત્યારે તેનો એક બાજુનો જક્ક અને એ વિષેની તકરાર મટી જાય છે. અવશ્ય, એક બીજાનાં માનસને પરસ્પર મીઠાશવાળાં બનાવવામાં વ્યાપક જ્ઞાનની જરૂર છે, અને તે, વ્યાપક દૃષ્ટિ પૂરું પાડે છે, જે દૃષ્ટિને, જૈન દર્શનમાં, 'અનેકાન્ત-દૃષ્ટિ' કહેવામાં આવે છે.

એકાદ ઉદાહરણ લઈ કંઈક વિચાર કરીએ.

એક સંપ્રદાય કહે છે કે જગત્કર્તા ઈશ્વર છે; બીજો કહે છે કે જગત્કર્તા ઈશ્વર નથી અથવા ઈશ્વર જગત્કર્તા નથી. નિઃસન્દેહ, આ બન્નેમાંથી કોઈ એક અસત્ય છે. પણ સમજવું જોઈએ કે આ બન્ને વાદોનું લક્ષ્ય શું છે? ઈશ્વરકર્તૃત્વવાદી કહે છે કે જો તમે પાપ કરશો તો ઈશ્વર તમને દંડ દેશે, નરકમાં મોકલશે; જો તમે પુણ્ય કરશો તો તે ખુશ થશે; તમને સુખ દેશે, સ્વર્ગમાં મોકલશે. ઈશ્વર કર્તૃત્વ-વિરોધી જૈન કહેશે કે જો તમે પાપ કરશો તો અશુભ કર્મોને બાંધશો. ખાધેલા અપથ્ય ભોજનની જેમ એનું (અશુભ કર્મનું) દુઃખરૂપ ફળ તમને મળશે, નરકે બુરી ગતિમાં જવું પડશે. જો તમે પુણ્ય કરશો તો તમે શુભ કર્મનું ઉપાર્જન કરશો; ખાધેલા પથ્ય ભોજનની જેમ એ (શુભ કર્મ) તમને સુખદાયક થશે. એક ધર્મ માણસોને ઈશ્વરકર્તૃત્વવાદી બનાવી જે કામ કરાવવા ચાહે છે,

This Dvatrimshikā (अनेकान्त-विभूति) as it stands is a scholarly summary of the entire doctrine of Anekānta. It is written in a flowing, natural, melodious style and the author well deserves all the compliments of an accomplished compiler. I have no doubt that this Dvatrimshikā will find the same welcome as his other works like Adhyātmatattvāloka and Nyāyakusumāñjali, etc..

Bombay, 26th Dec' 1945. A. S. Gopani, M. A.

# अनेकान्त-विभूतिः

महातपःसाधनतोऽपधूय रजः समग्रं भवचक्रवाहि ।
परं महः प्रादुरभीभवो यद्, नमोऽस्तु तस्मै जगदीश ! वीर ! ॥१॥

સંસારચક્રસંચાલક સમગ્ર રજને મહાન્ તપના સાધનથી ખંખેરી નાંખ
જે પરમ જ્યોતિ તેં પ્રગટાવી છે તેને, હે વીર ! હે જગદીશ ! મારાં નમન છે.

(1) Bow to the supreme light which, Oh! Vira! Lo
of the universe ! Thou hast manifested shaking off throu
the highest austerities the entire Karmic dust which causes o
to wander in the cycle of worldly existence.

तस्मिन् परे तेजसि भासमानेऽनेकान्त-तत्त्वं महदस्फुरद् यत् ।
प्ररूपणं लोकहिताय तस्य परोपकारो भगवन् परस्ते ॥ २ ॥

તે પરમ પ્રકાશમાન તેજની અન્દર જે મહાન્ અનેકાન્ત-તત્ત્વ પ્રકટિત થ
તેનું લોક-હિત માટે પ્રકાશન કરીને તેં જગત ઉપર મોટો ઉપકાર કર્યો છે.

(2) Thou hast laid the world under deep obligation b
expounding for its good the matchless philosophy of अनेकान्त-
Anekānta ( many-sided view or plurality of aspects), shinin
in that supreme light of Thine.

---

This tract (अनेकान्त-विभूति) is translated into English by A. S. Gop
M. A., and the translation has been subsequently revised by Manil
Dolatchand Shah B. A., LL. B., Patan.

स्वभावतः सत् परभावतोऽसत् व्यक्तया च शक्तया च भवेदसत् सत् ।
इत्थं त्वदीयं सदसत्प्रवादं निशम्य को दार्शनिको न तुष्येत् ? ॥८॥

વસ્તુ સ્વ-ભાવે ( પોતાના રૂપથી ) સત્ છે અને પર-ભાવે ( પરકીય રૂપે ) અસત્ છે. ઉપાદાન કારણમાં કાર્ય વ્યક્તિરૂપે અસત્ છે અને શક્તિરૂપે સત્ છે. આમ, તારો સત્-અસતનો વાદ સાંભળી કોણ દાર્શનિક ખુશ નહિ થાય ? ૮.

(8) A substance which can be predicated ' to exist' ( to be सत् ) from the view-point of its own nature, can also be predicated 'not to exist' ( to be असत् ) from the view-point of the nature of other substances. Also, the effect though patently not manifest is potentially present in its cause. This is Thy doctrine of existence and non-existence, hearing which, what logician will not be glad at heart !

द्वैतं यथार्थं जड-चेतनाभ्यामद्वैतमप्यात्मविकासदृष्ट्या ।
इत्थं द्वयं तत् पटु सङ्गमय्य शान्तस्त्वया तारक ! तद्विरोधः ॥९॥

જગત્ જડ અને ચેતન એમ બે તત્ત્વરૂપ હોઈ 'દ્વૈતવાદ' યથાર્થ છે; તેમ જ, આરાધ્ય તત્ત્વ એકમાત્ર આત્મતત્ત્વ હોઈ તેના (આત્માના) વિકાસસાધનની દૃષ્ટિએ 'અદ્વૈતવાદ' પણ યથાર્થ છે. આમ, એ બન્નેની કુશલ સંગતિ કરીને, હે તારક પ્રભુ ! એમનો વિરોધ તેં શાન્ત કરી દીધો છે. ૯

(9) Thou hast, oh ! Saviour ! put an end to controversies regarding Dualism and Non-dualism by cleverly interpreting that Dualism is logical because the universe is composed of two elements, namely, inanimate and animate, maintaining at the same time that non-dualism also is equally tenable because it is the elevation of the soul that is to be primarily attended to.

एकात्मवादो हि समात्मवादः स सर्वभूतैः समभाववादः ।
इत्थं सुधीर्भावयति स्थितोऽपि नानात्मवादं परमार्थसिद्धम् ॥ १० ॥

એકાત્મવાદ એટલે સમાનાત્મવાદ [ બધા આત્માઓ ( મૂળરૂપે ) પૂર્ણ સમાન છે એવો વાદ ]. આ વાદ સર્વ પ્રાણીઓ સાથે સમભાવ કેળવવાનો પાઠ શીખવે છે. સુજ્ઞ જન અનેકાત્મવાદ ( જીવો જુદા જુદા છે એ વાદ )નો સિદ્ધાન્ત, જે યથાર્થ છે, તેનો અનુગામી છતાં, ઉપર કહ્યા મુજબ એકાત્મવાદની ભાવના સેવે છે. ૧૦

(10) The doctrine of Oneness of soul is not different from the doctrine of equality of souls because all souls are intrinsically equal in their real nature (consciousness); and it enjoins equal and impartial treatment towards all creatures. The doctrine of plurality of souls, which is the perfect truth, is, thus, reconciled by the wise with the doctrine of non-dualism.

मुक्तस्य भूयो न भवावतारो मुक्तिर्व्यवस्था न भवावतारे ।
तत्त्वं महज्जन्मान उदारकार्यैर्महावतारा उदिता महान्तः ॥ ११ ॥

મુક્તિ પામેલ ફરી મુક્ત આત્માનું પુનઃ સંસારમાં અવતરણ થતું નથી. સંસારમાં એનું પુનઃ અવતરણ માનવામાં મુક્તિની વ્યવસ્થા રહેતી નહિ. મહાન પુરુષોનો જન્મ મહાન્ કાર્યો દ્વારા મહાન્ મશહૂર છે. અને એથી જ, 'અવતાર'નો અર્થ 'જન્મ' હોઈ તેઓ 'અવતારી' કે 'મહાન્ અવતારી' મશહૂર છે. ૧૧

(11) The souls once liberated are never born again. Otherwise, Emancipation would be meaningless, if it is believed that the Emancipated have to be born again. The birth of great people derives its greatness from their great deeds. So, as incarnation means birth, great men are euphemistically and honourably [illegible] incarnations.

सोपाधिरात्मा जगति प्रवृत्तोऽनुपाधिरात्मा न वहेदुपाधिम् ।
एवं हि कर्तृत्वमकर्तृतां चाऽऽश्रित्ययोर्भवन्तः कलहा व्यपेयुः ॥१२॥

ઉપાધિવાળો આત્મા જગતમાં પ્રવૃત્તિ કરે છે. ઉપાધિમુક્ત શુદ્ધ (સચ્ચિદાનન્દમય) આત્માને–પરમ આત્માને ઉપાધિ ઉઠાવવાપણું હોય નહિ. આમ, કર્તૃત્વ અને અકર્તૃત્વવાદને અંગે ઊભા થતા કલહો શમી જાય છે. ૧૨

(12) Controversies relating to whether the soul is the doer or non-doer, are set at rest by saying that the soul so long as it is under the influence of foreign (Karmic) energies, does act in the world, while the soul that has become free from those energies, does not act at all.

साकारभावे सशरीरतायां निराकृतित्वे च विदेहतायाम् ।
सङ्गच्छमाने परमेश्वरस्य सर्वज्ञ-देवस्य न संविरोधः ॥ १३ ॥

પરમેશ્વરનું શરીરધારી અવસ્થામાં સાકારપણું અને વિદેહ દશામાં નિરાકારપણું એમ બંને સંગત હોવાથી એમાં વિરોધને અવકાશ નથી. ૧૩

(13) When an embodied soul attains the Perfect Knowledge, that soul is an embodied God and thus, God is corporeal; and when such a soul gives up its last body, it becomes disembodied God, and thus, God is non-corporeal. In this splendid manner, by Thee, Oh Lord! is explained the apparent inconsistency between corporeality and non-corporeality.

शरीरवानोऽस्मि शरीरधारी विद्वः पुनर्ज्ञानविभुत्वयोगात् ।
इत्थं विभोश्चेमत–चैमतस्य समन्वयं मञ्जुतरं त्वदीयम् ॥ १४ ॥

શરીરધારી આત્મા શરીરમાત્ર છે, અને વળી એ વ્યાપક જ્ઞાન-શક્તિના

પ્રકાશનથી પ્રકાશમાન અને છે ત્યારે જો જ્ઞાનની વિગતાની દૃષ્ટિએ વિભુ પણ છે આમ, તારા બતાવેલા વિભુત્વ અને અવિભુત્વના સમન્વયને સુજ્ઞ જન સ્વીકારે છે. ૧૪

(14) An embodied soul is at any time limited in its extent to the size of its body, while it is considered all-pervading from the point of view of its infinite all-embracing knowledge when it is endowed with that knowledge. An intelligent man welcomes Thy synthesis of these two antagonistic principles.

जगत् समग्रं खलु सारहीनमिति प्रबुद्धो निजगाद शून्यम् ।
विनश्वरं च क्षणिकं तदेवं ज्ञात्वाऽऽशयं कः कुरुतां विरोधम् ? ॥१५॥

સમગ્ર જગત્ અસાર છે એમ સમજનારે એને 'શૂન્ય' કહ્યું; અને, એને વિનશ્વર સમજનારે 'ક્ષણિક' જણાવ્યું. આ દૃષ્ટિએ 'શૂન્યવાદ' અને 'ક્ષણિકવાદ'નું પ્રતિપાદન થયું. આ પ્રમાણે આશય સમજતાં કોણ વિરોધ કરે ? ૧૫

(15) Those, to whom the world is unsubstantial, propounded the theory of voidness, and those, to whom the world appeared perishable, did that of transitoriness. Who would enter into controversy if he has properly understood this ?

श्वेताम्बराः दिग्वसनाश्च हन्त ! कथं मिथः स्युः कलहायमानाः ?
आश्रित्य नग्नेतरभावभूमिं भवत्यनेकान्तधुरन्धरास्ते ॥ १६ ॥

શ્વેતામ્બરો અને દિગમ્બરો બંને અનેકાન્તવાદના ધુરન્ધર છે ( એના જોશીલો પ્રચાર કરનારા છે ), છતાં, નગ્નતા અને અનગ્નતાની બાબત પર પરસ્પર કલહ કેમ કરતા હશે ? ૧૬

(16) The Shvetāmbaras (white-clad) and the Digambaras ( sky-clad ) both are vehement supporters and propagaters of अनेकान्त दर्शन. Then how can they justify their mutual quarrels on the score of nakedness and the reverse of it !

[ The Jainas are chiefly divided into two sects: the Digambaras (sky-clad) and the Shvetāmbaras (white-clad). The Digambaras believe that putting on garments by monks, is inconsistent with asceticism and operates as an obstacle to final liberation, while the Shvetambaras hold no such belief. According to the Shvetambars, Sādhus are allowed to put on white garments. ] as,

कषायमुक्तावगत्य मुक्तिं बुद्ध्वाऽप्यनासक्ति-समर्थयोगम् ।
ज्ञात्वा क्रमं साधनसंश्रयं च को नाम निन्दिष्यति वस्त्रवादम् ? ॥१७॥

કષાયો( કામ, ક્રોધ, મદ, મોહ )થી મુક્ત થવામાં મુક્તિ જાણ્યા પછી, 'અનાસક્તિ' યોગના સામર્થ્યનો ખ્યાલ પાર્યા પછી અને સાધનમાર્ગનો ક્રમ સમજ્યા પછી કોણ 'વસ્ત્રવાદ'ને વખોડશે ? કોણ, સાધુ નગ્ન જ હોવો જોઈએ એવું સમર્થન કરશે? ૧૭

(17) Having understood the potency of non-attachment and the successive stages of spiritual evolution and having realised that liberation is nothing but freedom from passions, who would take exception to putting on garments by monks ?

न मुक्तिसंसाधनयोगमार्गो वस्त्राद् विना न्यूनदशो यदि स्यात् ।
नग्नो विमुच्येत कथं न तर्हि ? सतामनेकान्त-विचारणेयम् ॥१८॥

મુક્તિલાભમાં સાધનભૂત જે યોગમાર્ગ છે તેમાં જો વસ્ત્ર વગર ખામી ન આવતી હોય તો નગ્નની મુક્તિ કેમ ન થાય ? આ પ્રમાણે સુજ્ઞની વિચારણા અનેકાન્તપૂત હોય. ૧૮

(18) From the stand-point of manifold aspects, a wise man rightly questions why a naked person should not secure Liberation if the so-called nakedness does not interfere with the means leading to final release.

प्रपद्यते मुक्ति-पदं समर्थ-शक्तिप्रयोगान्महिलाऽपि पुंवत् ।
स्वातन्त्र्य-साम्यं प्रवदन्तमित्थं न कः सुधीस्त्वां विनिशम्य तुष्येत् ? ॥१९॥

પુરુષની જેમ સ્ત્રી પણ સમર્થ શક્તિ ફોરવવાથી મુક્તિ-પદ મેળવી શકે છે. આમ, સમાન સ્વાતન્ત્ર્યની તારી ઘોષણા સાંભળીને કોણ સમજદાર મનુષ્ય રાજી નહિ થાય ? ૧૯

(19) Who, amongst the wise, would not be pleased with Thee, Oh Lord! when he would hear Thee proclaiming with force the common right of woman to Absolution which can be worked out by her, as it can be done by man, by evolving and expanding to its full the latent energy ?

शूद्रोऽपि खल्वर्हति धर्ममार्गं सुयोग्ययत्नाल्लभते च मुक्तिम् ।
इत्थं गिरं ते भगवन्नुदारामुदारधीः को न समभ्युपेयात् ? ॥२०॥

શૂદ્ર પણ બરાબર ધર્મ-માર્ગને યોગ્ય છે, અને સુયોગ્ય પ્રયત્નથી મોક્ષ મેળવી શકે છે. તારી આ ઉદાર વાણીનો સ્વીકાર કોણ ઉદાર-મના મનુષ્ય નહિ કરે ? ૨૦

(20) Who amongst the broad-minded, would not welcome whole-heartedly Thy noble and catholic utterances to the effect that a member of the untouchable class also is equally entitled to religious practices and performances and to final Emancipation through well-dtrected efforts !

शूद्रा जना अन्त्यजजातयोऽपि त्वयोद्धृतास्त्वच्चरणं प्रपन्नाः ।
तवोत्तमोपासकगेहिवर्गे आसन् कुलालादिकजातयोऽपि ॥ २१ ॥

શૂદ્રો અને અન્ત્યજો પણ તારા શરણે આવેલા, જેમને તેં ઉદ્ધર્યા. ઉ. તારા ઉપાસક ગૃહસ્થોમાં કુંભાર વગેરે પણ હતા, જેઓ ઉત્તમકોટીના શ્રાવકો હતા. ૨૧

(21) Members of the lowest caste and untouchables who approached Thee, have been lifted up by Thee. There were even men of potter and other castes, amongst the chief of Thy devoted house-holders.

सद्भावना जाग्रति मूर्तियोगाद्, उपासकास्तां तत आश्रयन्ति ।
योगाप्रमत्त-स्थिरमानसानामावश्यकः स्यान्नहि मूर्तियोगः ॥२२॥

ભગવાનની મૂર્તિનો આશ્રય લેવાથી સદ્ભાવના જાગ્રત્ થાય છે. માટે ઉપાસકો તેનો આશ્રય લે છે. યોગની અપ્રમત્ત દશામાં સ્થિરમનાઓને મૂર્તિયોગ જરૂરી ન હોય. ૨૨

(22) The devotees take the help of image in their meditations because the sight of a God's image generates good, pious thoughts. But the recourse to it may not be necessary for those who are most cautious and firmly stabilized in the exercises of deep, abstract contemplations.

सद्भावनोद्भावनसाधनानां मूर्त्यात्मकं खल्वधिकं य एकम् ।
श्रयेद् यथाशक्ति विवेकयुक्तं करोति नैवानुचितं स किञ्चित् ॥२३॥

સદ્ભાવનાને જાગરિત કરવાનાં સાધનોમાં એક વધુ સાધન મૂર્તિયોગ પણ છે; તેનો જે યથાશક્તિ વિવેકયુક્ત આશ્રય લે છે તે શું કંઈ બેરવાજબી કરે છે? નહિ જ. ૨૩

(23) Help of an image is one of the many expedients which originate chaste thoughts. He who resorts to it according to his capacity and with sufficient discrimination, does nothing improper.

कषायरोधाय हि मूर्तियोगः समाश्रयंस्तं तमनाश्रयद्भिः ।
सार्धं विरोधाचरणं चरेच्चेत् कृतस्तदा तस्य स सार्थकः स्यात् ? ॥२४॥

મૂર્તિયોગ કષાયોને શમાવવા માટે છે. તેનો આશ્રય લેનાર તેનો આશ્રય નહિ લેનાર સાથે ( તેનો આશ્રય ન લેવાના કારણે ) જો વિરોધભાવ રાખે તો તેનું મૂર્તિ-ઉપાસન કેમ સાર્થક થાય ? ૨૪

(24) Seeking assistance of an image ( whiler effecting ) is with a view to the stoppage of passions. Those who resort to it for help, should not show any hostile attitude towards those who do not take any such assistance, because by so doing, the object of image-worship itself will be defeated ( by raising passions. ).

न कर्मकाण्डाश्रयदुर्ग्रहस्याऽनेकान्तदर्शी ददतेऽवकाशम् ।
सर्वाः क्रियाः शुद्धिभृतः सुयोगाः शुभावहाः, कोऽत्र सतां विरोधः ? ॥२५॥

અનેકાન્તદર્શી ક્રિયાકાંડની બાબતમાં દુરાગ્રહ કે હઠવાદને અવકાશ ન આપે. કોઇ પણ ક્રિયા જો શુદ્ધિવાળી હોય અને એમાં મન-વચન-કાયના યોગો શુદ્ધ યા શુભ હોય તો તે કલ્યાણકર છે. એમાં કયા સમજુનો વિરોધ હોય ? ૨૫

(25) A lover of the doctrine of manifold aspects does never give scope to foolish obstinacy in the matter of religious rituals and ceremonies. Any activity is beneficial if it is pure and inspired by the threefold sanctity of mind, speech and body. In this matter no objection can be raised by any wise man.

साध्यं भवेत् स्पष्टतया विशुद्धं भिन्नाः पुनः साधनधर्ममार्गाः ।
तद्भेदमाश्रित्य विरोधभावप्रसारकास्त्वां नहि संविदन्ति ॥ २६ ॥

મુખ્ય બાબત એ છે કે સાધ્ય શુદ્ધ અને સ્પષ્ટ હોવું જોઇએ. સાધન-માર્ગો તો હમેશાં જુદા જુદા હોય. સાધન-માર્ગોના ભેદો પર વિરોધભાવ ફેલાવનારા, હે ભગવન્ ! તને ઓળખતા નથી. ૨૬

(26) The main concern is the excellence of the goal which should be clear. The ways to reach it may differ. Those who fight on the issue of varying ways leading to the final aim, do not *know* Thee in the real sense of the term Oh ! Revered Sire !

न साधनानामिह कश्चिदाग्रहो विशुद्धिमत् साधनमाददीत सत् ।
परम्परोपस्थितसाधनान्यपि त्यजेद् भवेयुः परिदूषितानि चेत् ॥२७॥

સાધનમાર્ગોમાં કોઈ આગ્રહ નથી. જે સાધન શુદ્ધ હોય તેને રીતસર ગ્રહણ કરીએ. પરંપરાથી ચાલ્યાં આવતાં સાધન પણ જો અશુદ્ધ હોય અથવા દેશ-કાળે દૂષિત બની ગયાં હોય તો તેમનો ત્યાગ જ કરવો ઘટે. ૨૭

(27) There should not be any pertinacity so far as the methods of accomplishing the aim are concerned. Any method if pure and congenial, may be accepted without objection. On the other hand one should abandon even the traditionally transmitted ways and means if they are improper or have become sullied and unsuitable under the changed conditions of time and place.

सम्यक् समाधाय समन्वयेन सर्वत्र सम्पाद्य च मित्रवृत्तिम् ।
कल्याणसंसाधनमर्थ एकोऽनेकान्तनीति-प्रतिपादनस्य ॥२८॥

અનેકાન્ત-નીતિનું પ્રતિપાદન કરવાનો મુખ્ય ઉદ્દેશ એક જ છે, અને તે એ કે યોગ્ય સમન્વય વડે ચિત્તનું સમાધાન થાય અને સર્વત્ર મૈત્રી સધાય, અને એ રીતે જીવનનું કલ્યાણ-સાધન થાય. ૨૮

(28) The main object in propounding the doctrine of अनेकान्त (Anekanta) is to ensure tranquillity of mind by proper reconciliation of different view-points, and thus to secure universal brotherhood and to ensure welfare of life.

रागादिजेता भगवन् ! जिनोऽसि बुद्धोऽसि बुद्धिं परमामुपेतः ।
कैवल्यचिद्व्यापितयाऽसि विष्णुः शिवोऽसि कल्याणविभूतिपूर्णः ॥२९॥

હે ભગવન્ ! તું રાગાદિ સર્વ દોષોનો વિજેતા હોઇ ' જિન ' છે, પૂર્ણ શુદ્ધ બુદ્ધિને પ્રાપ્ત થયેલ હોઇ ' બુદ્ધ ' છે, કૈવલ્ય-ચેતનાથી વ્યાપક હોઇ ' વિષ્ણુ ' છે અને કલ્યાણવિભૂતિપૂર્ણ હોઇ ' શિવ ' છે. ૨૯

(29) Oh ! Divine Sir ! Thou art called Jina ( the Victorious ), because Thou hast conquered the demerits of attachment etc; art called Buddha (the Enlightened), because Thou hast supreme intellect; art called Vishnu (the All-pervading) because of Thy all-pervading consciousness; and art called Shiva (the Benefactor), because Thou art posessed of the supreme grandeur of welfare.

मतान्तराणां रचन-प्रचारा आसन् भवन्तो भगवन् ! यदेह ।
तदा तदान्दोलिततापशान्त्यै विश्वस्य धर्मे न्यगदः शिवाय ॥ ३० ॥

જ્યારે ભારતમાં અનેકાનેક મત-મતાન્તરોના વાડા બંધાતા હતા અને તેમને મજબૂત બનાવવાના પ્રયાસો ચાલી રહ્યા હતા, તે વખતે તેં તે વાડાબન્દીના કલહ-કોલાહલની ઉગ્ર જ્વાલાને શમાવવા ધર્મનો મંગલમય આદર્શ જગતની આગળ પ્રકટ કર્યો છે. ૩૦

(30) When different speculative theories and dogmas divided the people of Bhārat into different hostile camps and efforts to consolidate them were being strenuously made, Thou revealed to the world a benign ideal of धर्म competent to quell down the hot flames of fire of controversial discussions

[illegible] गतोऽपि साम्यस्य पाठं जगतो ददानः ।
महत्तम [illegible] यतोऽसि शिरः किमीयं न नमेत् तवाग्रे ? ॥३१॥

રાગ અને રોષથી બહિર્ભૂત છતાં ( નિર્મોહ અને પ્રશાન્ત છતાં ) તેં જગતને સામ્યવાદનો મહાન્ પાઠ ભેટ ધર્યો છે. ખરેખર તું શ્રેષ્ઠ કારુણિક છે. કોનું મસ્તક તારા ચરણમાં ન નમે ? ૩૧

(31) Thou hast given the gift of the doctrine of equality to this world of suffering humanity even though Thou art above attachment and hatred. Thou art, indeed, oh ! Lord ! the All-gracious Being. Who would not bow his head at Thy feet, Oh ! Lord !

जनान् पुण्याचारान् न परमनयस्सद्गतिपदं
कृपावृष्टेर्दृष्टेरधमहृदयानप्युदधरः ।
महांस्तत्त्वालोकश्चरितममलं साम्यमसमं
परेयं ते भूतिर्भवतु जगतो मङ्गलकरी ! ॥ ३२ ॥

તેં કેવલ ભલા માણસોને જ સદ્ગતિ પર નથી ચડાવ્યા, પણ તેં તારી કૃપાવૃષ્ટિરૂપ દૃષ્ટિથી અધમ જીવોને પણ ઉદ્ધર્યા છે. તારી મહાન્ વિભૂતિ તારા મહાન્ તત્ત્વાલોક, વિમલ ચારિત્ર અને અનુપમ સમભાવમાં છે. પ્રભુ ! એ જગતનું મંગલ કરો ! ૩૨

(32) Not only hast Thou put virtuous people on a right path leading to good state, but Thou hast also lifted up wicked people out of mercy. May Thy greatness be for the profit of the world—the greatness which consists in Thy sublime philosophy, exalted character and peerless equability !



# दीनाक्रन्दनम्

[ द्वात्रिंशिका—श्लोकसंख्या ३२ ]

The Wailings of the Helpless

( वि. १९८७ वर्षे प्रकाशित-पूर्वम् )

# પ્રવેશોદ્ગાર

આ દ્વાત્રિંશિકા ગૂજરાતી અર્થ સાથે વિ. સં. ૧૯૮૭ માં પ્રકાશિત થયેલી. એ પછી વિ. સં. ૧૯૮૯ માં મારું ચતુર્માસ વડોદરા હતું ત્યારે ત્યાંના સદ્ગૃહસ્થ શ્રીયુત ડાહ્યાભાઈ મગનલાલ પરીખ, બી. એ., એલએલ. બી., હાઈકોર્ટ-પ્લીડર, તેઓએ આ કાવ્યનો અંગ્રેજી અનુવાદ તે જ ચતુર્માસમાં કરેલો.

પ્રસ્તુત કાવ્યના વિષય વિષે કંઈક દાર્શનિક વિચાર કરવો અત્ર પ્રસ્તુત છે. એ વિષે મુખ્ય વસ્તુ જે જણાવવા માગું છું તે એ છે કે ઈશ્વરવાદ અને કર્મવાદ ( ભાગ્યવાદ ) બન્ને યોગ્ય સિદ્ધાન્તો છે, અને પોતપોતાના સ્થાનમાં બહુ ઉપયોગી છે. ઈશ્વરવાદની ઉપયોગિતા અન્તઃકરણની નિર્મલતા સાધવામાં, ચારિત્ર ઘડવામાં અને જીવનવિકાસક પ્રેરણા પ્રાપ્ત કરી આદર્શના માર્ગે પ્રગતિ કરવામાં બરાબર જણાઈ આવે છે. તેમ ભાગ્યવાદ અથવા કર્મવાદની ઉપયોગિતા સુખ-દુઃખના સમયે સમતા જાળવી રાખવામાં અને સત્કાર્ય તરફ ઉદ્યત થવામાં સ્પષ્ટ અનુભવાય છે. શુદ્ધ ઈશ્વરવાદી નિર્મળ ભક્તિને વિકસાવી પ્રભુ પ્રત્યેના પ્રેમમાં નિમગ્ન બની પોતાના ચારિત્રને સમુન્નત બનાવશે, અને એ રીતે ઈશ્વરવાદ એના જીવનને કલ્યાણ-કારક બનશે; તેમ, શુદ્ધ ભાગ્યવાદી સુખના વખતમાં ઘમંડી નહિ થશે અને દુઃખના સમયમાં દીન-હીન-કાયર નહિ બનશે; પરન્તુ એ બધી પરિસ્થિતિઓને કર્મના ખેલ સમજી મનની સમતા ( Balance of mind ) જાળવી રાખશે, અને, સત્કર્મ કે સત્પુરુષાર્થ-ના બળે દુઃખમાંથી રસ્તો કાઢી શકાય છે અને એ રીતે સન્માર્ગ પર પ્રગતિ કરતાં પોતાના જીવનને અધિકાધિક સુખી બનાવી શકાય છે—એ પ્રકારની સુદૃષ્ટિથી પોતાના જીવનને સમુન્નત બનાવવા પ્રયત્નશાલી થશે. એ બન્ને મહાન્ સિદ્ધાન્તોનો નિષ્ક્રિયતા સાથે સંબંધ જ નથી. એ નિષ્ક્રિયતાનો પાઠ નથી પઢાવતા, પણ કર્તવ્યપરાયણ બનવાની શિક્ષા આપે છે એટલું જ નહિ, પણ સાચા કર્મણ્ય બનવા માટે ખરો 'મસાલો' એ જ પૂરો પાડે છે. જીવનની ગ્લાનિ દૂર કરવામાં, આત્માને પોષણ આપવામાં તેમ જ સન્તોષ તથા શાન્તિ બક્ષવામાં

અને સદાચરણની પ્રેરણા અર્પવામાં એ બન્ને સિદ્ધાન્તો પ્રબલ શક્તિશાળી છે.

કર્મ ( ભાગ્ય ) પણ માણસ( પ્રાણી )ના પ્રયત્નથી ઉત્પન્ન થનારી વસ્તુ છે. સારા કામથી માણસ પોતાનું સારું અને બુરા કામથી પોતાનું બુરું કર્મ ( ભાગ્ય ) સર્જે છે. એટલે ભાગ્ય( કર્મ )ને ઘડીને તેનાં શુભાશુભ પરિણામ ( કડવાં-મીઠાં ફળ ) મેળવવાં એ માણસના પોતાના હાથની વાત છે—Man is the architect of his fortune. માટેજ, સુખ યા અભ્યુદયનો અર્થી સજ્જન ઉત્સાહી બનીને સદાચરણપરાયણ બને છે.

આમ, ભાગ્યવાદ પણ માણસને સદાચરણ તરફ પ્રેરનારો વાદ છે. તેમજ સદાચરણની ભાવના અને તેની પુષ્ટિ, ઈશ્વરનો આશ્રય લેવાથી મળે છે. ઈશ્વર સીધી રીતે આપણા કર્મ( ભાગ્ય )માં ફેરફાર કે તેનું નિવારણ કરી શકતો નથી, પણ એનો આશ્રય લેવાથી જે ધર્મસાધના બને છે, ખિલે છે, તે પોતાના પ્રમાણમાં કર્મ ( ભાગ્ય ) ઉપર પણ જોર ચલાવી શકે છે, એ દ્વારા અશુભ ભાગ્ય યા કર્મમાં ફેરફાર આણી શકાય છે અને પ્રાયઃ તેને વિદારી પણ શકાય છે. કોઈ કર્મ કે ભાગ્ય કાયમ ટકતું નથી. તેનો જ્યારે અન્ત આવે છે, ત્યારે તેનો ફલોદય ખતમ થાય છે, એ જ કારણ છે કે, સારી સ્થિતિને હમેશાં ચાલુ ટકાવી રાખવા માટે તેનાં સાધન તરીકે શુભ ભાગ્યની સર્જન-ક્રિયામાં ( એ ક્રિયા બીજી કોઈ નહિ, પણ સદાચરણી જીવન હોઈ તેમાં ) સુજ્ઞ માણસ સદા તત્પર રહે છે. એમ કરી એ પોતાને સદા સુખી બનાવે છે અને પોતાને ઉન્નત બનાવતો જાય છે. ઉત્તરોત્તર વિકાસ પામતા જીવનના શુભ પ્રવાહમાં એવો મહાન, અપૂર્વ અવસર આવે છે કે આત્મ-વિકાસ પરમ ઉન્નત સ્થિતિએ પહોંચી જતાં પુણ્ય-પાપ બન્નેનો ક્ષય થાય છે, એને પરિણામે મોક્ષની પ્રાપ્તિ થાય છે.

કર્મવાદ આત્મસાધક મુમુક્ષુને પોતાનું બુરું કરનાર માણસ ઉપર ક્ષમા રાખવામાં પણ કામ આવે છે. 'મારો વિરોધી માણસ મારી તરફ જે દુર્વ્યવહાર કરે છે તે મારા કર્મના બળે જ કરે છે, મારું કર્મ જ એને હથિયાર બનાવી એમ કરે છે, માટે એ માણસ ઉપર ક્રોધ કરવો ખોટો છે. ક્રોધ તો એ માણસને નિમિત્ત બનાવનાર મારા પોતાના કર્મ ઉપર જ કરવો ઘટે; અને ક્રોધ-કષાય કે બખેડા કરી નવાં દુષ્કર્મ પણ શું કામ બાંધવાં ?' આવી ભાવનાને કેળવવામાં અને એ દ્વારા ક્ષમાશીલ બનવામાં કર્મવાદનો ઉપયોગ અસાધારણ મદદગાર છે. કર્મનો સિદ્ધાન્ત સમજનાર [illegible]

કર્મના નિયતકાલિક ફળ ઉપર મદ કે અહંકાર ન કરે, અગર વિષાદ ન અનુભવે. હિંસા, અનીતિ, વિશ્વાસઘાત કે દુરાચરણથી માઠાં કર્મ બંધાવાનો (બુરું ભાગ્ય નીપજવાનો) અને સચ્ચાઇ, સંયમ, સેવાના સદ્ગુણોથી શુભ કર્મ બંધાવાનો (સદ્ભાગ્ય ઘડાવાનો) સિદ્ધાન્ત માણસને સદાચરણી બનવાની શિક્ષા આપવામાં કેટલો ઉપયોગી અને બલવાન્ છે તે સુગમતાથી સમજાય તેમ છે.

માણસ બોલે છે કે, નસીબમાં હશે તેમ થશે. પણ નસીબમાં શું છે તેની માણસને ખબર નથી. માટે માણસના હાથમાં તો ઉદ્યમ જ કરવાનો રહે છે. જેમકે, ખોદીએ તો જમીનમાં પાણી હોય તો નિકળે, તેમ ઉદ્યમદ્વારા, ભાગ્ય હોય તો તે પ્રકાશમાન થાય છે. સદ્બુદ્ધિની પવિત્ર રોશની સાથે કરાતો પ્રખર ઉદ્યમ માણસની વર્તમાન દુર્દશાને પણ ભેદી નાંખી સુખનાં દ્વાર તેને માટે ખુલ્લાં કરી આપે છે, તેમજ અશુભ કર્મોનાં ભાવી આક્રમણો ઉપર પણ ફટકા લગાવી શકે છે. એટલે કર્મવાદના નામે નિર્બળ કે નિરાશ ન થતાં માણસે આત્માના બળની સર્વોપરિ મહત્તાને ધ્યાનમાં લઇ શકય તેટલા પુરુષાર્થી બનવું જોઇએ. ઉપસ્થિત કષ્ટ દૂર કરવાની હાલતમાં આવી શકે તેમ ન હોઇ ભોગવવું પડે તેમ હોય તો કાયરતાથી ભોગવી નવાં અશુભ કર્મો ઉપાર્જવાને બદલે સમભાવથી ભોગવવામાં માણસની ખરી સમજદારી અને મર્દાનગી છે. અને એ વખતે મનને સ્વસ્થ રાખવાનું બળ આપનાર કર્મવાદ છે, જે સૂચવે છે કે, અવશ્ય ભાવી કર્મ કોઇને છોડતાં નથી. મોટા મોટા પણ એના ફલવિપાકમાંથી છૂટી શકયા નથી. કર્મ અને ઉદ્યમ એ બેમાં જે અધિક બલવાન્ હોય છે તે બીજા પર જીત મેળવે છે. તકલીફ કે કષ્ટ એની મેળે નથી આવતાં, આપણાં વાવેલાં જ ઊગે છે. માટે એમને નિવારવાના સુયોગ્ય ઉપાયો લેતા રહીને પણ, જેટલા પ્રમાણમાં ભોગવવાં પડે, શૂરા બનીને (આધ્યાત્મિક વીરતાથી) ભોગવીએ, ભોગવી લઇએ. એ રીતે ભોગવી લેતાં, નવાં કર્મો ન બંધાવા સાથે એટલો ભાર ઓછો થાય છે. જીવનનાં વહેણ શુભ રીતે વહેતાં રાખવાથી નવાં અશુભ કર્મો બંધાતાં નથી, જેથી જીવનપ્રવાહ ઉત્તરોત્તર સુખી અને ઊજળો થતો જાય છે.

મૂ. ૬૯૧ માણસે.થી હેઠ સરી વસ્તુને દુરુપયોગ થવ એ [illegible] પણ કોઇ ના વસ્તુનું કિંમત ઓછી થતી નથી. એ [illegible] મહાન [illegible] [illegible] ઉદ્યમ [illegible]

મહત્તા અને ઉપયોગિતામાં કમી આવતી નથી. સંસારમાં સર્વાધિક પ્રેમભાજન માતા ગણાય છે તેની આગળ બાળક જેમ કાલો બને છે, અને એમ કરતો આનન્દરસ પીએ છે, તેમ, પ્રભુ આગળ ભક્ત જન ભક્તિના ઊભરામાં કાલો બની જાય છે, અને એ હાલતમાં સાત્ત્વિક પ્રેમરસનો ઉપભોગ કરે છે. આ રીતે એને પોતાના જીવન અને આચરણની શુદ્ધિ કરવાનો માર્ગ પણ સરળ થાય છે. પ્રભુનો ભક્ત થઈને આચરણથી મલિન હોય, તો એ મેળ બેસે જ કેમ ? નિર્મળ આત્મા સાથે મલિન આત્માનો મેળ કેવો ? એ સ્વામિ-સેવકની જોડી જ નથી બનતી. ભક્તને તો ભક્તિના રસ્તે સદાચરણી થવું જ રહ્યું. અને તો જ પ્રભુની સાથે એનો મેળ સધાય. આમ, ભક્તિનું પર્યવસાન આચરણની શુદ્ધિમાં જ આવે છે, અને આવવું જ જોઈએ; ત્યારે જ અને તેમાં જ ભક્તિની સફલતા છે.

અને હું તો ત્યાં સુધી કહી શકું કે ઇશ્વરવાદ એક વાર અસિદ્ધ રહી જાય, તોયે બુદ્ધિભાવિત ભાવનાવિરાજિત ઈશ્વર હૃદયને સાન્ત્વન અને જીવનને ગતિ આપવામાં સ્પષ્ટ પરિણામકારક છે એટલે ઈશ્વર-વાદનો આશરો જીવનને બહુ આશ્વાસનરૂપ અને પ્રેરકરૂપ છે એમ અનુભવ પરથી કહી શકાય છે.

માનવીય પરિસ્થિતિ અને લાગણીનાં સ્વાભાવિક અને સાધારણ પ્રતિબિમ્બો આ કાવ્યમાં રજુ કરાયલાં છે. એથી દુનિયાના કોઇ પણ મજહબ કે કોમના માણસને આ કાવ્ય પોતાની સાથે એકદમ જ બંધબેસતું થઇ જાય એવું હોવાથી દરેક મનુષ્ય આનો સન્-રસ વૃત્તિથી ઉપયોગ કરી શકશે એમ હું ધારું છું. આ સ્તોત્રમાં જગત્કર્તૃત્વની ભાવનાના ભરપૂર રંગો ભરીને પણ છેવટે જઈ તેનો ખુલાસો પણ એટલી જ સ્પષ્ટતાથી કરી દેવામાં આવ્યો છે. એટલે દાર્શનિક ગેરસમજુતીને અવકાશ મળવા જેવું રાખ્યું નથી. કાવ્યના અન્તિમ શ્લોકમાં ઈશ્વરના મુખ્ય લક્ષણભૂત ગુણો બતાવી ઈશ્વર તત્ત્વની ચોખવટમાં સન્દિગ્ધ સ્થિતિ રહેવા દીધી નથી. આ પ્રમાણે દાર્શનિક સિદ્ધાન્તના મેળને ઇજા પણ ન પહોંચે અને ભક્ત જનના ભક્તિરસોત્થિત વિમલ અને સરસ ચાપલ્યની મજા પણ લેવાય એ બન્ને કામ આની અન્દર સાવધાની રાખી સાધી લીધાં છે. મારા જીવને ભક્તિ-રસ મૂળથી જ ગમે છે. એથી આ પ્રકારના વાઙ્મયનું પાન કરવા વધુ સન્-રસ વૃત્તિથી દોરાઉં છું; અને માનસ ઊર્મિનાં વહેણ સમુત્તેજિત થતાં યથાબુદ્ધિ, યથાશક્તિ નવસર્જન પણ કરું છું, જેમાંનું એક આ પણ.

તા. ૩-૧૧-૩૬<br>
મંચર ( જિ. પુના )

—ન્યાયવિજય

# दीनाक्रन्दनम्

त्रैलोक्य-देवता क त्वं दीन-हीनः क्व मादृशः ?
पश्यतस्त्वामहो ! अद्य मानन्दो माति मे हृदि ॥ १ ॥

त्रैलोक્યનાથ, વિશ્વદેવતા તું ક્યાં અને મારા જેવો દીન-હીન પ્રાણી ક્યાં? આજ મને તારાં દર્શન થાય છે અને મારું હૃદય આનન્દથી ઊભરાય છે ! તને જોતાં મારા ચિત્તમાં હર્ષ માતો નથી ! ૧

( 1 ) Who am I, a poor and miserable wretch as compared with Thee, the Lord of the three worlds ! My heart is overflowing with joy as I behold Thee to-day !

सन्तप्तस्यासहायस्य भ्रमतो यत्र तत्र मे ।
अकस्मात् पथि दृष्टोऽसि प्रसीद ! परमेश्वर ! ॥ २ ॥

હું સન્તપ્ત અને અસહાય, જ્યાં-ત્યાં રઝળીને દહાડા કાઢતો, આજ ભમતાં-ભમતાં અકસ્માત્ તને દેખવા પામ્યો છું ! પ્રભુ ! પ્રસન્ન થા ! ૨

( 2 ) During my aimless wanderings here and there, in a distressed and helpless condition, Thou hast, by sheer chance, happened to come into my ken Oh, Almighty God, be pleased!

This tract [illegible] ) is translated into English by Dahyabhai Maganlal [illegible] B. Pleader High court, Baroda.

मादृशानामभागानां सुलभं दर्शनं क्व ते ?
प्रसरन्ति शुभा आशा अद्य त्वां पश्यतस्तु मे ॥ ३ ॥

પ્રભુ ! મારા જેવા અભાગીયાને તારું દર્શન ક્યાં સુલભ પડયું છે ? પણ આજ તારાં દર્શન થતાં મને-મારા હૃદયમાં-શુભ આશાઓ સ્ફુરી રહી છે. ૩

( 3 ) The sight of thee is not easily available to unlucky creatures like myself. But to-day as I behold Thee, good hopes are springing up in me.

कल्पद्रोरपि कल्पद्रुर्महतोऽपि मणेर्मणिः ।
देवानामपि पूज्योऽसि कियत् ते मम पूरणम् ? ॥ ४ ॥

તું કલ્પવૃક્ષનો પણ કલ્પવૃક્ષ છે, મહાન્ મણિનો પણ મણિ છે, તું દેવોને પણ પૂજનીય છે, તો મારા જેવાનું પૂરણ કરવું એ તને શા હિસાબમાં ? ૪

( 4 ) Thou art the best of all Kalpa-Vrikshas ( wish-yielding trees ). Thou art the highest of all precious or lustrous jewels. Thou art worshipped even by gods. To Thee it is a trifle to fulfil my objects.

स्वयं विभो विजानासि कीदृगस्मि दयास्पदम् ।
दयाम्बुराशिरसि नाथ ! याचामि ते दयाम् ॥ ५ ॥

હે વિભુ ! હું કેવો દયાપાત્ર છું એ તારાથી અજાણ્યું નથી જ, અને તું દયાનો મહાસાગર છે, તે હે નાથ ! હું તારી દયા યાચું છું. ૫

( 5 ) Oh Lord, Thou thyself knowest full well how pitiable I am ! and on the other hand, Thou art an ocean of mercy. So, Oh Master ! I beseech Thee for Thy mercy

लग्नोऽस्मि ते पदाम्बुजे महामहिमशालिनि ।
कृपा वर्षतु ! हे स्वामिन् ! मद्दौर्भाग्य-हुताशने ॥ ६ ॥

પ્ર૦ ! હું તારે શરણે આવ્યો છું-તારાં મહામહિમશાળી ચરણોમાં બેઠો છું-તારે ખરે વળગ્યો છું. ઓ ! મારા સ્વામી ! હવે તારી કૃપા મારી દૌર્ભાગ્ય-જ્વાળા પર વરસવી જોઈએ. ૬

( 6 ) I bow down and cling to Thy lotus-like feet of high grandeur. Oh Lord, shower Thy mercy on the burning fire of my misfortune.

मां दहत्येकतश्चिन्ता वासना हन्ति चान्यतः ।
दुर्बलोऽस्मि दरिद्रोऽस्मि रोगितोऽस्मि च पश्य ! माम् ॥ ७ ॥

મને એક બાજુ ચિન્તા બાળી રહી છે. અને બીજી બાજુ વાસના સતાવી રહી છે. હું દુર્બળ છું, દરિદ્ર છું, રોગી છું. પ્રભુ ! જરા મારી સામું જો ! ૭

( 7 ) I am scorched on the one hand by anxieties and am tortured on the other hand by worldly desires. I am weak, poor and diseased. Please, look at me.

दौर्बल्येऽपि खरः क्रोधो नैर्गुण्येऽप्यभिमानिता ।
अदाक्ष्येऽपि महामाया लोभो दौःस्थ्येऽपि मे महान् ! ॥ ८ ॥

દુર્બલતા છતાં ક્રોધ, નિર્ગુણતા છતાં અભિમાન, કુશલતા ન છતાં માયા અને દુઃસ્થ (દરિદ્ર) સ્થિતિ છતાં લોભ મારામાં ખૂબ જ ભર્યો છે-પ્રભુ ! ૮

( 8 ) I am intensely wrathful, though weak, very arrogant, though devoid of merit; extremely fraudulent, though unskillful; and ardently covet as though wretched

एवंविधे कषायाग्नौ विश्वेशश्चेत् त्वमेव माम् ।
दह्यमानमुपेक्षेथा हा ! हताऽनाश्रया दया ! ॥ ९ ॥

આમ, કષાયરૂપ આગમાં હું બળી રહ્યો છું. સમગ્ર વિશ્વનો સ્વામી-સકલ જગતનો આધાર એવો તું જ મને ઉવેખે, હાય ! તો તો ગજબ થઈ જાય ! પછી દયાનું ઠેકાણું ક્યાં રહે ? નિરાધાર દયાની ક્યાં શોધ થાય ? ૯

( 9 ) Thou art the Lord of the universe; and, if Thou disregardest me, burning as I am in the fire of such worldly passions, alas ! the quality of mercy, for want of a fit receptacle, will disappear ( through disuse ).

ममेन्द्रियाणि मत्तानि मनश्चात्यन्त-चञ्चलम् ।
ऊर्मयश्च विकाराणामुच्छलन्ति क्षणे क्षणे ॥ १० ॥

પ્રભુ ! શી વાત કરું ! મારી ઇન્દ્રિયો ઉદ્ધત છે અને મન અત્યન્ત ચંચલ છે. વિકારોની ઊર્મિઓનું ઉચ્છલન તો ક્ષણે ક્ષણે ભડકાવી મૂકે છે. ૧૦

( 10 ) My senses are intoxicated, my mind is excessively fickle; and the waves of sensuous cravings, are every moment surging up in me.

न मे शुद्धिर्विचाराणां वाणीसंयमनं न च ।
महानुच्छृङ्खलः कायः किं ब्रुवे स्वविडम्बनम् । ॥ ११ ॥

મારામાં નથી વિચાર-શુદ્ધિ કે નથી વાણી-સંયમન; અને મારું કાયિક વર્તન અત્યન્ત ઉચ્છૃંખલ ! મારી વિડંબના તે હું શું બતાવું ? ૧૧

( 11 ) There is no purity in my thoughts and I cannot bridle my speech; my physical activities are also greatly uncontrolled. How much should I narrate my mortifications ?

आस्वाद्य तव सिद्धान्तं पीत्वापि त्वद्-भारतीम् ।
वासना-परितापो मे न ही शाम्यति तृष्णजः ॥ १२ ॥

તારા સિદ્ધાન્તોનાં આસ્વાદન અને તારી શાન્તરસભરી વાણીનાં પાન કર્યાં છતાં પણ, હાય! મારો વાસનામય પરિતાપ ઠરી પડતો નથી. ૧૨

( 12 ) Oh, my Lord ! even though I have tasted the sweets of Thy doctrines, and have drunk the nectar of Thy all-pacifying speech, the torment of my worldly cravings does not cool down, ever-thirsty as I am !

जन-पर्षदमाकर्षनुप्रणाल्योपदिशाम्यहम् ।
स्वकीयं पुनरात्मानं नोपदेष्टुं भवाम्यलम् ! ॥ १३ ॥

જન-સમૂહને આકર્ષક શૈલીથી ઉપદેશ કરું, પણ હું પોતાને-મારા પોતાના આત્માને ઉપદેશ કરી શકતો નથી ! ૧૩

( 13 ) I preach to concourses of persons in an attractive style, but, alas ! I am not able to sermonize myself.

स्वार्थवृत्ति-मृषावादि-मायि-दुःशील-मूर्च्छितः ।
अहिंसा सत्यमस्तेयं क्व मे ब्रह्मापरिग्रहः ? ॥ १४ ॥

પ્રભુ ! હું સ્વાર્થી છું, મૃષાવાદી અને દંભી છું, દુઃશીલ અને લોલુપ છું. પછી એ સ્થિતિમાં અહિંસા, સત્ય, પ્રામાણિકતા, સંયમ અને સન્તોષ જેવા ગુણોનો સંગમ મારામાં ક્યાંથી જ હોય ? ૧૪

( 14 ) Selfish, untruthful, deceitful, immoral and covetous as I am, how can there exist in me the virtues like innocuousness, veracity, probity, continence and non-covetousness ?

मोहारण्यं महाघोरं क्लिश्यमानस्य मेऽटतः ।
नान्य आश्वासकः कश्चिद् मावज्ञासीस्तदीश ! माम् ॥ १५ ॥

જગદીશ ! મોહના મહાઘોર અરણ્યમાં કલેશપૂર્ણ હાલતે રખડી રહ્યો છું. નથી કોઈ, જગતભરમાં, કે જે આશ્વાસન આપી શકે. તો ઓ ! દયાળુ દેવતા ! મને તરછોડ માં ! ૧૫

(15) There is none except Thee, to console me who am miserably wandering in a formidable forest of infatuation Therefore, Oh God ! do not neglect me !

स्वामिनं श्रद्दधामि त्वां त्वयि भक्तिं वहामि च ।
न तु ते वचनं कुर्वे जानन्नपि सुखावहम् ! ॥ १६ ॥

તને સ્વામી તરીકે બરાબર સદ્દહું છું. અને તારે વિષે ભક્તિ પણ એટલી જ ધરાવું છું. પણ, તારા કહ્યા પ્રમાણે મારે ચાલવું જોઇએ એમાં જ મોટું મીંડું છે. જો કે હું બરાબર સમજું છું કે તારો ઉપદેશ તેના પાલકને બિલ્કુલ સુખ તરફ લઈ જાય છે. છતાં, હાય ! મારાથી તે અમલમાં મૂકાતો નથી. ૧૬

(16) I trust in Thee as my Lord, and bear devotion towards Thee; but, alas ! I do not put into practice Thy preachings, even though I know that they lead to true happiness!

यादृशस्तादृशो वाऽपि देव ! दासोऽस्मि तावकः ।
दासोद्धरणशैथिल्यं स्वामिनो नहि शोभते ॥ १७ ॥

દેવ ! જેવો-તેવો પણ હું તારો દાસ છું. પછી, દાસનો ઉદ્ધાર કરવામાં શિથિલતા રાખવી એ સ્વામીને છાજે ? ૧૭

( 17 ) Oh Lord ! whatever I may be, I am Thy slave. It does not behoove a master to be slack in emancipating his own slave.

ज्ञानं पूर्णं परा शक्तिरनन्तस्ते दया-रसः ।
बहूनुद्धरः पापान् मत्कृते विमुखोऽसि किम् ? ॥ १८ ॥

તું જ્ઞાનથી પૂર્ણ છે અને પરમ શક્તિમાન્ છે. તારી દયાળુ વૃત્તિનો પાર નથી. ઘણા ઘણા પાપીઓને તેં ઉદ્ધર્યા છે. પછી, મારા સમ્બન્ધમાં તું આમ ઉદાસીન કેમ ? મારે વિષે તારી આ પરાઙ્મુખતા કેવી ? १८

( 18 ) Thou art endowed with perfect knowledge, highest strength and unlimited mercy. Thou hast saved many sinners; why, then, art Thou apathetic towards me !

पूत्करोमि तव द्वारमुपस्थाय स्वदुर्दशाम् ।
त्वं चेत् पिधास्यसे कर्णौ का गतिर्मे भविष्यति ? ॥ १९ ॥

તારે બારણે આવી ખડો થયો છું અને મારી દુર્દશાનો પોકાર કરી રહ્યો છું. તું જો તારા કાન બંધ રાખે તો મારી શી વલે થાય ? १९

( 19 ) Having approached Thy threshold, I am crying out my miseries But if Thou wert to close Thy ears, Oh, my Lord ! what would be my fate !

मत्तोऽप्यधिकपाप्मानो दृश्यन्ते सुखशालिनः ।
निष्ठुरव्यवहारेण विधिर्मय्येव वर्तते ! ॥ २० ॥

મારાથી પણ અધિક પાપકારી લોકો સુખી જોવામાં આવે છે, અને છતાં વિધિનું વર્ત્તન મારા તરફ જ આટલું નિષ્ઠુર ! २०

આ હું ધન્ય છે મને આજ તારી ભેટ થઈ! તારી ભેટ એટલે ભવરોગોના મહાન્ વૈદ્ય અને અખંડચિદાનન્દસ્વરૂપ એવા, જગતના એક આધારરૂપ વિશ્વનાથની ભેટ! २६

( 26 ) Blessed am I, that I have been able to behold Thee who art the only support of the whole world, who art the best physician for the diseases pertaining to the transmigratory cycle and who art the incarnation of perfect joy and intelligence.

महादेवोऽसि बुद्धोऽसि शङ्करोऽसि शिवोऽसि च ।
अर्हन् ब्रह्मा जिनो चाऽसि विष्णुर्विश्वेश्वरोऽसि च ॥ २७ ॥

તું મહાદેવ છે, બુદ્ધ છે, શંકર છે, શિવ છે, અર્હન્ છે, બ્રહ્મા છે, જિન છે, વિષ્ણુ છે, વિશ્વેશ્વર છે. (આવાં અનેક ઉત્તમ અને ગુણોદ્બોધક નામોથી જગતના સન્તો અને વિશારદો તને સ્તવે છે. આવાં નાનાવિધ નામોથી વિશ્વમાં તું જ ગવાય છે. જુદાં જુદાં નામોથી જગત્ તને જ ભજી રહ્યું છે.) २७

( 27 ) Thou art Mahadeva ( the great God ), Thou art Buddha ( the enlightened ), Thou art Shankara ( the well-doer ), Thou art Shiva ( the benefactor ), Thou art Arhan ( the adorable one ), Thou art Brahma ( the one possessed of instrous intelligence ), Thou art Jina ( the conquerer of passions ), Thou art Vishnu ( the possessor of all-prevading knowledge ), and Thou art Vishveshvara ( the Lord of the universe ). ( Thou art worshipped under such various names indicative of Thy several attributes. )

गतं ममाऽद्य दारिद्र्यं रोगाः सर्वे पलायिताः ।
दृष्टे त्वयि महानन्दमये परम आत्मनि ॥ २८ ॥

આજ હું એ ઉલ્લાસ અનુભવું છું, જાણે કે પરમ આનન્દરૂપ પરમ આત્માનાં દર્શન કરતાં મારું દારિદ્ર્ય હવે ગયું અને મારા બધા રોગો દૂર થયા. २८

( 28 ) To-day on my having seen Thee, the Great Soul, the incarnation of eternal joy, my wretchedness has vanished and all my diseases have fled.

अद्य प्रोल्लसितं पुण्यं पापं पातालमगमत् ।
त्वद्भक्त्या भवनिर्वेदो भूयान्मे शिव-सम्पदे ! ॥ २९ ॥

પ્રભુ ! આજ મારાં પુણ્ય જાગ્યાં-ખિલ્યાં, મારાં ભાગ્ય ઊઘડયાં અને પાપ તો પાતાળે ગયાં ! હો ! મારા સ્વામી ! તારી ભક્તિ મને ભવ-વૈરાગ્યના શુભ પરિણામ પર લઈ જાય એ જ ઇચ્છું છું, જેથી નિઃશ્રેયસનો માર્ગ મને સરળ થાય. ૨૯

( 29 ) To-day my merits have bloomed and my sins have fled. Let my devotion to Thee be instrumental in the attainment of disattachment from the phenomenal world, so that through this disattachment, the aim of Salvation may be ultimately achieved.

नत्वा नत्वा पुनर्नत्वा प्रार्थये त्वां कृताञ्जलिः ।
सम्यक् सञ्चरमाणः स्यामस्खलन्नार्यवर्त्मना ! ॥ ३० ॥

ભગવન્ ! વાર વાર તને નમન કરું છું અને હાથ જોડી એ જ માગું છું કે, આર્ય-પથ પર (સન્માર્ગ પર) મારી ગતિ બિલકુલ સ્ખલિત થયા વગર રૂડી રીતે ચાલુ રહે ! ૩૦

( 30 ) Having offered my salutations again and again, I pray to Thee my Lord, with folded hands:-May I be able to tread the meritorious path-the path of the Respectable-steadily and without being confronted with or affected by intervening impediments

# પ્રવેશોદ્ગાર

જીવનનાં આ આઠ સૂત્રો સર્વજનમાન્ય છે એ તો ઉઘાડું જ છે. છેલ્લું સૂત્ર સંઘટન (સંગઠન) તેની પણ કેટલી ઉપયોગિતા અને આવશ્યકતા છે એ જગતના કોઈ પણ મુલકને સમજાવવું પડે તેમ નથી. આમ છતાં, આ ઉપયોગી તત્ત્વ ( સંગઠન-બળ ) ધાર્મિક અને કોમી ભેદની સંકુચિત દૃષ્ટિઓને લીધે જામવા પામતું નથી અગર જામવા જતાં વીખરાઈ જાય છે. એ ખરે જ દિલગીરીની વાત છે. એ સંકુચિત દૃષ્ટિઓને દૂર કરવા બાબત 'સંઘટન' સૂત્રના વિવેચનમાં કહેવામાં આવ્યું છે. કોઇ પણ સમજુ માણસ જરા સ્વસ્થપણે વિચાર કરે તો બરાબર સમજી જાય કે:—

સત્ય, સેવા અને સંયમ એ મનુષ્યધર્મ છે. એને મુખ્ય સ્થાન આપી અને સાંપ્રદાયિક રિવાજોને ગૌણપદે (સ્વસ્થાન પૂરતા) રાખી સમસ્ત પ્રજામાં સંગઠન-બળ ઊપજાવવાની જરૂર છે. ધર્મ, સંપ્રદાયની અન્ધપૂજામાં નથી, પણ ધર્મનાં ઉપર્યુક્ત અસલી તત્ત્વોને જીવનમાં ઉતારવામાં છે. ઈશ્વર એક, પછી ધર્મ નોખા નોખા કેમ હોઇ શકે ? રૂઢિઓ, રીતરિવાજો અને દાર્શનિક વિચારો જુદા હોઇ શકે, અને હોય જ, પણ ધર્મ જે જીવનસાધનની વસ્તુ છે, એથી ભિન્ન વસ્તુ છે, અને તે માનવજાતને સારુ એક જ છે. રીતરિવાજો તેમજ બાહ્ય ઉપકરણો, વિધિવિધાનો અને દાર્શનિક વિચારોને ધર્મ સમજી લીધામાંથી જ આ બધી ધાર્મિક સંકુચિત દૃષ્ટિ ઉત્પન્ન થઇ છે, કે જેણે આજ સુધી ધર્મને નામે લોકોને લડાવી મારવાનું જ કામ બજાવ્યું છે. પણ હવે લોકો સમજી લે કે રીત-રિવાજો, વિધિવિધાનો અને દાર્શનિક વિચારો ભિન્ન ભિન્ન હોય (ભિન્ન ભિન્ન હોય જ ) તો એમાં કંઇ જ વાંધા જેવું નથી; પણ એ પોતે ધર્મ નથી, પણ એનો સાધન તરીકે ઉપયોગ કરીને જીવનશોધનનો જે અભ્યાસ કરવો તે ધર્મ છે. તપેલી, કડછી, ચમચા, સાણસા વગેરે કંઇ રસોઇ નથી, પણ એ રસોઇ બનાવવાના કામમાં ઉપ-યોગી થનારાં સાધનો છે, તેમ, રીતરિવાજો કે વિધિવિધાનો એ કંઈ

ધર્મ નથી, પણ ધર્મને ભાવવાના, ધર્મને સાધવાના કામમાં કામ લાગનારાં બાહ્ય સાધનો છે. મતલબ કે સાધનો વિવિધ જ હોય, એમના વૈવિધ્ય પર ક્ષુબ્ધ થવાનું ન હોય, અને એ પરથી ધર્મભેદ પણ માની લેવાનો ન હોય. સાધનો અને વિધિવિધાનોની વિવિધતા અને દાર્શનિક વિચારોની વિભિન્નતામાંથી ધર્મની એકતા યા અભિન્નતા સમજી જવાય તો તમામ બખેડા બહુ શીઘ્રતાથી શમી જાય.

જુદાં જુદાં પાત્રોમાં જુદી જુદી ભોજ્ય વસ્તુઓ માણસો ભેગા મળી સહર્ષ જમે છે, ત્યાં કોઈને ભોજનપ્રસંગના પાત્રભેદો, સાધનભેદો કે વસ્તુભેદો પર અણગમો આવે છે? ના. તો પછી ધર્મના સાધનભેદો ઉપર માણસ કેમ કડી નજર કરે છે? પાત્રો અને ભોજ્ય દ્રવ્યો ભિન્ન ભિન્ન છતાં ક્ષુધાતૃપ્તિનું કાર્ય બધાઓનું એક સરખું સધાય છે એમ માણસ સમજે છે, એથી એ પ્રસંગના એ ભેદો ઉપર એને વાંધો જણાતો નથી અને ત્યાં એ ડાહ્યો ડમરો બની રહે છે, તો તે પ્રમાણે ધર્મની બાબતમાં પણ રીતરિવાજો, વિધિવિધાનો કે દાર્શનિક વિચારો ભિન્ન ભિન્ન હોવા છતાં આત્મશોધનનું કાર્ય બધાઓનું એક સરખું સધાઈ શકે છે એ પ્રમાણે સમજી જવું અને એ ભેદો ઉપર ઉદાર મનનું લાજિમ નથી? સંગત નથી? આવશ્યક નથી?

ધર્મસાધન એટલે ખરી રીતે અહિંસા, સત્ય આદિ દ્વારા જીવનનું સંશોધન અથવા પવિત્રીકરણ. માટે અહિંસા, સત્ય અથવા સદાચરણ, જે, જીવનની શોધનક્રિયારૂપ છે, એ જ વસ્તુતાએ ધર્મ છે. દાર્શનિક વિચારો એ ધર્મ (ધર્મ-માર્ગ)ની કર્તવ્યતાને મજબૂત કરનાર હોઈ એને મદદરૂપ બને છે તેમ જ કર્મકાંડ એની (ધર્મમાર્ગની) સ્મૃતિ તથા ભાવનાને પોષક બનનાર તરીકે મદદગાર છે. દાર્શનિક વિચારો ભ્રાન્ત પણ હોઈ શકે છે. જેમ કે, ઈશ્વરનું જગત્કર્તૃત્વ છે કે નહિ એ બેમાંથી એક મન્તવ્ય. પણ ઈશ્વર-કર્તૃત્વનું મન્તવ્ય ખોટું હોય તોયે, એ મન્તવ્યથી માણસ એ ઈશ્વરભક્તિનો સાચો માર્ગ ગ્રહણ કરી સદાચરણપરાયણ બને તો એ ભ્રાન્ત દર્શન પણ ધર્મસાધનની દિશામાં લઈ જનારું બની કલ્યાણસાધક થાય. અહિંસા, સત્ય આદિ સચ્ચરિત્રની કલ્યાણરૂપતાને સમર્થન કરે એવું દર્શનશાસ્ત્ર ધર્મમાર્ગને સીધી રીતે મદદ કરનારું ગણી શકાય અને, દ્વૈતવાદ કે અદ્વૈતવાદને, કર્તા ઈશ્વર કે અકર્તા ઈશ્વરને સમર્થન કરનાર દર્શનશાસ્ત્ર ધર્મમાર્ગને સીધી રીતે નહિ, પણ પરંપરાએ (indirectly) સહાયક છે. કેમકે ઉપ-

શુષ્ક જેવાં મતદ્વન્દ્વમાંના કોઈ એક મન્તવ્યના માનવા પર ધર્મ-માર્ગ અવલંબિત નથી, પણ એ દ્વન્દ્વમાંના કોઈ એક મન્તવ્યનો સદુપયોગ ( સક્રિય સદુપયોગ ) કરવામાં આવે તો એ ધર્મમાર્ગને સાધવામાં સહાયભૂત થાય છે. મતલબ કે ધર્મસાધનનો આધાર કોઈ દાર્શનિક ફિલસુફી પર નથી, પણ તેનો સદુપયોગ જરૂર લાભકર છે. ઉપર કહ્યું તેમ, અતથ્ય ફિલસુફીનો પણ સદુપયોગ જીવનને હિતાવહ અને કલ્યાણકારી બની શકે છે.

માણસમાં માણસાઈ આવે તો કૂટ, કે જેની ભીષણ જ્વાલામાં સમગ્ર માનવજાતિ સળગી રહી છે ને હોલવાઈ જતાં વાર ન લાગે અને સમગ્ર જન-સમાજમાં સૌમનસ્યની મનોરમ સૌરભ એવી પ્રસરે કે મનુષ્યભૂમિ સુન્દર સ્વર્ગભૂમિ બની જાય. ખરેખરઃ—

इस फूट ने ही हम सभी को शक्तिहीन बना दिया
इस फूट ने ही जातियों को छिन्नभिन्न बना दिया ।
इस फूट ने ही धर्म को भी ग्लानिपूर्ण बना दिया
इस फूट ने ही देश को भी नष्ट-भ्रष्ट बना दिया ॥
इस फूट का सिर फोड़ कर अब ऐक्य करना चाहिए
सब धर्म (कौम) वालों को परस्पर प्रेम रखना चाहिए ।
कमजोरियों को दूर कर बल को बढ़ाना चाहिए
इस मार्ग से इस देश का उद्धार करना चाहिए ॥

આ પુસ્તકમાં ઉપદિષ્ટ 'આઠ પદો અથવા સૂત્રોને કોઈ પણ માણસ પોતાના જીવનમાં ઉતારે તો એની જિન્દગી સફલ થઈ જાય એ દેખીતું છે; અને વાચક જો પરલોક અને મોક્ષમાં માનતો હોય તો ખાતરી રાખે કે એ પોતાનો પરલોક પણ સારો બનાવશે. આ સૂત્રો ખરી રીતે જીવનનાં મંગલબીજકો છે. અને એ જન્માન્તરોમાં પણ અવિચ્છિન્નપણે અને અધિકાધિક સુન્દરતાથી ફળ્યાં જવાનાં, અને એનો છેલ્લો ફલપાક મોક્ષસ્થિતિના રૂપમાં શાશ્વત હશે.

વિ. સં. ૧૯૯૬,
વૈશાખ-શુક્લપ્રતિપત્,
જામ ખંભાળીયા
( કાઠિયાવાડ )

ન્યાયવિજય

# जीवनपाठोपनिषद्

मंगलारम्भः ।

वन्दित्वा परमेशं मानवजीवनहितस्य भावनया ।
जीवनपाठोपनिषद् बहुसंक्षेपान्मयोच्यते सरला ॥ १ ॥

પરમાત્માને વન્દન કરી માનવ-જીવનના હિતની ભાવનાએ જીવનના પાઠોનું સરલ રહસ્ય આ સ્થલે કંઈક બતાવવા ઇચ્છું છું. ૧.

After bowing to God, I wish to show here briefly the simple substance of life's lessons, having the interest of human life at heart 1

प्रामाणिकतोद्यमिता स्वात्मनिर्भरं परोपकरणं च ।
संयम-भक्ती सेवा संघटनं चाष्टपदि एषा ॥ २ ॥

પ્રામાણિકતા, ઉદ્યમ, સ્વાશ્રયીપણું, પરોપકાર, સંયમ, ભક્તિ, સેવા અને સંઘટન (સંગઠન) એ જીવનનાં આઠ પદો છે, જીવનનાં આઠ સૂત્રપાઠો છે. ૨.

The following eight are the main lessons of life.—

---

This tract ( जीवनपाठोपनिषद् ) is translated into English by Dharmasukharay Jayashankara Vasavada, B. A., Mangrol ( Kathiawar )

Honesty, Industry, Self-reliance, Benevolence, Self-control, Strength, Service and Solidarity. 2

प्रामाणिकता ।

प्रामाणिका न्यायनिष्ठाः सदा भवत सज्जनाः ! ।
सर्वान्युद्योग-कर्माणि कुरुत न्यायमार्गतः ॥ ३ ॥

સજ્જનો! પ્રામાણિક બનો! ન્યાયનિષ્ઠ રહો! તમારા ઉદ્યોગ-ધન્ધા, કામકાજ અને દરેક વ્યવહાર ન્યાયપુરસ્સર કરો, પ્રામાણિકપણે કરો. ૩.

Honesty

Gentlemen! be honest! be just! Do all your industries, business, works and every activity of life justly and honestly. 3

माया-प्रतारणोपायैः परिताप्य परांस्तथा ।
गृहीतं द्रविणं भ्रष्टं भ्रष्टां बुद्धिं करोति च ॥ ४ ॥

દગાબાજીથી, માયા-પ્રપંચથી અને બીજાઓને હેરાન કરીને ઉઠાવેલું ધન ભ્રષ્ટ છે, અને બુદ્ધિને ભ્રષ્ટ કરે છે. ૪.

Wealth obtained by fraud, deceit and by harassing others is tainted and it spoils the intellect. 4

अपवित्रं धनं तादृक् सुखं भोक्तुं न शक्यते ।
गृहे कुटुम्बे कलह-क्लेशं विस्तारयत्यपि ॥ ५ ॥

તે નાપાક ધન સુખે ભોગવી શકાતું નથી, સુખે જીવવા દેતું નથી અને ઘર-કુટુમ્બમાં કલહ-ક્લેશ ફેલાવે છે. ૫.

Such tainted wealth cannot be enjoyed happily, does not allow us to live happily and gives birth to disturbing quarrels in the home and family. 5

मुष्णाति च मनःशान्तिं चिन्तार्त्तं कुरुते स्थितिम् ।
अनर्थ-विपदः सूते संक्लिश्नाति च जीवितम् ॥ ६ ॥

વળી એ માનસિક શાન્તિને લૂંટી લે છે, ચિત્તને ચિન્તાર્ત્ત હાલતમાં રાખે છે, અનેકવિધ અનર્થોને જન્માવે છે અને જીવતરને ખારું ઝેર બનાવી મૂકે છે. ૬.

Also it destroys mental peace, keeps mind care-worn, engenders many evils or annoyances and embitters life. 6

विचरन्ति न्यायशीलाः सत्कर्मोन्नतमस्तकाः ।
अन्यायमलिनाचाराः स्खलन्ति हतौजसः ॥ ७ ॥

ન્યાયશીલ સજ્જનોનાં મસ્તક પોતાનાં સત્કર્મોના બલ પર ઊંચાં રહે છે-ઉન્નત મસ્તકે તેઓ વિચરે છે, જ્યારે દગાખોર કુકર્મીઓનાં મ્હોં પર નૂર રહેવા પામતું નથી, તેઓ ઓજ વગરના બની જાય છે અને ઠેરઠેર તેમને ઠેબાં ખાવાં પડે છે. ૭.

The heads of just people remain high on the strength of their good deeds, they move about with their heads held high, while the perpetrators of fraud and deceit become spiritless, the lustre on their face fades and they are subjected to hatred. 7

अपि निर्वहत स्तोकाद् रंकं वा धत्त जीवितम् ।
नत्वन्याय्येन मार्गेण संचरध्वं महाशयाः ! ॥ ८ ॥

થોડેથી ચલાવો અથવા ગરીબાઈથી રહો, પણ ઓ ! ભલા માણસો ! અન્યાયના રસ્તે કદી ન જતા. ૮.

Oh, good people! Be content with less, or suffer the pangs of poverty with fortitude, but do not be tempted to be unjust or dishonest. 8

सन्ति शान्तिसुखौजांसि न्याय्ये शुष्केऽपि भोजने ।
पापद्रव्यसमुद्भूते न तु मिष्टान्नभोजने ॥ ९ ॥

સચ્ચાઈની લુખી-સૂકી પણ રોટીમાં જે સુખ, શાન્તિ અને ઓજસ્ છે, તે અનીતિના, અન્યાયની કમાણીના માલ-મલીદામાં નથી એ સમજી રાખો. ૯

Never forget that the happiness, peace and strength contained in the dry bread earned by truthfulness are absent in the sumptuous and rich food earned by dishonesty. 9

सत्कर्मदृढविश्वासाः सहित्वाऽप्यागताऽऽपदः ।
परिणामे प्रयान्त्येव शाश्वतीं सुख-सम्पदम् ॥ १० ॥

સત્કર્મ પર જેમને દૃઢ વિશ્વાસ છે, એવા સદાચારસેવક સજ્જનો પણ પૂર્વભવીય કર્માનુસન્ધાનના બળે દુઃખી હાલતમાં આવી પડે છે; પણ આખરે-દુઃખના દહાડા નિકળી જતાં-તેઓ તમામ દુઃખોને તરી જાય છે અને હમેશાંને માટે સુખી બને છે. ૧૦.

Even followers of righteousness, who have firm and unshaken faith in it are sometimes found struggling with misery, but in the end when their hard fate ceases they overcome misery and earn everlasting happiness. 10

उद्यमस्तथा स्वाश्रयित्वम् ।

अकर्मण्यत्वमुत्सार्य भवतोद्योगशालिनः ।
आलस्यं खलयोनेतृ विकासप्रतिबन्धकम् ॥ ११ ॥

અકર્મણ્યતાને, આલસ્યને ખંખેરી નાખો ! ઉદ્યમશીલ બનો ! આલસ્ય વિકાસને રૂંધે છે અને જીવનને નીચે પાડે છે. ૧૧.

Industry and self-reliance

Shake off inaction, idleness; be industrious, diligent. Idleness retards development and degrades life. 11

पराश्रित-भारभूतस्थितिर्दूषणमुत्कटम् ।
स्वपादोपरि जानीध्वमूर्ध्वीभवितुमुद्यकैः ॥ ॥ १२ ॥

બીજાને બોજારૂપ બનવું એ સ્થિતિ ભારે દૂષણરૂપ છે. પોતાના પગ ઉપર ઊભા રહેતાં શીખો. ૧૨

The condition of being dependent on or burdensome to others is a stigma. Try to be self-supporting. 12

भवतोत्साहमुन्मील्य स्वाश्रयि-स्वावलम्बिनः ।
व्यक्ति-वर्गोपकारार्थमयमावश्यको गुणः ॥ १३ ॥

ઉત્સાહને ખિલવી સ્વાશ્રયી-સ્વાવલંબી બનો. વ્યક્તિ અને સમાજના ઉપકાર ખાતર આ ગુણની જરૂર છે. ૧૩.

Cultivate zeal and be self-reliant. This virtue is necessary for the benefit of both the individual and the society 13

अपि द्रव्यार्जनायुक्ताः कुर्वीरन् कंचिदुद्यमम् ।
ददीरन् रंकलोकाय तल्लाभं च दयापराः ॥ १४ ॥

જેમને રળવાની પંચાત ન હોય તેવાઓએ પણ કંઇક ઉદ્યમ રાખવો જોઇએ, કંઇક કામ કરવું જોઇએ; અને તેનો લાભ તે દયાળુઓએ બીજા ગરીબોને આપવો જોઇએ ૧૪.

Even those who are free from the worries of earning their livelihood, must also work. And whatever they earn thereby they must give to the poor out of compassion. 14

कर्मणेऽपि हि कुर्वीरन् कर्म कर्मठचेतसा ।
भवेदकर्मा दुष्कर्मा कुभोजनमकर्मकम् ॥ १५ ॥

કામ ખાતર પણ કામ જોઇએ. કર્મરસિક વૃત્તિથી, કર્મકુશલતાથી કર્મ કરવું જોઇએ. ' નવરો નખોદ વાળે !.'' ખાઇએ એટલું કામ ન કરીએ તો એ કુભોજન છે. ૧૫.

Work must be done for its sake and that too with deep interest in it and with adroitness. For " Satan finds some mischief still for idle hands to do." If we do not work in proportion to the price of the food we eat, our food is in such a case not well earned. 15

कर्मयोगो व्यवस्थाप्य जीवनं स्याच्छुभावहः ।
ज्ञानिनोऽप्युपजीवन्ति कर्मयोगं महोदयम् ॥ १६ ॥

કર્મયોગ જીવનને વ્યવસ્થિત બનાવી કલ્યાણકર બને છે. જ્ઞાનીઓ પણ કર્મ કરે છે, કર્મયોગના જીવન જીવે છે. તેઓ પણ કર્મયોગ વગરના નથી હોતા. ૧૬.

The performance of work (कर्मयोग) makes life orderly and proves beneficial to it. Even the spiritually enlightened seers follow the philosophy of work. They too have not divorced work. 16

परोपकारः ।

परोपकारशिक्षायाः पाठं गृह्णीत सज्जनाः ! ।
समग्रधर्मशास्त्राणां रहस्यमिह वित्त च ॥ १७ ॥

सज्जनो ! परोपकार शिखो. समग्र धर्मशास्त्रोनुं रहस्य आमां समायेलुं छे ए समजो. १७

Benevolence

Gentlemen ! Learn to be benevolent. The substance of all *the scriptures of the world is contained in benevolence. 17*

मोक्षस्य मन्त्रभूतोऽयमियं स्वर्गस्य कुञ्चिका ।
इदं जीवनकल्याणलक्ष्म्याकर्षणं पुनः ॥ १८ ॥

ए मोक्षनो मन्त्र छे, स्वर्गनी चावी छे अने कल्याणलक्ष्मीने आकर्षनार यंत्र छे १८.

It is the charm of Absolution, the key to Heaven and an attractive to the wealth of well-being. 18

न किञ्चन यदाऽऽसीद्धि यत्र प्रकृताऽङ्गिना ।
कदा प्रारम्भे प्रारम्भमित्यज्ञातमेव च ॥ १९ ॥

ज्यारे कंई अ थयानुं नथी, अने क्यारे शरू थयो एनी पण कोईने खबर नथी. १९

Nothing will accompany the soul at the time of death nor do we know when it (the soul) will leave the tabernacle. 19

तस्माद् दधीध्वं हृदये शुभं शीघ्रमिति श्रुतिम् ।
स्वयं कृतं सहागामीत्यपि स्मरत निश्चितम् ॥ २० ॥

માટે 'શુભં શીઘ્રમ્' એ વચનને હૃદયમાં ધારી રાખો. 'હાથે તે સાથે' અર્થાત્ પોતે કરેલું હશે તે જ (પોતાનું કર્મ જ) સાથે આવશે એ પણ સ્મૃતિપટ પર કોતરી રાખો ૨૦.

Therefore keep ever before your mind's eyes the expression "Do the good soon." Only one's own actions will accompany one's soul. Inscribe this on your memory. 20

अन्यसाहाय्यमाश्रित्य जनो जीवति जन्मतः ।
अन्तरेणाऽन्यसाहाय्यं जीवेन्नैकमपि क्षणम् ॥ २१ ॥

માણસ જન્મે છે તે વખતથી જ અન્યની સહાયતા પર જીવે છે, બીજાની મદદ વગર એક ક્ષણ પણ તે જીવી શકતો નથી ૨૧.

Man is dependant on others since his birth; he cannot live without others' help even for a moment. 21

मनुष्योऽपरसाहाय्यसमालम्बितजीवनः ।
परं स्यात् कदर्यश्चेत् स शठो पालिशोऽथवा ॥ २२ ॥

[illegible] સહાય[illegible] પર અવલંબિત છે છતાં માણસ પોતાના જ [illegible] રહી બીજાઓ પ્રત્યે [illegible], કૃપણ રહે, તો એ [illegible] છે ૨૨

Man's life is dependent on the help of others. If he is however unobliging and illiberal towards others or is self-centred, he is either impudent or foolish. 22.

परोपकार औदार्यं चित्तार्द्रत्वं तथा दया ।
दानं सहृदयत्वं चानुकम्पेत्येकमेव हि ॥ २३ ॥

પરોપકાર, ઔદાર્ય, માનસિક આર્દ્રતા, દયા, દાન, સહૃદયતા, અનુકંપા એ બધું એક જ છે. ૨૩.

Benevolence, generosity, tenderness of mind, mercy, charity, noble-heartedness and compassion are one and the same thing. 23

इदं जीवनकल्याणतत्त्वं यत्र न विद्यते ।
तत्र मानवता नास्ति गृहस्थे साधुनाम्नि वा ॥ २४ ॥

જીવનનું આ કલ્યાણભૂત તત્ત્વ જે માણસમાં નથી, તે ગૃહસ્થ હોય કે સાધુ કહેવાતો હોય, તેનામાં માનવતા હજી જન્મી નથી એમ જ કહેવાનું જોઈએ. ૨૪.

The man who is devoid of this auspicious quality, whether he be a hermit or a worldly man, is not fit to be called human. 24

परोपकरणद्वारा स्वात्मोपक्रियते मता ।
प्राप्यते स्वात्मसन्तोषमनोज्ञानुभवः पुनः ॥ २५ ॥

સજ્જન પરોપકારદ્વારા ખરી રીતે સ્વોપકારનું કાર્ય સાધે છે, અને આત્મસન્તોષનો મનોરમ અનુભવ મેળવે છે. ૨૫.

પરોપકારપરાયણ માણસ બધાનાં નેત્રોમાં અમૃતાંજન જેવો છે. ઉદાર બનો ! વિવેકયુક્ત દયાળુ અને દાતા બનો ! ૨૯

A person devoted to benevolence is like a nectar-collyrium to the eyes of all Be generous, prudently kind and charitable. 29

संयमः ।

तथाऽऽचरत भाषध्वं विचारयत चान्वहम् ।
यथा परो न पीड्येताऽप्यत्राऽल्पिष्टप्रमाणतः ॥ ३० ॥

એવા વિવેકથી કામ કરો, વચન બોલો અને વિચાર કરો કે બીજાને ઈજા થવા પામે નહિ, અથવા ઓછામાં ઓછા પ્રાણીઓને ઓછીમાં ઓછી ઈજા થાય. ૩૦

Self-Control

Exercise great care in your work, speech and thought so that others may not be offended or the smallest number of beings may be offended the least. 30

यथार्थमेव भाषध्वं विना किञ्चन मिश्रणम् ।
लाभाशयाऽथवा भीत्या ब्रूत रूपान्तरेण न ॥ ३१ ॥

કંઈ પણ મિશ્રણ કર્યા વગર સાચે સાચું કહો. લાભની આશાએ કે ભયથી કોઈ પણ વાતને રૂપાન્તરિત કરી ન કહો. ૩૧.

Tell unvarnished and unadulterated truth. Expecting gain or fearing injury, do not distort truth. 31

એક પૈસાની ચોરી એ પણ ચોરી અને લાખ રૂપીયાની ચોરી એ પણ ચોરી. પ્રમાણમાં ગમે તેટલું અન્તર હોય પણ ચોરવાની મનોવૃત્તિ તો સરખી જ ને! માટે કોઈની ચીજ પર મન ન બગાડવું.

અત્યારથી જ તમે બીડીની બુરી લતમાં પડો એ તો ખરેખર તમે તમારી જાત ઉપર જુલમ ગુજારી રહ્યા છો એમ જ કહેવું પડે. બીડી-ધૂમ્રપાન તબિયત બગાડે છે, શરીરમાં ખરાબ ગરમી પેદા કરે છે અને પરિણામે આરોગ્યને હાનિકારક નિવડે છે. ઉપરાંત, બીડીના ધૂમાડા પાછળ દેશના કરોડો રૂપીયાનો ધૂમાડો થાય છે. આરોગ્યને બગાડીને, પૈસાને ફોગટ ફૂંકીને અને પૈસાની બરબાદી કરીને બીડીની ગંદકીમાં ખુંચવું એ ખરેખર સમજદારી વગરનું કામ છે. વર્તમાન પરિસ્થિતિ વિષે આ લેખકે અન્યત્ર કહ્યું છે કે—

अज्ञानयोगं चरितं गृहस्य शिक्षालया दूषितवातसंगाः ।
सत्संगबोधो विरलस्ततोऽपि प्रजाः कुमार्गं द्रुतमाविशन्ति ॥
तासां बलं नाटक-हट्टलाद्या निघ्नन्ति शृंगारिकवाचनं च ।
रक्तस्य शोषं कुरुते विलासाऽन्वेषाय धावन्ति विहार-शालाः

[वीरविभूति]

અર્થાત્—ગૃહ-જીવનની અજ્ઞાન-દશા, શિક્ષણાલયોનાં દૂષિત વાતાવરણ અને સત્સંગ તથા સદુપદેશની ખામી એથી આજની ઉછરતી પ્રજા ઝટ આડે માર્ગે ઊતરી જાય છે. નાટક-હોટલ-સિનેમા વગેરેના શોખ તેમનું બળ હણી રહ્યા છે, શૃંગારિક વાચન તેમનું ખૂન ચૂસી રહ્યું છે અને વિલાસના ભૂખ્યાઓ વિલાસની શોધમાં આથડે છે.

યૌવનના આવેશમાં ઉચ્છૃંખલ ન બનતાં, મનોબળને કેળવી સદાચારી બનવામાં જ યુવકની ખરી બહાદુરી છે અને એમાં જ એના પ્રાણવાન પુરુષાર્થની સાચી પરીક્ષા છે

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ-બધા પુરુષાર્થોનું મૂળ કારણ આરોગ્ય છે. જેને માટે દુર્વ્યસનો છોડવાની સખ્ત જરૂર છે. આરોગ્યનું શાસ્ત્ર એક જ શ્લોકમાં તમારી આગળ ધરી દઉં છું. અને તે આ—

स्वच्छं जलं शुद्ध-समीरणं च व्यायाम च भुक्तिस्त्वल्पाशनम् ।
स्वच्छाशनं ब्रह्म-सवर्णो पादचार स्वस्थ दिनार्थिना च निद्रा ॥

અર્થાત્—સ્વચ્છ જળ, શુદ્ધ હવા, કસરત, સૂર્યનો

તાપ, સ્વચ્છતા, ઉચિત નિદ્રા અને પરિશ્રમ તથા સંયમ એ આરોગ્યપ્રાપ્તિનાં સાધનો છે.

યાદ રાખો કે,

ચારિત્રિક પાવિત્ર્ય એ સર્વોત્તમ ધન છે, જેની જ્વલન્ત પ્રભાથી જે માણસ પોતાને દીપ્તિમાન્ બનાવે છે તે ચાહે ગરીબ હોય તો પણ બાદશાહ કે ચક્રવર્તી કરતાં પણ મહાન્ છે. માણસની કેટલી મોહાન્ધ દશા છે એ તો જુઓ! પોતાનાં કપડાં પર કે ચામડાનાં બુટ પર એક જરા છાંટો પડી જાય કે ડાઘ લાગી જાય તો એ એકદમ તમતમી ઊઠે છે, તપી ઊઠે છે, પણ પોતાના ચારિત્રરૂપ મહાન્ પોશાક ઉપર રોજ કાળી શાહીની શીશીઓ ઢળી રહી છે છતાં એ તરફ એનું ધ્યાન જ જતું નથી! એ માટે એને કંઈ જ થતું નથી! ધ્યાનમાં રાખો કે જો તમે તમારા કષાયોને (passions) તાબામાં નહિ કરો તો તેઓ તમને પોતાના તાબામાં કરશે.

તમે તમારા પોતાના માસ્ટર બનો! પૃથ્વી ઉપરના ઉચ્ચ કોટીના સત્યપૂજકો અને વીરો પોતાના આન્તર રિપુ સાથે લડે છે, અને જગત્ કલ્પના ન કરી શકે એવો વિજય મેળવે છે. યુદ્ધવિજેતા અને સિંહવિજેતા વીર છે, પણ આત્મવિજેતા બધાયે વીરોનો વીર છે, મહાવીર છે. જગતનાં તમામ ભૌતિક બળો મહાન્ આત્માના, કે જેણે પોતાની ઇન્દ્રિયો ઉપર સ્વામિત્વ મેળવ્યું છે, તેના પ્રચંડ આત્મબળ આગળ નિષ્પ્રભ છે, ક્ષુદ્ર છે, હીન છે. ટૂંકમાં સમજી રાખો કે ધન ગુમાવતાં કંઈ ગુમાવ્યું નથી, અને આરોગ્ય ગુમાવતાં કંઈક જરૂર ગુમાવ્યું છે. પણ ચારિત્ર ગુમાવતાં બધુંયે ગુમાવ્યું છે.

૬. શક્તિ.

સંયમ, આરોગ્ય અને શ્રમ-ક્રિયાના સહયોગે શક્તિ ખિલે છે. તમે દેશના ભાવી થાંભલા છો, તમારી ખાંધ ઉપર નૂતન રાષ્ટ્રનાં ઘડતર થવાનાં છે, તમારી ઉપર બહુ મ્હોટી જવાબદારી છે, તમારી ઉપર મ્હોટી આશા છે; માટે તમારે બલવાન અને બહાદુર થવું જોઈએ-શારીરિક, માનસિક અને નૈતિક બધી રીતે વીર બનવું જોઇએ દેશના રક્ષણ ખાતર, પ્રજાના રક્ષણ ખાતર, ન્યાયના રક્ષણ ખાતર અને ગરીબ, દીન-હીન, પીડિત, દલિત વર્ગના ઉદ્ધાર ખાતર શત્રુનો સામનો કરી શકે, આતતાયીઓને સીધા દોર કરી શકે એવા શૂરા પાકવાની હવે દેશમાં સખ્ત જરૂર છે. તમે એવા શૂરા

બનો, એવા બનવાની ભાવનાનો હુતાશ તમારા દિલમાં બળતો રાખો.

निशीथिन्यां तमसार्ते यदि निष्प्रभदीपोज्ज्वलम् ।
भवेत पतनमप्यन्ना निर्भयाः शौर्यशालिनः ! ॥

## ૭. સેવા.

ગરીબોની સેવા એ ઈશ્વરની સેવા છે. ઈશ્વરને પામવાના અસંખ્ય માર્ગોમાં સહુથી ટૂંકો અને સહુથી શ્રેષ્ઠ માર્ગ સેવા છે. પ્રભુની ભક્તિ એની આજ્ઞાનું પાલન કરવામાં છે, અને એની આજ્ઞાનું રહસ્ય વિશ્વબન્ધુત્વની સાધનામાં છે, અને સેવા એ એનું (વિશ્વબંધુત્વનું) સ્પષ્ટ અને ઉજ્જવલ રૂપ છે. બધાં પુરાણોનો સાર પરોપકારમાં આવી જાય છે. સેવા-ભાવના સંસ્કારોને તમારે બાળપણથી પોષવા જોઈએ.

## ૮. વિશ્વબન્ધુત્વ.

પરમેશ્વર જગતપિતા છે, એટલે દુનિયાના તમામ માણસો અને પશુ-પ્રાણીઓનો પિતા છે, માટે આપણે બધા-હિન્દુ, મુસલમાન, પારસી, ક્રિશ્ચિઅન, યાહુદી બધા-આખી દુનિયાના માણસો-સગા ભાઈઓ થઈએ છીએ; માટે બધા સાથે, પશુ-પ્રાણીઓ સાથે પણ આપણે ભ્રાતૃભાવ કેળવવો જોઈએ. પ્રાણીમાત્ર ઈશ્વરનાં બાળ છે. ઈશ્વરનો પ્રેમ મેળવવો હોય તો તેનાં બાળકો પર પ્રેમ કેળવો. એ મહાપ્રભુની દયા ચાહતા હો તો તેનાં બાળકો ઉપર રહેમદિલ બનો.

ધાર્મિક સંકુચિતતા અને કોમી સંકુચિતતાએ દેશને પારાવાર નુકશાન પહોંચાડયું છે. એ પાપોને હવે દરિયામાં પધરાવી દેવાં જોઈએ. પણ ધાર્મિક સંકુચિતતા શા માટે? ધર્મ શું જુદા જુદા છે? ના, ધર્મ તો દુનિયાભરને સારુ એક છે. અને તે સત્ય, સંયમ ને સેવા. આ ત્રિપુટીમાં તમામ ધર્મ સમાઈ જાય છે. પછી ધાર્મિક કલહ શાને? કોમી કલહ પણ શું કામ? ગાય, ભેંસ, ઘોડા, ઊંટ, હાથી વગેરે પશુઓના શરીરોના આકારો જુદા જુદા છે, માટે પશુઓમાં જાતિભેદ હોઈ શકે જેમ કે ગાયજાતિ, અશ્વજાતિ વગેરે વગેરે. પણ માણસો [illegible] તે બધાને એક બનાવ્યો છે, માટે માણસોમાં જાતિભેદ હોઈ શકે નહિ મનુષ્યજાતિ એક જ છે. કર્મ-વ્યવસ્થાના

ખાતર વિભાગો કે બતાવવામાં વર્ગો આવ્યા એથી કરીને માણુસની જાતો જુદી જુદી ધારી લેવી જોઇતી નથી. આમ વસ્તુસ્થિતિ સમજી જવાય તો કોમી કલહને સોલવાતાં વાર ન લાગે. વિશ્વબન્ધુત્વ એ જીવનનો ઊંચામાં ઊંચો આદર્શ છે. એને આપણે આપણી નજર સામે રાખીએ.

વ્હાલા યુવક મિત્રો! આ આઠ સૂત્રો તમારા જીવનને અજવાળે અને તમે તમારા જીવનવિકાસમાં આગળ વધો એટલું ઇચ્છી હવે હું અહીં મારું પ્રાસ્તાવિક વક્તવ્ય સમાપ્ત કરીશ.

—ન્યાયવિજય



# विद्यार्थिजीवनरश्मिः

अयि! त्वदीये कुशलं शरीरे? कच्चित् त्वदीयं हृदयं प्रसन्नम्?
प्रवर्तते तेऽध्ययनं च कच्चिद्? गच्छन्ति कच्चित् सुख-वासरास्ते? ॥१॥

ભાઈ, શરીરે કુશળ છે? ચિત્ત પ્રસન્ન છે? વિદ્યાભ્યાસ બરાબર ચાલે છે? દિવસો આનન્દમાં જાય છે? ૧

Are you well? Is your heart delightful? Are your studies progressive? Are your days passing with ease? (1)

भाई! तबीयत अच्छी है? चित्त प्रसन्न है? विद्याभ्यास बराबर चल रहा है? दिन आनन्द से कट रहे हैं? १

निवेदनीयं प्रथमं ममेदं भवेः सदा जीवन-सावधानः।
विलासवातावरणप्रचारो न त्वां परिस्खलयितुं क्षमः स्यात् ॥ २ ॥

મારું પ્રથમ વક્તવ્ય તો એ છે કે જીવનને સંભાળવામાં તું બરાબર સાવધાન રહે! વિલાસનાં ઉન્માદી વાતાવરણ તારી વિકાસ-ક્રિયાને સ્ખલિત કરવામાં સમર્થ ન થાય એ હું ચ્હેતું ઇચ્છું. ૨

What is at first to be suggested is this: Be most careful of your life, so that the prevailing atmosphere of amorous sports may not be able to influence and take away your progressive career (2)

[illegible]

मुझे पहले यह कहना है कि जीवन को सम्हालने में तू सदा सावधान रहे। विलास का उन्मादी वातावरण तेरी विकास-क्रिया को स्खलित करने में समर्थ न हो यह मैं पहले चाहूँ। २

विद्यार्जनायां यदि सुद्यतो भवेः समुन्नतोऽग्रे भवितुं तदर्हसि।
धिया पटुस्त्वं वयसा लघुः पुनर्हस्तस्थितं तेऽभ्युदयस्य साधनम् ॥ ३ ॥

જ્ઞાનોપાર્જનમાં જો તું રીતસર ઉદ્યત રહે તો આગળ ઉપર બહુ ઉન્નત બને તેમ છે. તારી ઉમ્મર હજુ નાની છે અને બુદ્ધિ પટુ છે. અભ્યુદયનાં સાધન તને હસ્તગત છે. ૩

You merit to be well advanced in future, if you are properly assiduous in gaining education or in earning learning. You are now young in age and smart in intellect. All means for progress are at your disposal. (3)

ज्ञानोपार्जन में यदि तू ठीक ठीक उद्यत रहेगा तो आगे उन्नति का मार्ग तुझे सुलभ हो जायगा। तेरी उम्र अभी छोटी है और बुद्धि पटु है। अभ्युदय के साधन तेरे हस्तगत हैं। ३

मा निर्बलस्त्वं मनसा सखे! भूः सर्वं त्वयि स्यादुपपद्यमानम्।
एकं दृढं चित्तमपेक्ष्यते ते मनोबलं सर्वबलाग्रिमं हि ॥ ४ ॥

ભાઈ! મનને નિર્બલ થવા દઈશ માં તારી અન્દર બધું બની શકે તેમ છે. ફક્ત અડગ રહેવું જોઈએ મનોબલ, જે સર્વ બલોમાં પ્રધાન છે. ૪

You, brother! do not be feeble-minded. You can fructify within yourself all the seeds of elevation. It is only necessary for you to have your mind firm and resolute. Since the power of mind ranks first among all powers. (4)

सखे ! मन को निर्बल न होने देना । तेरे अन्दर सब बन सकता है । सिर्फ मानसिक दृढ़ता की जरूरत है । मनोबल ही सब बलों में मुख्य है । ४

ब्रह्माऽऽदिमं साधनमुन्नतीनां सम्पालयन् सच्चरितोज्ज्वलं तत् ।
विद्याश्रियं जीवनसंविकासाऽऽवहां प्रचेतुं प्रयतस्व सम्यक् ॥ ५ ॥

બ્રહ્મચર્ય ઉન્નતિસાધનનું પ્રથમ સાધન છે. તેને સચ્ચરિતથી ઉજ્જ્વલ બનાવ ! એવા ઉજ્જ્વલ બ્રહ્મચર્યના પાલન સાથે તારી જ્ઞાનલક્ષ્મીને વધાર ! એવી જ્ઞાનલક્ષ્મી કે જે જીવનના વિકાસ-સાધનમાં સમર્થ સહાયક થાય. ૫

The virtue of celibacy is the first means of exaltation. Observing it, accompanied by noble character and good manners, try befittingly to accumulate wealth in the form of learning which is so as to lead to the elevation of life. (5)

उन्नति-साधन का प्रथम साधन ब्रह्मचर्य है । उसे सच्चरित से उज्ज्वल बना । ऐसे उज्ज्वल ब्रह्मचर्य-पालन के साथ तेरी ज्ञान-लक्ष्मी को बढ़ा । ऐसी ज्ञान-लक्ष्मी, जो जीवन-विकास के साधन में समर्थ सहायक बन सके । ५

उल्लासहीनो बलदारणोत्थ-रोगार्दितो जीवति दुःखपूर्णम् ।
वीर्यप्रकर्षे सविवेकदृष्टिमालम्बते जीवन-संविकासः ॥ ६ ॥

વીર્યનાશના પરિણામે માણસ અનેક રોગોનો ભોગ બને છે, એ હાલતમાં એનો તમામ ઉમંગ નષ્ટ થઈ જાય છે, અને બીચારો દુઃખી જીવન જીવે છે. નિઃસન્દેહ, જીવનનો વિકાસ વિવેકવિભૂષિત વીર્યોત્કર્ષ પર આધાર રાખે છે. ૬

He who has wasted his vitality, is infected by multifarious diseases; all his joy or zeal disappears, and that poor man lives an uneasy or a miserable life. The advancement of life, surely

depends on the growth of semen accompanied by discriminative faculty. (6)

वीर्य-नाश के परिणामस्वरूप मनुष्य अनेक रोगों का शिकार बनता है; उस हालत में उसकी सब उमंग, उसका सब उल्लास नष्ट हो जाता है, और बेचारा दुःखी जीवन जीता है। निःसन्देह, जीवन का विकास विवेक-विभूषित वीर्योत्कर्ष पर आश्रित है। ६.

यथा यथा ब्रह्म परिक्षतं स्यात् तथा तथा शक्तिविदारणं स्यात् ।
उत्साहधैर्योर्मिबलप्रकाश-विभूतिभूमिः खलु शीलवृत्तम् ॥ ७ ॥

જેમ જેમ બ્રહ્મચર્યનો નાશ કરાય છે, તેમ તેમ શક્તિ, બળ હણાતાં જાય છે. શીલાચરણ-સદાચરણ-સચ્ચરિત્ર ખરેખર ઉત્સાહ, ધૈર્ય, ઊર્મિ, તેજ, બલ, સ્ફૂર્તિ અને કર્મપટુતા એ બધી વિભૂતિઓની ઉપજ-ભૂમિ છે. ૭

The more one's virtue of celibacy is decayed, the more one's strength or spirit is ruined. Good moral conduct is indeed, the field productive of enthusiasm, courage, sentiments, lustre, agility and energy (7)

ज्यों ज्यों ब्रह्मचर्य का नाश किया जाता है त्यों त्यों बल एवं शक्ति का क्षय होता जाता है। याद रखना चाहिए कि उत्साह, धैर्य, ऊर्मि, तेज, बल, स्फूर्ति और कर्मपटुता इन सब विभूतियों की उपज-भूमि सुशील आचरण है। ७

मनोबलं स्वं प्रकटीकुरुष्व ! प्रोत्साहपूरं हृदि वाहयस्व !
आवश्यकं स्यात् खलु कार्यसिद्धाविच्छाबलं निश्चलधैर्यशालि ॥ ८ ॥

તારા મનોબલને પ્રગટાવ ! હૃદયમાં ઉત્સાહનાં પૂર વહેવડાવ ! ધ્યાનમાં રાખ કે, કાર્યસિદ્ધિની પાછળ ઇચ્છાશક્તિની જરૂર છે, અને તે ઇચ્છાશક્તિ એવી કે અખૂટ ધૈર્યથી ભરપૂર હોય. ૮

Awaken your mental power! Let the torrent of zeal flow in your heart! Will-power endowed with unflinching patience or resolution, is highly essential for the fulfilment of an object. (8)

मनोबल को पकड़ कर! उत्साह का पूर अपने हृदय में बहा! समस्त रस कि कार्यसिद्धि के लिए इच्छाशक्ति की जरूरत है, और वह इच्छाशक्ति ऐसी कि जो अद्भुत धैर्य से पूर्ण हो। ८

यः सन्मतिः सत्पुरुषार्थशीलस्तस्योदयः स्यान्न विलम्बकारी।
न पामरेच्छं विधिरुन्नयेत स्फारं बलं स्फारय सन्महेच्छः ॥ ९ ॥

જે બુદ્ધિમાન્ અને પુરુષાર્થશીલ છે તેને પોતાનો ઉદય સાધવામાં વધુ વિલંબ લાગતો નથી જેની વૃત્તિઓ પામર છે, જેની ઇચ્છાઓ તુચ્છ છે તેને વિધિ ઊંચે ચડાવતો નથી. મહેચ્છ બન! ઉંચી ઇચ્છાઓ રાખ! અને તદનુસાર તારી મહાન્ શક્તિને ફોરવ! ૯

He who is possessed of good intelligence as well as is disposed to proper diligence, does not delay to rise. Destiny does not exalt him whose efforts are only confined to the scene of low desires he cherishes. Realizing this, Oh friend, be of noble and sublime ambitious and accordingly expand your manly power. (9)

जो बुद्धिमान् और पुरुषार्थशील है, उसके उन्नत होने में देर नहीं लगती। जिसकी वृत्तियाँ पामर हैं, जो तुच्छ-इच्छात्मक है उसे विधि ऊँचे नहीं चढाता। इसलिए उच्च प्रकारका महेच्छ बन! ऊंची इच्छाएं रख! और तदनुरूप तेरी शक्ति को स्फुरित-प्रेरित कर! ९

या शीघ्रसिद्धिमनवद्धितयागतान्तः प्रविश्यऽऽत्मनियानकास्ते।
त्यक्त्वे विचार्यकृत्य पर इह स्वां प्रलापमनेषां स्म पराजिता भुः ॥ १० ॥

ખરાબ વિચારોને તારા હૃદયમાં પેસવા ન દેતો. તેઓ અન્દર દાખલ થઈને, આત્માને નીચે પાડે છે, એને હેરાન ગતિમાં નાંખે છે, એને અધર્મના ખાડામાં પટકે છે. મહાન્ ધ્યેય પર પોતાની દૃષ્ટિને સ્થિર રાખવી અને કોઈ પ્રલોભનથી પરાભુત ન થવું. ૧૦

Do not let evil [passionate] thoughts penetrate your mind. They having entered it, hurl down the soul. Fix your inner eye on a high ideal, and do not yield to temptations. (10)

बुरे विचारों को मन में घुसने नहीं देना। वे अन्दर दाखिल हो कर आत्मा को नीचे गिराते हैं—उसे हैरान करते हैं और अधर्म के खड्डे में पटकते हैं। महान् ध्येय पर अपनी दृष्टि को लगाए रखना और किसी प्रलोभन से पराभूत न होना। १०

चारित्रमेवास्ति धनं प्रधानं तदुत्तमानन्दनिधानभूतम् ।
बिभर्ति रंकोऽपि स सार्वभौमात् स्थानं महत् तद्विभवोन्नतो यः ॥ ११ ॥

શ્રેષ્ઠ ધન ચારિત્ર છે. એ જ પરમ સુખ અને ઉત્તમ આનન્દનું નિધાન છે. એ મહાન વિભવથી જે ઉન્નત છે તે ગરીબ હોય, તો પણ સમ્રાટ્થીયે મહાન છે. ૧૧

The foremost riches is only pure conduct. It is the very treasure of excellent pleasure. He who has raised himself to this high grandeur, though poor, is even superior to a sovereign. (11)

श्रेष्ठ धन चारित्र है। वही परम सुख और उत्तम आनन्द का निधान है। इस महान् विभव से जो उन्नत है वह चाहे गरीब हो, सम्राट् से भी उच्चतर है। ११

विद्यानुरागो विमलं च वृत्तं सेवानुरागश्च विनीतभावः ।
विद्यार्थिकर्तव्यदिशास्तथा यान् भजीरनम्योन्नतिमातनुध्वं ! ॥ १२ ॥

વિદ્યાનુષંગ, સદાચરણ, સેવાભાવ અને વિનીતતા એ વિદ્યાર્થિજીવનની દિશામાં પ્રયાણ કરતો રહીશ તો તારા વિકાસ-સાધનમાં જરૂર પ્રગતિ કરી શકીશ અને ઉન્નત સ્થિતિએ પહોંચવા ભાગ્યવાન્ બનીશ. ૧૨

Devotedness to learning, good conduct, inclination to serve others and politeness-this is the line of the students' duties. Conduct yourself this way and be able to uplift your life. (12)

विद्यानुषंग, सदाचरण, सेवाभाव और विनीतता—इस विद्यार्थि-जीवन की भूमि पर चलता रहेगा तो तेरे विकास-साधन में जरूर प्रगति कर सकेगा, और जीवन को उच्च एवं उन्नत बनाने का सन्मार्ग तुझे सुगम हो जायगा । १२

यथोचिताऽऽहार-विहार-निद्रा-श्रमो दधानश्च मनःप्रसादम् ।
रक्षेः स्वमारोग्यमशेषशर्माऽऽस्पदं विराजेश्च विवेकभासा ॥ १३ ॥

આહાર-વિહાર, નિદ્રા અને શ્રમ-ક્રિયામાં નિયમિત અને વ્યવસ્થિત રહી તેમ જ માનસિક પ્રસન્નતાને સાચવી તું તારા આરોગ્યને, કે જે સમગ્ર સુખોનો ભંડાર છે, સંભાળજે ! અને વિવેક-રશ્મિથી તારી જાતને સુશોભિત બનાવજે ! ૧૩

Preserve your health which is the repository of all happiness, being moderate and regular in diet, sports, sleep and exertion, and keeping your mind cheerful; and be elegant with the light of [illegible] (13)

[illegible]

संस्मरेः परमात्मानं नीति-दोषानपासितुम् ।
मनःसंशोधनायाऽऽत्मबलसंग्रहणाय च ॥ १४ ॥

નૈતિક દોષોને દૂર કરવા, ચિત્તનું શોધન કરવા અને આત્મબળનો સંગ્રહ કરવા ભગવત્સ્મરણ હમેશાં રાખવું ઘટે. ૧૪

Always with pure devotion bow to and remember परमात्मा, with a view to remove moral defects, purify the mind and store up spiritual power. (14)

नैतिक दोषों को दूर करने के लिए, चित्त की वृत्तियों को सुधारने के लिये और आत्म-बल को संगृहीत करने के लिए भगवत्-स्मरण हमेशा रखना । १४

विद्यार्थिनोऽवगच्छेयुर्निजामुत्तरदायिताम् ।
समाजराष्ट्रनिर्माण-कार्यं भावि तदाश्रितम् ॥ १५ ॥

कुर्युस्तदनुरूपं स्व-संस्कारं लक्ष्यनिश्चलाः ।
स्वावलम्बीभवन्तस्ते बलमुद्द्योत्य नैतिकम् ॥ १६ ॥ (युग्मम्)

વિદ્યાર્થીઓએ પોતાની જવાબદારી સમજવાની છે. ભાવી સમાજરચના અને રાષ્ટ્રઘડતરનું કાર્ય તેમના માથે આવનાર છે, માટે તેઓએ તેને અનુરૂપ પોતાનું સંસ્કરણ કરવું જોઈએ. તેઓ ધ્યેય પર અડગ રહી સ્વાશ્રયી બને, નૈતિક બળને વિકસાવે, અને પોતાનું જીવન ભાવી મહાન કાર્યને ઉપયોગી થાય તેમ ઘડે. ૧૫-૧૬

The students should understand their responsibilities. The future function of social reform and nation-building is to devolve upon them. So they should be resolute in their aim and being self-reliant and manifesting moral spirit, should deservingly cultivate themselves. (15-16)

Oh young men ! expand your energetic power, be sincerely devoted to the well-being of humanity and come out with full force to do good to your country.

—Nyayavijaya

To die nobly is far better than to live shamefully.

You should do to others as you wish others to do to you.

## संस्कृतपत्रम्-२

# आश्वासनम्

( Consolation )

विमुञ्च खेदं हृदयं प्रसन्नीकुरुष्व धैर्यं समुपाश्रयस्व ।
विवेक-दीपं हृदये विधाय शोकान्धकारं जहि सत्त्वशालिन् ! ॥ १ ॥

હે ! સાત્ત્વિક સજ્જન ! ખેદ મૂકી દે ! ચિત્તને પ્રસન્ન રાખ ! ધીરજને ધારણ કર ! વિવેકરૂપ દીપક હૃદયમાં પ્રગટાવી શોકરૂપ અન્ધકારને દૂર કર !—૧

(1) Oh good one, shake off depression, be of good cheer, have courage or fortitude. Light the lamp of discrimination in your heart and dispel the darkness of sorrow.

यद् भाविकाले नियमेन भावि केनापि दूरीकरणं न तस्य ।
इत्येवमालोच्य महानुभाव ! सन्तोषमन्तःकरणे निधेहि ॥ २ ॥

ભવિષ્યમાં જે અવશ્ય બનનાર છે તે કોઈથી હટાવી શકાતું નથી. આમ ગંભીર દૃષ્ટિથી વિચાર કરી અન્તઃકરણમાં સન્તોષને સ્થાપન કર ! ૨

---

[illegible] Maganlal [illegible] Shah M. A. LL. B. [illegible]

(2) Whatever is destined to happen in future cannot be averted by anyone. Bearing this in mind seriously rest contented or satisfied (under any circumstances).

पतेत देवो यदि सर्वशक्त्या तथापि लुप्येन्नहि भावि-रेखा ।
सूर्यः प्रतीच्यामुदितो यदि स्याद्, न निश्चितं कर्म तथापि नश्येत् ॥३॥

દેવતા પણ જો સર્વ શક્તિથી પ્રયત્ન કરે તોયે જે અવશ્ય ભાવિ-રેખા છે તે મટી શકતી નથી. સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે તો પણ સુનિશ્ચિત કર્મ ભોગવ્યા વગર નષ્ટ થતું નથી. ૩

( આ શિખામણનો ઉપયોગ કર્મનું પરિણામ આવ્યા પછી છે. અશુભ કર્મનું દુઃખરૂપ પરિણામ આવ્યા પછી મનનું સાન્ત્વન કરવામાં એનો ઉપયોગ છે. બાકી તો કર્મ ખસેડી શકાય તેમ છે કે નહિ એ વાત અજ્ઞેય હોવાથી સંભવિત અશુભ કે અનિષ્ટને હઠાવવા માટે યોગ્ય પ્રયત્નવાન બનવું એ જ માણસનું કર્તવ્ય છે. )

(3) Whatever is pre-destined cannot be undone even by a god striving with all his power or might. Even though the sun may (contrary to all expectations according to the ordinary course of Nature) rise in the West (instead of in the East), an act (Karma) does not empty itself of its effect until the doer has endured the appropriate result of the act (Karma).

[This precept is not meant to make a man a fatalist who relies much more on his fate rather than his effort. It is meant to hearten and console a man when he is overtaken by the actual occurrence of a calamity, and to enable him to bear it with equanimity and fortitude. The effects of some past Karmas, which are to fructify in future are avoidable by proper efforts while the effects of some other ones are unavoidable in spite of such efforts. But we are not in a position to know beforehand which Karmas fall within the former category and which Karmas fall within the latter category. Under such circumstances, it is proper for a man to make suitable efforts regardless of the ultimate event.]

अनल्पवीर्येण गतिं वितन्वन् कश्चिद् यदि प्रस्खलनं लभेत ।
तथापि पात्रं खलु धन्यवाद-सम्माननायाः स महानुभावः ॥ ४ ॥

પ્રબળ વીર્યથી ગતિ કરતો કોઈ સજ્જન ચાલતાં ચાલતાં જો ક્યાંય સ્ખલના-ક્ષતિ પામે તો પણ તે મહાશય ધન્યવાદના સન્માનને પાત્ર છે. ૪

(4) A good person advancing further and further with all his capacity, is deserving of respect and congratulation even though he occasionally stumbles in the attempt.

संसारवासे वसतां जनानां सुखं च दुःखं च सदा सह स्तः ।
न सन्ति सर्वे दिवसाः समाना विचित्रकर्माणि हि ते वहन्ति ॥ ५ ॥

સંસાર-વાસમાં વસતા માણસો—પ્રાણીઓને હમેશાં સુખ અને દુઃખ બંને લાગેલાં છે. બધા દિવસો સરખા નથી હોતા, કેમકે દેહધારી જીવો ભિન્ન-ભિન્ન રીતનાં કર્મો ધરાવતા હોય છે. ૫

(5) Human and other living beings (while in the embodied state) are liable to varying experiences of happiness and misery. All days do not pass in the same or similar state on account of the differences in the fruit-yielding Karmas of every individual (at different moments of their existence).

नोपार्जिता तादृशपुण्यलक्ष्मीर्यतः सुखं सन्ततमाप्नुयाम ।
अतोऽसुखस्याऽऽगमने मनः स्वं स्वास्थ्येन रक्ष्यं पटु सान्त्वयित्वा ॥६॥

તેવી પુણ્ય-લક્ષ્મી ક્યાં ઉપાર્જન કરી છે કે જેથી નિરન્તર સુખ જ મળતું રહે? માટે દુઃખ આવતાં મનને યોગ્ય સાન્ત્વન આપી સ્વસ્થ રાખવું એ જ યોગ્ય છે. ૬

(6) The attainment of uninterrupted happiness is the

result of a continuous chain of only meritorious facts which have not been possible for us to perform. So, even when misery overcomes us, we should not get agitated, but remain tranquil and undisturbed in mind.

प्राञ्चो महान्तोऽपि जनाः कठोर–स्वकर्म–मुक्तेरभवन्न मुक्ताः ।
किं सर्वसाधारण-कर्मजन्यक्लेशप्रसङ्गे वितनोषि शोकम् ? ॥ ७ ॥

પૂર્વકાળમાં થઈ ગયેલા મહાપુરુષો પણ પોતાનાં કઠોર કર્મ ભોગવ્યા વગર ન છૂટી શક્યા, તો પછી તું કર્મના પરિણામરૂપ નુકશાન કે કષ્ટ પ્રાપ્ત થતાં, કે જે બધાને ખમવું પડે છે, કેમ શોક કરે છે ?—૭

(7) Even the great persons, who flourished in former times, could not get themselves emancipated without having (patiently) endured the fruits or effects of their hard Karmas. This law of Karma is applicable to all living beings. Such being the case why should you grieve over the advent of a calamity or disadvantage which has accrued as the result of your Karma ?

अग्निप्रसङ्गे कनकस्य कान्तिर्यथाऽधिकं दीप्यत एवमेव ।
क्षति–प्रसङ्गेऽधिकदीप्तिमच्चां मनोबलं याति मनस्विनोऽपि ॥ ८ ॥

અગ્નિનો સંગ થતાં સુવર્ણ જેમ વધુ કાન્તિવાળું બને છે, તેમ, મનસ્વીનું મનોબળ પણ કષ્ટ-પ્રસંગે (સંકટના સમયમાં) વધુ પ્રખર બને છે. ૮

(8) As the surface of gold shines brilliantly at the touch of fire, so, the mind of a high-minded person gets more and more spirited when beset with any calamity.

ये हीनवीर्याः पतने हताशा भवन्ति शोचन्ति मुहुर्मुहुर्ये ।
नोत्साहहीनास्तु भवन्ति धीरा अनेकवार–स्खलनोद्भवेऽपि ॥ ९ ॥

તેઓ હીનવીર્ય છે કે જેઓ "પડી જતાં" નિરાશ થાય છે અને વારંવાર શોક કર્યા કરે છે; પરન્તુ ધીર માણસો અનેક વાર સ્ખલિત થવા છતાં નિરાશ કે નિરુત્સાહ થતા નથી (અને વિકાસ-માર્ગ પર ચઢી જવા પ્રયત્નશીલ રહે છે). ૯

(9) Persons feeble in rigour lose all hopes, and go on bewailing even at the occurrence of first failure, while persons of courage or fortitude do not become dejected or dispirited even at the occurrence of repeated failures.

उत्साहवृत्तिर्नहि शोकसत्त्वे नोत्साहवृत्तेर्विरहे च धैर्यम् ।
विना च धैर्येण न कार्यसिद्धिः शोकस्ततोऽस्माकमनन्यशत्रुः ॥ १० ॥

શોકનું આક્રમણ થતાં ઉત્સાહ ચાલ્યો જાય છે, ઉત્સાહ ચાલ્યો જતાં ધૈર્ય ખલાસ થાય છે અને ધૈર્ય નહિ રહેતાં કાર્યસિદ્ધિ બનતી નથી. માટે શોક અમારો કટ્ટો દુશ્મન છે. ૧૦

(10) Grief or sorrow drives away enthusiasm or zeal, and in the absence of enthusiasm or zeal, courage or fortitude disappears and on the disappearance of courage or fortitude, success in any undertaking is rendered nugatory. Hence grief or sorrow is our deadly enemy.

करोति शोको हृदयस्य हानिं बुद्धिं पुनर्भ्रंशयति स्मृतिं च ।
शोकेन मस्तिष्कमपि भ्रमत् स्याद्, न स्युस्ततः शोकवशाः सुबोधाः ॥ ११ ॥

[illegible]

(11) Sorrow impairs heart, renders intellect and memory dull and makes the brain reel. So men of understanding do not give way to sorrow.

यदेव जातं खलु जातमेव शोकेन जातं न भवत्यजातम् ।
ततः कथं सज्जन ! शोक-वह्नौ स्वकीयमन्तःकरणं जुहोषि ? ॥ १२ ॥

જે બની ગયું તે બની ગયું. શોક કરવાથી હવે બની ગયું તે 'ન બન્યું' નહિ થાય. માટે શોકરૂપ આગની ઝાળમાં તું શું કામ બળે છે ? ૧૨

(12) 'Done is done.' Whatever has been done cannot be undone by grieving or lamenting over past occurrences. Oh good one, why do you then burn yourself in the fire of sorrow !

संसार-वासे घटना अनेका विचित्ररूपाः सततं भवन्ति ।
जगत्प्रवाहो ध्रुवमेवमेव सदा वहन्नस्ति किमत्र शोच्यम् ? ॥ १३ ॥

સંસારવાસમાં અનેક વિચિત્રરૂપ ઘટનાઓ હંમેશાં બન્યા કરે છે. જગતનો પ્રવાહ હંમેશાં આમ જ વહેતો ચાલે છે. એમાં શોક કરવા જેવું છે શું ?—૧૩

(13) Variety of successive events agreeable or disagreeable occurs ceaselessly in the wordly life. The current of successive events goes on flowing constantly in this fashion without interruption. Such being the case, where is the justification for unnecessary bewailing ?

ऐकान्तिकं नास्ति सुखं पृथिव्यामीदृक्ष एवास्ति भव-प्रवासः ।
अनुस्थैर्येण वयं तथापि स्वास्थ्येन जीवेम तपोमयेन ॥ १४ ॥

દુનિયામાં ઐકાન્તિક સુખ ક્યાંય નથી. સંસાર-પ્રવાસ જ એવો છે. એમ છતાં ધૈર્યને અખંડ રાખી આપણે પોતાને સ્વસ્થ રાખીએ, સ્વસ્થપણે જીવનયાત્રા કરતા આગળ વધીએ અને ઉન્નત થતા જઈએ. ૧૪

(14) There is not and cannot be unalloyed happiness in the world. Such being the nature of the phenomenal world (संसार), it is not a thing to be worndered at. Nevertheless, with steady courage or fortitude we must remain tranquil and move forward in the journey of life with a view to its advancement.

एवं च शोकावरणं जहीहि ! मनःप्रकाशं प्रकटीकुरुष्व !
प्राग्वत् पुनः सज्जकटीतटीस्याः ! समुन्नतेः सञ्चरणाय मार्गे ॥ १५ ॥

માટે શોકના પડદાને દૂર કર ! અને મનના પ્રકાશને પ્રગટાવ ! અને ઉન્નતિ-સાધનના માર્ગ પર ચાલવા માટે અગાઉની જેમ પાછો ફરી કટીબદ્ધ થા ! ૧૫

(15) So, destroy the curtain of sorrow and bring to light the brilliant spirit of your mind. Gird up your loins and renew your efforts in the direction of (mental and spiritual) elevation.

इति
आश्वासन-पत्रं
समाप्तम्

संस्कृतपत्रम्-२

## आत्महितोपदेशः

**( Precept of Spiritual Benefit )**

सुदुर्लभं मानव-जन्म बुद्ध्वा तत्सार्थताये सुधियो यतन्ते ।
स्वार्थं न यः साधयते स मूर्खः स्वार्थश्च नात्मोन्नतितः परोऽस्ति ॥१॥

મનુષ્ય-જન્મને બહુ દુર્લભ સમજી તેને સાર્થક કરવા સુજ્ઞ જનો પ્રયત્નશીલ રહે છે. જે સ્વાર્થને સાધતો નથી તે મૂર્ખ છે. અને, સ્વાર્થ પણ ખરી રીતે આત્માની ઉન્નતિ સિવાય બીજો કોઇ નથી. ૧

( During the transmigratory cycle of births and deaths of an embodied soul ) birth in the human form of existence is very difficult of attainment. Knowing this, wise persons strive to make it successful by using it to good purposes. Fool is he who does not look to and strive for his own enlightened self-interest which consists in, and is not different from, spiritual advancement. 1

संसार-भावाः सकला अनित्या मा विस्मयीस्तत्र महानुभाव !
विज्ञान-शक्तौ प्रविधाय चित्रमात्मोन्नतेर्मा विपराङ्मुखो भूः ! ॥ २ ॥

સંસારના સઘળા ભાવો અનિત્ય છે. તેમાં વિસ્મય ન કર. વિજ્ઞાન-(ભૌતિક સાયન્સ)ની પ્રયોગ-શક્તિ પર આશ્ચર્ય કરી (એના ઉપર મુગ્ધ થઈ) આત્મોન્નતિના માર્ગથી પરાઙ્મુખ ન થા. ૨

Things or events, phenomenal, are all transitory. Oh good one, do not rely upon them (for your eternal bliss). Do not turn your face against, and swerve from, the path of your spiritual advancement by becoming wonder-struck at the power exhibited by scientific inventions. 2

पराधना ऐहिक-साधनार्थं निरन्तरं सन्ति जगन्मनुष्याः ।
परन्तु पारत्रिक-साधनापि विधीयते सुष्ठु विवेकभाजा ॥ ३ ॥

એહિક (આ જિન્દગીના) ભોગોપભોગો મેળવવાના પ્રયત્નમાં જગતના માણસો હમેશાં મશગૂલ છે; પણ વિવેકી મનુષ્ય પારલૌકિક (પરલોકનું–આગળની જિન્દગીનું) હિત સાધવામાં પણ બરાબર જાગ્રત્ રહે છે. 3

People in the world are engaged and absorbed in achieving the means or objects of worldly enjoyment. But men with discrimination, do not confine themselves to this only, but they in addition remain wide awake in improvising for their happiness in the next birth. 3

इदं शरीरं यदि नाशि न स्याद्, न वा पुनर्जन्म-गतिर्यदि स्यात् ।
न कर्मसृष्टेर्यदि सम्भवः स्याद्, न भोग-योगे प्रतिरोधनं स्यात् ॥४॥
सर्वाऽऽस्तिकानां परमागमेषु भवान्तरं कर्म च सिद्धमुच्चैः ।
साक्षाच्छरीरादि विनश्वरं च तस्माद् विराग-स्थितिरेव युक्ता ॥ ५ युग्मम् ॥

જો આ શરીર નાશવન્ત ન હોત, જન્માન્તર કે પરલોક જેવું કંઈ ન હોત અને કર્મનું સર્જન તથા તેનું નિયમન ન હોત તો ભોગ કે યોગ બાબત કંઈ કહેવાપણું ન રહેત; પણ જ્યારે બધા આસ્તિકોનાં આગમોમાં પુનર્જન્મ અને કર્મના અસ્તિત્વને ખૂબ જોરથી સાબિત કરવામાં આવ્યું છે, અને શરીર વગેરે પ્રત્યક્ષ નાશવન્ત દેખીએ છીએ, તો વિરાગવૃત્તિ (નિર્મોહ આચરણ) જ જીવન-કલ્યાણનો સાચો માર્ગ છે એમ સમજાય છે. ૪-૫

*Had the body been not liable to ultimate destruction,* had there been no rebirth of the soul after the body was buried or cremated, had there been no operation of Karmic energies arising out of good or bad acts, it would have been unnecessary to preach against exclusive worldly enjoyment and, in favour of seeking contact with the Supreme also.

But the thing is that the religious scriptures of all the theistic schools of thought, testify to the theory of transmigration of the soul and universal operation of Karmic energies; moreover, bodies and other material things are actually seen as being liable to destruction. Such being the case, it is proper to refrain from undue attachment to exclusive worldly enjoyments. 4-5

विचार्यमाणः परिशुद्धबुद्ध्या भात्येष निस्सारतया प्रपञ्चः ।
परं महामोहतमोऽन्धलत्वे न वस्तुतत्त्वं प्रतियन्ति लोकाः ॥ ६ ॥

શુદ્ધ બુદ્ધિથી વિચાર કરતાં આ સંસાર-પ્રપંચ નિઃસાર ભાસે છે; છતાં મહામોહના અન્ધકારે ઊપજાવેલી "અન્ધ" દશાની હાલતમાં લોકો વસ્તુતત્ત્વને સમજતા નથી. ૬

If we dispassionately ponder over the happenings of this phenomenal world, they appear to be of little consequence (because they have no eternal or permanent value). But people (ordinary) do not realise this. The real truth escapes their comprehension because they are blinded by the darkness spread over them by great illusion under which they labour. 6

किं नाम मोहान्धमनन्तपार्थं विश्वत्र विश्वेऽपि विचारपरः !
परोपकारप्रवणो महात्मा निर्मोह एकः परमः सुखी स्यात् ॥ ७ ॥

અહો! સજ્જન! વિચાર કર કે આખી દુનિયામાં મોહરૂપ મમતા કરવા જેવું શું છે? જે પરોપકારપરાયણ અને નિર્મોહ છે તે મહાત્મા છે, અને એ જ સમગ્ર જગતમાં સુખી છે–પરમ સુખી છે–સહુથી વધારે (ક્યાંય વધારે) સુખી છે. ૭

Who or what is deserving of delusive mineness ( ममता ) or worthy of attachment in the whole world? Ponder over this, Oh good one! He who is devoid of undue attachment and who is devoted to the service of others, is Mahatma ( high-souled ) and he alone is the happiest of all. 7

स्नेहः स्थिरो नास्ति वियोगितान्ता संयोगिता तेन सुखं क्व मृग्यम् ?
प्रेम्णा विमोहावरणात्मकेन स्वजीवनं दुःखि जनाः सृजन्ति ॥ ८ ॥

સ્નેહ–રાગ સ્થિર નથી. સંયોગનો અન્ત વિયોગમાં છે. આ હાલત છે. આમાં સુખ ક્યાં શોધવું? મોહનું આવરણ (મોહવાસના), જેને માટે 'પ્રેમ' શબ્દનો પ્રયોગ કરવો પડ્યો છે, તેને વશ થઈ માણસો પોતાના જીવનને દુઃખી બનાવે છે. ૮

Love for individuals as individuals, cannot endure long. Their union or company (at one time) is sure to be followed by separation (at another time). In this state of things where are we to seek for (enduring) happiness? People unnecessarily make their life miserable by their indiscriminate love ( for individuals ) which is nothing but a sort of infatuation. ( Love, rightly understood, means love for the virtues of an individual rather than the exterior form of the individual. ) 8

संसार-भोगे सुखमस्ति दुःखमिश्रं ततः को मतिमांस्तदिच्छेत् ?
चैतन्यशक्तेः परमोन्नतत्वे यन्निर्मलं शं सुधियां तदिष्टम् ॥ ९ ॥

સંસારના વિષયભોગોમાં જે સુખ છે તે દુઃખથી મિશ્રિત છે. વિવેકબુદ્ધિને એ સુખ સ્પૃહણીય ન હોય. આત્માની શુદ્ધ ચૈતન્યશક્તિની પરમ વિકાસ-દશામાં જે નિર્મળ સુખ પ્રગટે છે તે સદ્બુદ્ધિમાનોને અભીષ્ટ હોય છે. ૯

In the enjoyment of worldly pleasures, we do experience happiness, but that happiness is always mixed with pain. Who would prefer such sort of happiness if he has sense enough to understand wherein enduring happiness lies The wise prefer that happiness which is unmixed with pain and which consists in the perfect evolution and elevation of the powers of the soul. 9

न दक्षताऽयो भविनाशिशर्मणे व्युच्छेदनं शाश्वतशर्मवर्त्मनः ।
तृष्णा-प्रवाहं विनिरुध्य चेत-ऽऽनन्दानुभूतौ यतनं तु दक्षता ॥ १० ॥

સંસારના મોહચેષ્ટારૂપ વિનશ્વર સુખ માટે પવિત્ર શ્રેષ્ઠ શાશ્વત સુખના માર્ગને ભૂંસી નાંખવો એ ક્યાંની બુદ્ધિમાની? મોહમય તૃષ્ણાનો નિરોધ કરી આત્મિક શુદ્ધતાના ઉજ્જ્વલ સુખની અનુભૂતિની દિશામાં પ્રયત્નશીલ થવું એ જ ખરી સમજદારી છે. ૧૦

It is not wise to wipe out the path leading to eternal happiness for the sake of enjoyment of transient worldly pleasures. Wisdom lies in putting a check to the current of sensual desires and in striving for achieving Spiritual knowledge and eternal joy. 10

नान्यव्यपेक्षा सुखसिद्धिरस्ति प्रतीयते यद्यपि किन्तु तुच्छा ।
अनन्तसच्चित्सुखशक्तिरूपं निजं विदित्वा सुखितः स्वतः स्याः ! ॥ ११ ॥

ખરી રીતે સુખની સિદ્ધિ અન્યને અધીન નથી; જો કે અન્યને અધીન હોય એમ અનુભવાય છે, પણ અન્યને અધીન એવા સુખમાં શું ભલીવાર હોય? ઓ! સજ્જન! તારું પોતાનું સ્વરૂપ જે અનન્ત સચ્ચિદાનન્દરૂપ, અનન્તવીર્યરૂપ છે તેને જો! અને તેનો અનુભવ કરી સુખી થા! પોતાની ઓળખ કરી સુખી થા! ૧૧

Although we experience our happiness as being dependent upon other individuals or external things, such happiness is of little consequence. That is not real happiness. Real happiness is independent of such individuals or things. Know that your soul is the abode or repository of eternal existence and infinite intelligence bliss as well as power. Realise this and try to be happy in that consciousness. 11

श्रीधर्मशास्त्राध्ययनेऽपि भूयसि प्रभूतवैराग्य-विवेचनेऽपि च ।
जनोऽयमात्मोन्नति-वर्त्म याति नाऽऽराधिनी तत्र विमोहवासना ॥ १२ ॥

ધર્મશાસ્ત્રોનાં અધ્યયન અને વૈરાગ્ય-ભાવનાનાં વિવેચન ઘણાં ઘણાં કરવા છતાં આ માણસ આધ્યાત્મિક (આત્મવિકાસના) માર્ગ પર આવતો નથી એનું કારણ એની ઉદ્દામ મોહવાસના છે. ૧૨

This man, in spite of his extensive study of religious scriptures and abundant discussion and expatiation on the subject of 'disattachment,' is not able even to approach the path leading to the elevation of the soul. What is responsible for this? The fault lies in the fact that he himself is not free from overpowering delusion and attachment. 12

प्रवर्तमानो व्यवहारमार्गे आत्मार्थकार्याण्यपि साधयेत ।
आत्मीयमंतर्बुद्धिमनुस्मरन् तु नानीत गर्वाचरणं निरर्थम् ॥ १३ ॥

મનુષ્ય વ્યવહારમાર્ગમાં વર્તમાન હોય તોયે એણે આત્મહિતના સાધનમાં પણ ઉદ્યત રહેવું જોઈએ. એનું વ્યવહારકર્મ પણ પવિત્ર ધર્મપૂત હોવું જોઈએ. આત્મશુદ્ધિને, આત્મવિકાસને નહિ સ્પર્શતાં કાર્ય બધાંયે નિરર્થક સમજવાં જોઈએ. ૧૩

Even while transacting worldly affairs, a man should not neglect to do such acts in a manner conducive to spiritual benefit. He should know that all acts which (from the manner in which they are done) do not tend to the purification of the soul or spiritual benefit, are useless (worthless). 13

आत्मोन्नतीच्छां प्रबलीकुरुष्व ! स्थैर्येण तत्त्वं प्रविचारयस्व !
सनातनं सच्च विनाशि चासत् सम्यग् विविच्य प्रथमे यतस्व ! ॥ १४ ॥

આત્મોન્નતિની આકાંક્ષાને પ્રબળ કર! સ્થિર દૃષ્ટિથી તત્ત્વસ્વરૂપનો યથાસ્થિત વિચાર કર! અને, સત્ તથા સનાતન (શાશ્વત) શું છે, તેમ જ અસત્ તથા નાશવન્ત શું છે એ બાબતનો બરાબર વિવેક કરી સત્-સનાતનનો માર્ગ ગ્રહણ કર! ૧૪

Invigorate your enthusiasm for the elevation of the soul. With steady mind, think out where the real truth exists. Distinguish between what is eternal as well as substantial and what is transitory as well as unsubstantial, and strive for the former. 14

समाश्रय धैर्यं विपुलं यतस्व तृष्णा-पिशाचीमवशां विधातुम् ।
अयं हि पन्थाः परमोदयस्य स्वरूपसाम्राज्यनिकेतनस्य ॥ १५ ॥

અત્યંત ધૈર્યને ધારણ કરી તૃષ્ણારૂપ પિશાચણીને નમાવી પાડવા પ્રયત્ન કર! પરમ ઉદય (ભાવી) ઉન્નતિનો એ જ માર્ગ છે, અને એ જ આત્મનિજ સામ્રાજ્ય સ્વરૂપનું ધામ છે. ૧૫

With great courage or fortitude try to weaken witch-like desires. This is the path leading to true elevation and this is the secret underlying spiritual advancement. 15

कुवासनानामुदयं निरस्य संरक्ष चेतः सततं पवित्रम् ।
कदापि कस्याऽप्यशुभं न वाञ्छेविरेः सदा शान्त-गभीररूपा ॥ १६ ॥

બુરી વાસનાઓને જાગવા ન દે! (એમને ઉત્પન્ન થતી રોક!) ચિત્તને હમેશાં પવિત્ર રાખ! કોઈનું પણ ક્યારેય બુરું ન ચાહ! અને હમેશાં શાન્ત તથા ગંભીર રીતે વિહર! ૧૬

Suppress evil desires if they at all arise; always keep your mind pure i. e. free from passions; never think ill of anybody; and always conduct yourself in a manner solemn and tranquil. 16

आत्मोन्नतिर्मानव-जीवनाद् या न देव-देहादपि लभ्यते सा ।
इत्येवमालोच्य महानुभाव ! मा भूः प्रमादीति ममोपदेशः ॥ १७ ॥

માનવ-જીવનમાં જે આત્મોન્નતિ સાધી શકાય છે તે સ્વર્ગના શરીરથી પણ સાધી શકાતી નથી. આમ સમજીને, હે મહાનુભાવ! તું પ્રમાદી થઈશ માં! એ મારો ઉપદેશ છે. ૧૭

Spiritual elevation, which is not even attainable by beings in the celestial form of existence ( i. e. by gods ) is attainable by beings in the human form of existence ( i. e. by men or women ). Oh! good one! take this into your consideration and do not be neglectful. This is my advice. 17

इति आत्महितोपदेश-पत्रम्,
समाप्तम् ।
" संस्कृत-पत्राणि "-शीर्षक-खंडः

श्री

# विजयधर्मसूरिश्लोकाञ्जलिः

( श्रीगुरुदेवनिर्वाण–पञ्चविंशत्पर्वे समर्पितः )



श्लोक संख्या २५

*The Homage to the Memory of*
*the great Saint and Scholar*

## Vijaya Dharma Suri

वीर सं. २४७३,  धर्म संवत २५,  वि. सं. २००३

१९४७–‘ जुन ’ मासे प्रकाशित–पूर्वः ।

# श्रीविजयधर्मसूरि-श्लोकाञ्जलिः

'सौराष्ट्र' देशे 'महुवा'ऽभिधाने ग्रामे फलद्रूप-सुनीरभूमौ ।
श्रीरामचन्द्रः कमलावती च वैश्यौ यदीयौ पितरावभूताम् ॥ १ ॥

જેમનાં પિતા–માતાનાં નામ રામચંદભાઈ અને કમલાબાઈ; વીશાશ્રીમાળી વણિક જ્ઞાતિનાં તેઓ 'સૌરાષ્ટ્ર' (કાઠિયાવાડ)માં આવેલ 'મહુવા' ગામનાં, જે ગામની ભૂમિ ફળદ્રૂપ અને મીઠા જળવાળી (સુજલા અને સુફલા); ૧

1 ( I bow to the great Ácha'rya Vijaya Dharma Suri—)

Whose parents Ramachanda and Kamala Devi by name, belonging to the Visa Shrimali Vaishya community, lived in their native village of Mahuva with land fertile and watery, in the country of Saurashtra ( Kathiawar );

यो 'मूलचन्द्रे'त्यभिधामुपेतो विवर्णधीः शिक्षणतोऽप्यतृप्त ।
सदाऽऽत्मनीनोऽस्वहितावधानो द्यूते च सट्टाऽऽचरणे च सक्तः ॥ २ ॥

જેમનું મૂળ નામ મુળચંદ; પોતાનું હિત સમજવામાં ગાફેલ રહેતા મૂરખ જેવા જે છોકરાઓ કરતા તરફ–પ્રારંભિક શિક્ષણ લેવા તરફ ધ્યાન ન આપ્યું, અને જુગાર–રમવામાં મશગુલ બની આખર જુગાર અને 'સટ્ટા' ઉપર પહોંચ્યા ૨

2 Whose original name was Mulachanda and who, dull and disregardful of his own future, being averse to school-life or study, stupidly gave himself up to playing and purposeless roaming, and in the long run became addicted to gambling and speculation;

दुरोदरे द्यूतपरः परेद्युर्यः स्वीयवित्तव्ययपापनेन ।
पितुः कदर्थाऽधिगतैरनल्पोपालम्भनादेकपदे प्रबुद्धः ॥ ३ ॥

દ્યૂતપરાયણ જે છોકરાએ-જેના પિતાની આર્થિક સ્થિતિ સાધારણ હતી,-જુગારમાં પૈસા હોર્યા, જે ઉપર બાપનો આકરો ઠપકો સાંભળવાથી એકદમ જેની 'આંખ' ઊઘડી (જેનું હૃદય એ[illegible] ફડફડાટ કરતું જાગ્રત્ થયું), ૩

3 Who, being fond of gambling, one day risked and lost a large amount of money in the evil pastime, whereupon who was severely reprimanded by his father whose pecuniary condition was not satisfactory, with the result that who suddenly became awakened.

अमाद् यदुन्मीलितलोचनस्य जगत्प्रपञ्चो विषमो विचित्रः ।
विरज्य यो मोहमयाद् विहाराच्छ्रेयः-समन्वेषण उत्सुकोऽभूत् ॥ ४ ॥

જેની ખુલેલી દૃષ્ટિને સંસારપ્રપંચ વિષમ અને વિચિત્ર ભાસ્યો; મોહમય વિહારથી વિરક્ત થઈ જે કલ્યાણની શોધ માટે ઉત્સુક બન્યો; ૪

4 To whose awakened inner eye the transmigratory cycle (phenomenal world or earthly life-ક્ષેત્ર) appeared ugly or strangely mysterious and troublesome, whereupon who being disgusted with the delusive mundane living, became anxious to find out his true welfare.

स्वग्रामतो '*भावपुरं' समेत्य यो 'वृद्धिचन्द्रं' समुपेत्य सन्तम् ।
आकर्ण्य तज्ज्ञानमयोपदेशं सज्जोऽभवत् प्रव्रजितुं वदन्तं ॥ ५ ॥

જે પોતાના ગામથી 'ભાવનગર' ગયા, મહાત્મા 'વૃદ્ધિચન્દ્રજી'ની પાસે પહોંચ્યા અને તે સન્તનો સદ્બોધપૂર્ણ ઉપદેશ સાંભળી, તેમનાં ચરણોમાં દીક્ષિત થવા ('સર્વવિરતિ' દીક્ષાને ગ્રહણ કરવા) તૈયાર થયા; ૫

5 Who thereupon leaving his native village went to Bhavnagar, approached the adorable saint Vriddhichandraji Maharaja and after hearing his instructive sermons giving proper guidance, became ready to lay himself at the feet of the revered ascetic and to get himself initiated into the order of monks;

असौ महात्मा पितुरभ्यनुज्ञं यं प्राव्राजयद् योग्यतया विदित्वा ।
एकोनविंशाब्दवयःप्रपन्नं 'धर्मा'दिनाम्ना 'विजया'ऽन्वितेन** ॥६॥

મહાત્મા શ્રી વૃદ્ધિચન્દ્રજીએ જેને યોગ્ય સમજી વડીલની અનુમતિપૂર્વક દીક્ષા આપી; ઓગણીશ વર્ષની ઉમ્મરના જે યુવકે ચારિત્રને ગ્રહણ કરી નવું નામ 'ધર્મવિજય' ધારણ કર્યું; ૬

6 Who, being considered fit (for initiation), was, at the age of nineteen, initiated into the order of monks by the high-souled monk, with the consent of his father and who received the monastic name of Dharmavijaya;

चारित्रयोगो गुरुभक्तिनिष्ठा सुयोग्यविद्याध्ययनोद्यमश्च ।
एतत्त्रयं निष्कलनिश्चयं यं प्रवर्धमानाभ्युदयं चकार ॥ ॥ ७ ॥

* भावनगरम्   ** 'धर्मविजय' इति नाम्ना सह

ચારિત્રનું પરિપાલન, ગુરુભક્તિનિષ્ઠા અને વિદ્યાધ્યયનમાં સુયોગ્ય પ્રયત્ન શીલપણું આ ત્રણના યોગે, આત્મનિશ્ચયમાં નિશ્ચલ એવા જે સાધુનો અભ્યુદય વધતો ચાલ્યો; ૭

7 Who, with unswerving resoluteness, went on achieving his progressive advancement with the aid of right conduct, steady devotion to the great Guru ( preceptor ) and proper diligence in the pursuit of learning;

अप्यल्पमेधा दृढनिश्चयेन प्रकर्षमारोहति कर्मयोगात् ।
इत्येतदर्थस्य निदर्शनं यः स्वतः प्रकाशं प्रकटीचकार ॥ ८ ॥

અલ્પ બુદ્ધિનો માણસ પણ દૃઢ સંકલ્પના બળે પ્રખર પુરુષાર્થ સાધી ક્રમાન્વયે ઉત્કર્ષને પ્રાપ્ત કરે છે એ વાતનું ઉદાહરણ જેમણે પોતાની જાતથી સ્પષ્ટ કર્યું છે; ૮

8 Who has, by his own example, clearly demonstrated that even a dull-witted person can achieve a high degree of advancement, if he is devoted to his duties with the force of firm determination;

गृहस्थवर्गात् सुयोग्यविद्वन्-निष्पादनार्थं हृदये यदीये ।
समुत्थितो भावनिकोऽभिलाषः समाजमभ्युन्नतिमानिनीषोः ॥ ९ ॥

સમાજને ઉન્નત બનાવવાની ભાવના સેવતા જેમના હૃદયમાં, સામાન્ય જન-સમૂહમાં (ગૃહસ્થ-વર્ગમાં) સુયોગ્ય વિદ્વાનો ઉત્પન્ન કરવાની ઉત્કટ આકાંક્ષા જાગી. ૯

9 In whose mind bent upon leading the society to elevation, there arose an ardent desire to produce able learned men from among the house-holders ( common people );

विद्याप्रचाराय समेत्य काशीमस्थापयत् संस्कृत-पाठशालाम् ।
ततः समुत्पाद्य विशारदांश्च तेजस्विनो देशहितं व्यधाद् यः ॥ १० ॥

જેમણે વિદ્યાપ્રચાર માટે કાશી જઈ ત્યાં સંસ્કૃતપાઠશાલા સ્થાપન કરી, એ સંસ્થામાંથી તેજસ્વી વિદ્વાનો પેદા કરી દેશનું ભલું કર્યું છે; ૧૦

10 Who, having gone to Kashi (Benares) founded a Sanskrita-teaching institution for the spread of learning and benefitted the country by producing from the institution great erudite scholars;

प्रकाश्य यः प्राक्तन-तत्त्वविद्या-विद्योतितग्रन्थनिधिं महान्तम् ।
अदीदृशत् सुन्दर-भारतीय-साहित्यलक्ष्मीं सुविशेषऋद्धाम् ॥ ११ ॥

જેમણે તત્ત્વજ્ઞાનના મહાન્ પ્રાચીન ગ્રન્થોને પ્રકાશમાં આણી ભારતીય સુન્દર સાહિત્યલક્ષ્મીને વિશેષ સમૃદ્ધ જાહેર કરી છે; ૧૧

11 Who brought to light time-honoured ancient great works on various important subjects and thus proclaimed the superior richness of the good Ārya (Indian) literature;

पाश्चात्यमेधाविगणेन सार्धं विधाय पत्रव्यवहारमुच्चैः ।
व्यस्तारयत् तत्र भुवि प्रशंसां य आर्यविद्यामहिमप्रशस्तिम् ॥ १२ ॥

જેમણે પાશ્ચાત્ય વિદ્વાનો સાથે મહત્ત્વપૂર્ણ પત્રવ્યવહાર કરી તે દેશમાં આર્ય તત્ત્વજ્ઞાનના મહત્ત્વની મહતી પ્રશંસા ફેલાવી છે. ૧૨

1[illegible] western scholars and [illegible] renown of the great [illegible]

वंगाङ्गकाशीमगधादिभूमिभटन्नहिंसामुपदिश्य सम्यक् ।
अहिंसधर्मे समतिष्ठिपद् यः पराःशतान् क्रूर-पलादलोकान् ॥ १३ ॥

જેમણે બંગ, અંગ, કાશી અને મગધ વગેરે પ્રદેશોમાં ભ્રમણ કરી, અહિંસાનો ઉપદેશ કરી સેંકડો ક્રૂર અને માંસાહારી માણસોને અહિંસા-ધર્મ પમાડ્યો છે; ૧૩

13 Who, while travelling in the countries of Kāshi, Magadha, Anga and Banga, preached Ahinsā ( non-injury ) and caused hundreds of cruel and flesh-eating men to follow the path of Ahinsā;

मेधाविविद्यार्थियुगं प्रहित्य लंकापुरीं तत्रस्थबौद्धलोकैः ।
प्रायस्यदासाधयितुं प्रशस्यां य एकतां सांस्कृतिकीमुदारम् ॥ १४ ॥

જેમણે પોતાના વિદ્વાન્ બે વિદ્યાર્થીઓને "લંકા" (સિલોન) મોકલી ત્યાંના બૌદ્ધો સાથે સાંસ્કૃતિક એકતા સાધવા ઉદાર પ્રયત્ન સેવ્યો છે; ૧૪

14 Who having sent his two learned students to Lanka ( Ceylon ), broad-heartedly tried to work out good cultural unity with the Bauddhas of the place;

'कुम्भस्य पर्वाह-महासभायां श्रीमालवीयोपनिमन्त्रितो यः ।
प्रयागभूमावभिभाषमाणः सर्वैरादरैरभिनन्द्यते स्म ॥ १५ ॥

પ્રયાગ(અલ્હાબાદ)માં કુંભના મેળા વખતે ભરાયેલી 'સનાતનધર્મ-મહાસભા'ની મહાસભામાં ભારતભૂષણ પં. શ્રી માલવીયજીના આમન્ત્રણથી ઉપસ્થિત થઇ જેમણે સુબોધવાહી વ્યાખ્યાન આપ્યું હતું અને તે સમયે સભાના હર્ષનાદોથી જેમને અભિનન્દવામાં આવ્યા હતા; ૧૫

15 Who, being invited by the late Pandita Malaviyaji, delivered a lecture in the grand meeting of 'Sanatana Dharma Mahasabha' assembled on the occasion of the Kumbha-mela at Prayaga (Allahabad) and who was there highly greeted with acclamations;

यो जर्मनी-बंग-इटालि-विद्वत्-संसद्भिरन्वेतरगौरवेण ।
सदस्यरूपेण समीप्सते स्म पौरस्त्य-पाश्चात्यकसूत्रजीवन् ॥ ॥ १६ ॥

પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય વચ્ચે સાંકળ જેવા જેમને બંગાળની એશિઆટિક સોસાયટિએ એસોસિએટ મેમ્બર તરીકે અને જર્મનીની ઑરિયેન્ટલ સોસાયટિ તથા ઇટાલિની એશિઆટિક સોસાયટિએ ઓનરરિ મેમ્બર તરીકે સુયોગ્ય સન્માનથી સ્વીકાર્યા હતા; ૧૬

16 Who being regarded as a connective link between the East and the West, was honoured by his election as an Honorary Member of the German Oriental and Italian Asiatic Societies and an Associate Member of the Asiatic Society of Bengal;

'आबू' जिनालयान्प्रविशन् सचर्मोपानत्पदाभ्यां परदेशिलोकाः ।
अमूमनौचित्यवर्ती प्रवृत्तिमपासदद् गुर्वधिकारिणा यः ॥ १७ ॥

'આબૂ'ના જિનાલયોમાં પરદેશી યાત્રીઓ ચમડાંના બુટ સાથે પ્રવેશ કરતા હતા એ અનુચિત પ્રવૃત્તિને જેમણે ઉપરિ અધિકારી (એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ. રજપૂતાના, 'કૉલ્વિન' સાહેબ) દ્વારા દૂર કરાવી છે; ૧૭

17 Who managed through the intervention of the High authority (E. G. Colvin, late A. G. G., Rajputana) to put a stop to the unholy practice of the foreigners who insisted upon entering the Jaina temples on Mount Abu, with their leather-boots on;

'काशी'-नृपाधिष्ठित-भारतीय-विख्यातविद्वद्धिकसत्सभायाम् ।
'आचार्य' नाम्ना गुरुणा पदेन यः शास्त्रदृशा सममानि सूरिः ॥१८॥

"કાશી"ના મહારાજા સાહેબના પ્રામુખ્યથી સુશોભિત ભારતીય વિખ્યાત વિદ્વાનોની મહાસભામાં શાસ્ત્રદર્શી અને વિદ્વદ્વૃન્દારક એવા જેમને 'આચાર્ય' પદવીના ગુરુસન્માનથી સન્માનિત કરવામાં આવ્યા હતા; ૧૮

18 Who, being a ripe and learned scholar of world-wide reputation, was honoured with the distinguished title of 'Acharya' (Shastravisharada Jainacharya) being conferred upon him, by a large assembly of eminent Panditas of India, under the presidency of the Maharaja of Benares:

सम्मिल्य यो भारतदेशिराजानबोधयद् भूमिधवार्हधर्मम् ।
अचीकरद्'योधपुरे' पुरे च यो जैनसाहित्यसमाऽधिवेशम् ॥१९॥

જેમણે ભારતના દેશી રાજાઓને મળી તેમને રાજધર્મનો ઉપદેશ આપ્યો છે; જેમના દ્વારા જૈનસાહિત્ય-સમ્મેલનનું પહેલવહેલું અધિવેશન 'જોધપુર'-(મારવાડ)માં ભરાયું; ૧૯

19 Who met native Rajas in India and sermonized to them the duties of Rajas; who got a Jaina Literary Conference first held at Jodhapur (Marvar);

यो विश्वमैत्रीं दिशति स्म लोके प्रासारयत् सार्वजनीनधर्मम् ।
विद्याप्रचारेऽयततोत्कटं च श्रीधर्मसूरिः प्रणिगद्यते सः ॥२०॥ (विंशति-कुलकम्)

જેમણે જનતામાં વિશ્વમૈત્રીનો ઉપદેશ કર્યો છે, સર્વજન-હિતાવહ (માનવ) ધર્મનો પ્રચાર કર્યો છે અને વિદ્યાનો ફેલાવો કરવા પાછળ જેઓ ખૂબ પ્રયત્નવાન્ રહ્યા છે; એ શ્રી વિજયધર્મસૂરિજીને વન્દન હો ! ૨૦

20 Who advised people universal brotherhood, preached religion (Dharma) of humanity and strove considerably to spread education and learning;-to that great ascetic Vijaya Dharma Suri, I pay my homage.

तव-संस्कृत-प्राकृत-वाक्-सुसेवा न विस्मृतिं यास्यति तावदेव ।
अधीतयो भारत-वाङ्मयस्य यावद् वहेयुः पृथिवीतलेऽस्मिन् ॥ २१ ॥

સંસ્કૃત-પ્રાકૃત વાણી (સાહિત્ય)ના ક્ષેત્રમાં એમણે બજાવેલી ઉત્તમ સેવા ભારતીય વાઙ્મય(સાહિત્ય)નું અધ્યયન ચાલ્યા કરશે ત્યાં સુધી નહિ ભૂલાય. ૨૧

21 The distinguished services rendered by him to the cause of Sanskrita-Prakrita-literature will never be forgotten as long as Indian literature continues to be studied.

विद्यालयः 'शिवपुरी'मुपतिष्ठमानः 'शत्रुञ्जये' गुरुकुलं, गुरु-पुस्तकौकः ।
श्री'आगरा' नगरवर्ति च, शास्त्र-माला-गेहं च 'भावनगरे', कृतयोऽस्य मुख्याः॥२२॥

'શિવપુરી' (ગ્વાલિયર સ્ટેટ)ની 'વીરતત્ત્વપ્રકાશકમંડલ' સંસ્થા, 'પાલિતાણા'નું "શ્રી યશોવિજય જૈન ગુરુકુલ," 'આગરા'નું જ્ઞાનમન્દિર તથા ભાવનગરની 'યશોવિજય-જૈનગ્રન્થમાળા" એ એમણે સ્થાપેલી સંસ્થાઓમાં મુખ્યભૂત છે ૨૨

22 An educational institution at Shivapuri (Gwalior), the Yashovijaya Jaina Gurukula at Palitana (Kathiawar), Jnanamandira [illegible] library at Agra and the publication of [illegible] series of Sanskrit and Prakrit works (the Yashovijaya [illegible]) at Bhavnagara, are the richest of his legacies

यस्य ज्ञानमनन्तदर्शिसमयाम्भोराशिमन्थाचलो
यस्य क्षान्तिरनल्पकोपनजनक्रोधाग्निधाराधरः ।
यस्य ब्रह्मतपोमहः प्रसृमरं भूपीठ उद्द्योतनं
विश्वाभ्यर्चितसंयमो विजयते श्रीधर्मसूरीश्वरः ॥ २३ ॥

જેમનું જ્ઞાન શાસ્ત્રસમુદ્રનું મન્થન કરવામાં મન્થાચલસમું, જેમની ક્ષમા ઉગ્ર ક્રોધીના ક્રોધાનલને શમાવવામાં જલધર સમાન અને જેમનું તેજસ્વી બ્રહ્મ-તપ ભૂમિ ઉપર ઉદ્દ્યોતરૂપ, એવા, વિશ્વવન્દ્ય સંયમવાળા શ્રીવિજયધર્મસૂરિ વિજયતે. ૨૩

23 Victory to Shree Vijaya Dharma Suri whose knowledge was like the churning-mount in churning the ocean of scriptures, whose *forbearance was like a shower of rain for the fire-like* anger of the intensely angry, whose extending lustre of austerity of Brahmacharya (celibacy) was a light on the earth and whose self-restraint was far eulogized or widely revered!

भद्रं प्रोज्ज्वलनप्रभावमहसो विश्वोपकारैषिणो
दुर्दान्तप्रतिवादिवक्रहृदयप्रह्लादनश्वेतगोः ।
वैराग्यामृतवर्षणप्रशमितप्रोद्दाममोहार्चिषः
सर्वत्राऽपि गुणादरव्यसनिनः श्रीधर्मसूरेस्सतः । ॥ २४ ॥

ભદ્ર હો ઉજ્જ્વલ પ્રભાવક તેજવાળા, લોકોપકારરસિક, દુર્દમ પ્રતિવાદીઓનાં વક્ર હૃદયને આનન્દ પમાડવામાં ચન્દ્રમા અને વૈરાગ્યરૂપ સુધાની વર્ષાથી શમાવી છે વિકટ મોહ-જ્વાલા જેમણે એવા તથા સર્વત્ર ગુણાદર કરવાના વ્યસની ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિને! ૨૪

24 Be good to the preceptor Vijaya Dharma Suri, who was possessed of high dignity and lofty spirit, who was greatly inclined to doing good to others, who was like the moon in

pleasing the crooked minds of hard opponents, who was able to quell down the intense flame of ignorance, evil-mindedness or infatuation by pouring the nectar-like instruction of disattachment and who was wont to appreciate the virtues of any person !

धर्मयोगप्रकाशाय कर्मयोगविहारिणे ।
आत्मयोगप्रसक्ताय गुरवेऽयं कृतोऽञ्जलिः ॥ २५ ॥

ધર્મયોગમાં પ્રકાશતા, કર્મયોગમાં વિહરતા અને આત્મયોગમાં રમતા એવા શ્રીગુરુદેવ વિજયધર્મસૂરિજીને મારી અંજલિ! ૨૫

25 This is my pure devout salutation with folded hands to the great Guru shining with धर्मयोग (religious activities), enjoying कर्मयोग (works benefitting people) and sporting in आत्मयोग (Spirituality).

रचनासमयादिनिर्देशः—

श्रीधर्मसूरिसंस्थासंवत्सरपञ्चविंशविस्मरणे ।
गुर्जर-इंग्लिश-अर्थाढ्यैः श्लोकैः पञ्चविंशत्या ॥ १ ॥
गुर्जर-विश्रुत-'पट्टन' एष कृतोऽञ्जलिरमुष्य शिष्येण ।
त्रि-ख-ख-द्विविक्रमाब्दे वैशाखे न्यायविजयेन ॥ २ ॥ ( युग्मम् )

અર્થાત્-વિ. સં. ૨૦૦૩ ના વૈશાખમાં પાટણ (ગુજરાત) માં મુનિ ન્યાયવિજયે સ્વર્ગત ગુરુદેવ શ્રી વિજયધર્મસૂરિજી મહારાજના નિર્વાણનાં પચ્ચીશ વર્ષની પુણ્ય સ્મૃતિમાં શ્રીગુરુદેવની અંજલિરૂપ આ શ્લોક-પચ્ચીશીની ગુજરાતી-અંગ્રેજી અર્થ સાથે રચના કરી.

इति
श्रीविजयधर्मसूरि श्लोकाञ्जलिः
समाप्तः ।

# अध्यात्मतत्त्वालोकः

[ Spiritual Light ]

अष्टप्रकरणनिबद्ध-साधिकपञ्चशतश्लोकात्मकः

प्रथम-प्रकाशितः (वि. सं.) १९७१ वर्षे
द्वितीयं संस्करणं १९९०
तृतीयं ,, २०००
चतुर्थं पुनः प्रकाशते अत्र सङ्ग्रहे।

The modest author (Munimahārāja Nyāyavijayaji) in the concluding Shloka (of his work "Adhyātma-tattvāloka") claims to be possessed of no more than a smattering of knowledge; but the success which has attended his efforts in presenting so difficult and abstruse a subject in graceful and easy flowing Sanskrita verse, shows not only the author's great proficiency in Sanskrita, but also his long and close intimacy with the subject.

—Natavaralal Maneckalal Surati, B. A; LL. B.,
City Magistrate, Bhavnagar.



## विषय-निर्देशः ।

प्रकरणम्–१

# प्रबोधनम्

( श्लोक संख्या ११२ )

अध्यात्म पीयूषमनक्षगम्यं पीत्वा कर्णेहत्य विषं निजघ्नुः ।
अनादिकर्मप्रचयात्मकं ये त्रिधा प्रवन्दे परमात्मनस्तान् ॥ १ ॥

૧ જેમણે અધ્યાત્મરૂપ અતીન્દ્રિય અમૃતનું પરિપૂર્ણ પાન કરી અનાદિ-કર્મસમૂહરૂપ વિષને હણી નાંખ્યું છે તે પરમ આત્માઓને મનસા, વાચા, કર્મણા વન્દન કરું છું.

1. My three-fold ( i. e. with thought, word and act ) salutation to the Highest Souls who having drunk deep of the nectar of Adhyātma which is imperceptible to the senses, overcame the poison of Karma accumulating from time without beginning.

हतं हहा ! शास्त्रविशारदत्वमनर्थहेतुश्च वचःपटुत्वम् ।
विज्ञानवैचूत्यमपार्थकं च नास्वादितोऽध्यात्म–सुधारसश्चेत् ॥ २ ॥

૨ જો અધ્યાત્મ-સુધાનું રસાસ્વાદન કરાય નહિ, તો સખેદ કહેવું જોઈએ કે, અમે તેટલું શાસ્ત્રપાંડિત્ય પણ હણાયેલું ગણાય અને વાણીકૌશલ અનર્થકારી બને તથા વિજ્ઞાનવિદ્યાની વિશારદતા નિરર્થક જાય.

---

The original English translation of this work by the late learned Motichand Jhaverchand Mehta, Bhavnagar, has been in subsequent editions revised according as [illegible] alterations and additions of the Sanskrita S[illegible] has necessitated.

2. Erudition in scriptures is of no avail, eloquence proves harmful and proficiency in physical sciences come to naught, if the spiritual ambrosia be not tasted.

ज्ञानस्य भक्तेस्तपसः क्रियायाः प्रयोजनं खल्विदमेकमेव ।
चेतःसमाधौ सति कर्मलेपविशोधनादात्मगुणप्रकाशः ॥ ३ ॥

૩ જ્ઞાન, ભક્તિ, તપ અને ક્રિયાનું આ એક જ પ્રયોજન છે કે, ચિત્તની સમાધિના માર્ગે કર્મલેપનું ઉચ્છેદન કરવું અને એમ કરીને આત્મગુણોને પ્રકાશિત કરવા.

3. Indeed, the sole object of knowledge, devotion, austerities and religious rites, is the illumination of the soul by the removal of all the internal impurities with the calmness of mind brought about with the aid of concentration of mind on the real nature of the Soul.

ध्यानं च मौनं च तपः क्रिया च नाध्यात्ममार्गाभिमुखी यदैव ।
न तर्हि कल्याणनिबन्धनं स्याद् युक्ता हि लक्ष्याभिमुखी प्रवृत्तिः ॥ ४ ॥

૪ ધ્યાન, મૌન, તપ, ક્રિયા એ બધું અધ્યાત્મમાર્ગની સમ્મુખ ન હોય તો કલ્યાણસાધક ન બને, લક્ષ્યસમ્મુખ જે પ્રવૃત્તિ પરિણામકારક બને.

4. Meditation, silence, austerities and sacred ceremonies, if not practised with a view to self-realization, will not be productive of spiritual good. Those activities are only effectual that are directed towards [ the attainment of ] the goal.

द्वीपं पयोधौ फलिनं मरौ च दीपं निशायां शिखिनं हिमे च ।
काले कराले लभते दुरापमध्यात्म-तत्त्वं बहुभागधेयः ॥ ५ ॥

૫ સમુદ્રમાં દ્વીપ, મરુભૂમિમાં વૃક્ષ, રાત્રિમાં દીપક અને હિમઋતુમાં અગ્નિનો યોગ, તેમ, કરાલ કલિકાલમાં અધ્યાત્મનો યોગ દુર્લભ છે. મહાન ભાગ્યવાન જ એ દુર્લભ તત્ત્વને પ્રાપ્ત કરે છે.

5. In this very formidable Kaliyuga, it is a rare and fortunate being alone that attains Adhyatma difficult of attainment, which is like an island in ocean, a fruit-bearing tree in a desert, a lamp during night or a hearth in winter.

जरा जराया मरणं च मृत्योः सर्वामयानामपि राजयक्ष्मा ।
जन्मद्रुबीजाग्निरनन्तविद्यानिदानमध्यात्म-महोदयश्रीः ॥ ६ ॥

૬ મહોદયા અધ્યાત્મ-વિભૂતિ એ જરાને માટે જરા છે, મૃત્યુનું મોત છે અને સર્વ રોગો પર ક્ષય-પ ત છે. એ જન્મ-મરણના ચક્રરૂપ વૃક્ષના મૂળમાં આગ છે અને અનન્ત વિદ્યાનું ઉદ્ગમ-સ્થાન છે.

6. The resplendent spiritual grandeur is vanquisher of old age, annihilator of death, consumer of all diseases, conflagration to the seed of the tree of birth and death, and the cause of perfect knowledge.

तेऽपि प्रचण्डा मदनस्य बाणाश्छिद्राकुलं यैः क्रियते तपोऽपि ।
अध्यात्मवर्मापिहिते तु चित्ते निःसंशयं कुण्ठिततां व्रजन्ति ॥ ७ ॥

૭ કામદેવનાં તે પ્રચંડ બાણો પણ-જેઓ તપને પણ છિદ્રાકુલ કરી મૂકે છે-અધ્યાત્મરૂપ બખ્તરથી ઢંકાયલા ચિત્ત આગળ ખરેખર બુઠાં પડી જાય છે.

7 Before the neverfailing shafts of Cupid, even austerities are rendered vulnerable, but surely they ( i. e. the shafts ) [illegible], take no effect on mind armoured with Adhyatma.

अध्यात्मधाराधरसन्निपाते मनोमरौ पुष्यति योगबीजम् ।
पुण्याङ्कुरा निर्भरमुल्लसन्ति सर्वत्र शान्तिः प्रसरीसरीति ॥ ८ ॥

૮ મનરૂપ મરુપ્રદેશમાં અધ્યાત્મ-જલધર વરસતાં યોગબીજ પુષ્ટ થાય છે, પુણ્યાંકુરો અધિકાધિક ઉલ્લસિત થાય છે અને સર્વત્ર ખૂબ શાન્તિ પ્રસરે છે.

8. With the pouring down of the shower of Adhyatma the seed of Yoga takes root in the barren mind, sprouts of merit shoot forth in abundance and everywhere quietude reigns. ( Yoga means concentration of the mind on the real nature of the Soul )

अध्यात्म-भानौ प्रसरत्प्रतापे मनोनगर्यां परिभासमाने ।
कुतस्तमः ? शुष्यति भोग-पङ्कः, कषाय-चौरैः प्रपलाय्यते च ॥ ९ ॥

૯ મનરૂપ નગરીમાં પ્રસરતા પ્રતાપવાળો અધ્યાત્મરૂપ સૂર્ય તપતાં તિમિર કેમ રહે ? ભોગ-પંક તો સુકાઈ જાય અને કષાયરૂપ ચોરોને ત્યાંથી ભાગવું પડે.

9. When the sun of spiritual light shines resplendent in the city of mind, how can there be any room for the darkness of ignorance ? The mire of desires dries up and the thieves of moral uncleanliness flee away.

आनन्दपूर्णां च सुधां समाधिं वितन्वतेऽध्यात्म-सुधाकराय ।
स्पृहा यदीये हृदि नाविरासीत् पशुर्नृरूपेण स मोघजन्मा ॥ १० ॥

૧૦ આનન્દપૂર્ણ સમાધિરૂપ સુધાને પ્રસરાવતા એવા અધ્યાત્મ-સુધાકરની સ્પૃહા જેના હૃદયમાં જાગરિત નથી થઈ, તે નિસ્સાર-નિરર્થક જન્મધારી માણસ માણસના આકારમાં પશુ છે.

*10. The person with no yearning for the spiritual moon-*

ight diffusing the nectar of blissful concentration or tranquillity, is like a beast in human form and he lives a fruitless life.

अध्यात्म-शस्त्रं दधतो नरं यो भवेद् भयं तस्य कुतस्त्रिलोक्याम् ?
आत्मस्वतन्त्रो विमलात्मतेजाः सोऽनन्तशान्त्या विहरत्यवन्याम् ॥ ११ ॥

૧૧ જેણે પ્રખર અધ્યાત્મ—શસ્ત્રને યથાવત્ ધારણ કર્યું છે, તેને ત્રણ જગત્માં કોનો ભય હોય ? એવો આત્મ-સ્વતન્ત્ર નિર્મલ-તેજસ્વી આત્મા અનન્ત શાન્તિ અનુભવતો વિહરે છે.

11. Fearless treads, in the three worlds, the man who wields the very sharp weapon of Spiritual Light. He, with his soul, independent of everything else and shining with pure spiritual lustre, always remains enjoying infinite peace.

विधाय पापान्यतिभीषणानि येऽनन्तदुःखातिथयो बभूवुः ।
एतादृशानप्युददीधरद् यत् किं वर्ण्यतेऽध्यात्म-रसायनं तत् ? ॥ १२ ॥

૧૨ મહાભયંકર પાપો કરી જેઓ અનન્ત દુઃખોના અતિથિ બનેલા, એવાઓને પણ જેણે ઉદ્ધર્યા છે એ અધ્યાત્મ-રસાયન કેમ વર્ણવ્યું જાય ?

12. Words fail to adequately appraise the elixir of Spiritual Light which emancipated even those wretched beings who, by the perpetration of monstrous sins, brought on themselves endless miseries.

आत्मस्वरूपस्थितचित्तवृत्तेर्भवप्रपञ्चेषु तटस्थदृष्टेः ।
अध्यात्मराजेश्वरसुप्रसादे का न्यूनता सिद्धिषु लब्धिषु स्यात् ? ॥ १३ ॥

૧૩ જેની ચિત્તવૃત્તિ આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમી રહે છે અને જેની દૃષ્ટિ ભવપ્રપંચમાં તટસ્થ છે એવા મહાન્ આત્માને અધ્યાત્મ-રાજેશ્વરના વિપુલ પ્રસાદથી સિદ્ધિઓ અને લબ્ધિઓની શી કમી હોય ?

13. With the supreme sovereign Lord अध्यात्म favourably inclined, what Siddhis and Labdhis are not within the reach of one whose mind is concentrated on the real nature of the soul and who is disinterested in or indifferent to worldly phenomena.

कर्मेरितं सर्वजगत्प्रपञ्चं विदन् परं साम्यमुपाजगन्वान्।
तिरस्कृतो वा नितरां स्तुतो वा नाध्यात्मविद् रुष्यति मोदते च ॥१४॥

૧૪ જે અખિલ વિશ્વપ્રપંચને કર્મપ્રેરિત સમજી પરમ સમભાવની દશાને પ્રાપ્ત થયેલો છે એવો અધ્યાત્મવિદ્ ગમે તેટલો તિરસ્કૃત કે સન્માનિત થતાં રુષ્ટ કે તુષ્ટ થતો નથી.

14. He, who has attained high equanimity of mind, knowing that all the worldly phenomena are brought into existence by Karmic forces, is neither delighted nor displeased, whether exceedingly eulogized or censured.

आत्मास्ति कर्मास्ति परो भवोऽस्ति मोक्षोऽस्ति तत्साधकहेतुरस्ति।
इत्येवमन्तःकरणे विधेया सम्यक् प्रतीतिः सुविचारणाभिः ॥ १५ ॥

૧૫ આત્મા છે, કર્મ છે, પુનર્જન્મ છે, મોક્ષ છે અને તેનો (મોક્ષનો) સાધનમાર્ગ છે એ પ્રકારની સમ્યક્ પ્રતીતિ અન્તઃકરણમાં સમ્યક્‌વિચાર-પૂર્વક થવી જોઈએ.

15. After careful and thorough deliberation, one should have in one's mind firm conviction in the existence of soul, Karma, rebirth and Salvation and the means and ways leading to it (Salvation). (Karma is a variety of matter obscuring the real qualities of the Soul.)

अर्वाग्दृशां नैव परोक्षभावाः प्रत्यक्षधीगोचरतां लभन्ते ।
अतीन्द्रियज्ञान्युपदेशतस्तान् सन्तो यथार्थं प्रतियन्ति किन्तु ॥ १६ ॥

१६ छद्मस्थो( अपूर्ण अर्थात् आवरणवाळा आत्माओ)ने अत्यन्त परोक्ष तत्त्वो प्रत्यक्ष-गोचर न थाय, छतां ते सुज्ञ सज्जनो अतीन्द्रियज्ञानी महान् आत्माओना उपदेशना आधार पर ते तत्त्वोनी यथार्थ प्रतीति करी शके छे.

16. To persons who are devoid of Perfect Knowledge, on account of their being under the influence of obscuring Karmas, super-sensual objects are not visible with their physical eyes, but they can at least have conviction in their mind, of those objects with the help of the advice of those that are endowed with super-physical knowledge, provided they (the former) are intelligent and righteous.

शुद्धात्मतत्त्वं प्रविधाय लक्ष्यमसूढदृष्ट्या क्रियते यदेव ।
अध्यात्ममाहुर्मुनिपुङ्गवास्तद्, चिह्नं प्रबुद्धात्मन एतदस्ति ॥ १७ ॥

१७ शुद्ध आत्मतत्त्वने लक्ष्य करी अमूढ दृष्टिथी जे ( शुभ चिन्तन के शुभ प्रवृत्ति ) कराय तेने मुनिपुंगवो 'अध्यात्म' कहे छे. प्रबुद्ध आत्मानुं आ लक्षण छे.

17. The lordly sages define Adhyatma as everything that is done rightly keeping in view the unsullied nature of soul. It is the very characteristic of the enlightened state. (Adhyatma means realising the embodied soul as intrinsically identical with the Supreme eing.)

कदापमूतं किमपीह तत्त्वं मनो मम प्रोल्लसते प्रवक्तुम् ।
ददीष्टपाऽध्यात्मनगाधिरोहं निवोधवेदं हृदयेन सुज्ञाः ! ॥ १८ ॥

૧૮ અહીં કલ્યાણભૂત કંઈક વક્તવ્ય કહેવાને મારું મન ઉત્સાહિત થાય છે. સજ્જનો! જો અધ્યાત્મ પર્વત પર આરોહણ કરવા ચાહતા હો તો આ ઉપદેશ કરાતું જ્ઞાન એક મનથી સાંભળો!

18. Here I am eager to say something auspicious. Listen, O wise ones! to it with an attentive mind, if you desire to reach the highest summit of Adhyatma.

पुण्यप्रभावान्महतो विशिष्टः सम्पद्यते मानुषजन्मयोगः ।
तत् सार्थकं सुजना नयन्ति सज्ज्ञानतः स्वं चरितं विशोध्य ॥ १९ ॥

૧૯ મહાન્ પુણ્યપ્રભાવે વિશિષ્ટ મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે. સજ્જનો સમ્યગ્જ્ઞાન-દ્વારા પોતાના ચારિત્રનું શોધન કરી એ મહાન્ જન્મને સફળ બનાવે છે.

19. The good birth as a human being, is the result of the great influence of meritorious deeds. The wise turn their life to advantage by the purification of their own conduct with the help of right knowledge.

प्राप्तान्यनन्तानि वपूंष्यनेन जीवेन मोहावरणावृतेन ।
मोहेन सत्ते खलु देहयोगो देहे च लग्नं पुनरेव दुःखम् ॥ २० ॥

૨૦ મોહાવરણથી આવૃત એવા આ જીવે અનન્ત શરીરો ધારણ કર્યાં છે. મોહની દશામાં દેહનો યોગ નિશ્ચિત જ છે, અને દેહના યોગે દુઃખ પણ એટલું જ નિશ્ચિત છે.

20. The phenomenal soul being overpowered by ignorance and infatuation, took innumerable births. Infatuation certainly brings on the shackles of bodies, and bodies are invariably entwined with ailments.

शरीरिणां जन्म-जरा-मृतीनां दुःखानि शास्त्रानुभवा वदन्ति ।
रोगादिजातानि पुनर्बहूनि भयङ्करेऽस्मिन् भववारिराशौ ॥ २१ ॥

૨૧ પ્રાણીનાં શાસ્ત્રવર્ણિત અને અનુભવસિદ્ધ જન્મ-જરા-મરણનાં દુઃખો અને એ સિવાય આધિ, વ્યાધિ, ઉપાધિ, શોક-સન્તાપનાં બીજાં દુઃખો ભવ-સમુદ્રમાં ઘણાં છે.

21. In this dreadful ocean of worldly existence, there exist innumerable ailments as described in scriptures and as experienced by us. There are the ailments of birth, old age and death of living beings, as also of disease, anxiety, adverse condition, sorrow and the like.

देहान्तरानागमनाय तस्माद्, मोहं निहन्तुं सुधियो यतन्ते ।
मोहो हि संसार-महालयस्य स्तम्भः समस्तासुखवृक्षबीजम् ॥ २२ ॥

૨૨ માટે ફરી શરીરયોગ ન થવા દેવા માટે સુજ્ઞ જન મોહને હણવાનો પ્રયત્ન કરે છે. કેમકે મોહ જ સંસાર-મહાલયનો સ્તંભ છે અને સમગ્ર દુઃખ-વૃક્ષોનું બીજ છે.

22. Consequently to prevent the recurrence of birth, the wise try to destroy illusory attachment; because it [only] is the seed of all trees of sufferings and the main prop of the gigantic world-building.

सर्वेऽपि दोषाः प्रभवन्ति मोहाद्, मोहस्य नाशे नहि तत्प्रचारः ।
इत्येवमध्यात्मवचोरहस्यं विवेकिनश्चेतसि धारयन्ति ॥ २३ ॥

૨૩ તમામ દુર્ગુણો મોહમાંથી ઉદ્ભવે છે. મોહનો નાશ થતાં કોઈ પણ દોષને અવકાશ રહેતો કે મળતો નથી. અધ્યાત્મ-વાણીનું આ રહસ્ય છે, જે વિવેકી હૃદયમાં સતત પ્રકાશતું રહે છે.

23. Delusion is the source of all vices; the destruction of the former leaves no scope for the advent of the latter. This is the secret of the teaching of Spiritual Knowledge, which the wise always carry in their mind.

शरीरमेवात्मतया विदन्तो विदन्ति नैतत् खलु 'कोऽहमस्मि' ?
इदं जगद् विस्मृतवत् स्वमेव स्वस्मिन् भ्रमः स्फूर्जति कीदृशोऽयम् ॥२४॥

૨૪ શરીરને જેઓ આત્મા સમજે છે, તેઓ નથી સમજતા કે 'હું કોણ છું ?' આ જગત્ પોતાને જ ભૂલી ગયું છે. પોતાને પોતાનો જ (પોતાને વિષે જ) આ કેવો ભ્રમ !

24. Those who identify their bodies with their souls, do not properly understand their real nature; they are unable to give a correct reply to the question " Who am I ? " This world has forgotten its own self. Oh ! what a strange and bewildering delusion of one, as regards one's own self !!

भ्राम्यन् शरीरी भवचक्रजाले भुङ्क्ते स्म भोगान् बहुशः प्रभूतान् ।
तथाप्यनासादितवान् स तृप्तिं तृप्त्यै नृभोगेषु विचेष्टतेऽत्र ॥ २५ ॥

૨૫ ભવ–ચક્રમાં ભ્રમણ કરતા દેહધારીએ સંસારના અનેક જાતના ભોગો ઘણી વાર ભોગવ્યા છે, છતાં તૃપ્ત ન થયો, અને હવે મનુષ્યના ભોગોમાં તૃપ્ત થવા મથે છે !

25. The phenomenal soul wandering in the cycle of births and deaths, has enjoyed many times various kinds of worldly pleasures; still, it not being content with them is now feverishly hankering after human enjoyments.

त्रिलोकीकृतेऽप्यम्बुनिधीं निपीय तृषा यदीयोपशमं न याता ।
तृणाग्रभागस्थितवारिबिन्दुपानेन तृप्तिं किमसौ लभेत ? ॥ २६ ॥

२६ સમુદ્રને પીને ખાલી કરવા છતાં જેની તૃષા શાન્ત ન થઈ, તે, તૃણના અગ્રભાગ પર રહેલા જલબિન્દુના પાનથી શું તૃપ્તિ મેળવી શકશે ?

26. When a man's thirst has not been quenched, even though he has drunk and exhausted the whole ocean, can he ever be satisfied with a drop of water standing on the top of a blade of grass ?

पारं स्वयम्भूरमणाम्बुराशेः समस्तुवानाः सुमहौजसोऽपि ।
अपारतृष्णाम्बुधिलङ्घनाय नहि प्रयासं प्रभवन्ति कर्तुम् ॥ २७ ॥

२७ 'સ્વયમ્ભૂરમણ' સમુદ્રનો પાર પામવાની શક્તિ ધરાવનારા બહુ મોટા શક્તિશાલીઓ પણ અપાર તૃષ્ણા-સાગરને ઓળંગવાનો પ્રયાસ કરવા સમર્થ નથી થતા.

27. Even those gifted with indomitable energy and possessing the ability to cross over the great ocean called 'Svayambhuramana', are not able even to make an attempt to cross the unfathomable ocean of desires.

अखण्डभूमण्डलशासकत्वं न दुर्लभं दुर्लभमेतदेव ।
तृष्णानिरासोपगतावकाशं सन्तोष-रत्नं परमप्रभावम् ॥ २८ ॥

૨૮ અખંડ ભૂમંડલના શાસક બનવું એ એટલું દુર્લભ નથી, જેટલું દુર્લભ છે પરમપ્રભાવશાલી 'સન્તોષ' રત્ન. એની પ્રાપ્તિ તૃષ્ણાને દૂર કરીએ ત્યારે થાય.

28. The sovereignty of the whole world is not unattainable; but the only thing difficult of attainment is the lustrous jewel of contentment which finds scope only after the cessation of all [illegible]

desires. (The sovereignty of the world is not so very difficult as is the virtue of contentment.)

न तत् सुखं बिभ्रति भूभुजोऽपि न तत् सुरं स्वर्गसदो न चेन्द्राः ।
यस्मिन् सुखे तुष्टमनःप्रसूते विवेकिनो निर्गमयन्ति कालम् ॥ २९ ॥

२९ ते सुख राजाओने नथी, अने ते सुख देवताओ तथा इन्द्रोने पण नथी, के जे आत्मसन्तोषजनित सुखमां विवेकी लोको काल-निर्गमन करे छे.

29 The wise pass their time in the happiness derived from contentment. This sort of happiness is superior to that enjoyed by even kings, gods and Indras.

कामोद्भवं शर्म यदत्र लोके दिव्यं च देवालयसङ्गतं यत् ।
तृष्णाक्षयोद्भूतसुखश्रियोऽग्रे खद्योतवद् भानुमतस्तदल्पम् ॥ ३० ॥

३० लोकमां जे वैषयिक सुख छे अने स्वर्गनुं जे देवताई वैषयिक सुख छे, ते तृष्णाक्षयजनित सुखनी आगळ, सूर्य आगळ आगीयाना सरखुं तुच्छ छे.

30. The happiness arising from sense-pleasures in this world as also happiness derived from heavenly enjoyments in the heavens are decidedly much inferior to that derived from the total cessation of desires, just as the light of a fire-fly to that of the sun.

इहास्ति को नाम विधाय यत्र ममत्वमाप्नुं सुखमाप्नुयाम ?
सर्वेऽपि मोहावरणाभिभूताः करोतु मत्त्वात्महितं कुतः कः ? । ३१ ॥

३१ संसारमां एवो कोण छे के जेना पर ममत्व करी सुख पामीए ? बधा मोहावरणना बन्धनथी बद्ध छे. कोण कोनी पासेथी आनन्दित थइ शके ?

31. Is there anyone in this world with whom we can identify and associate ourselves and can thus make ourselves happy ? All being under the potent influence of illusion ( मोह ), who can, with association with whom, achieve his spiritual good !

सर्वे ह तृष्णानलतापतप्ताः शक्नोति कस्तापयितुं शमं कः ?
कियेत सम्बन्धविधिश्च केन ? न यस्य हि क्वापि फलावहत्वम् ॥३२॥

૩૨ બધા તૃષ્ણાગ્નિના તાપમાં બળી રહ્યા છે. કોણ કોને શાન્તિ આપી શકે ? સમ્બન્ધ પણ ક્યાં કરવો ? કેમકે વાસ્તવિક રીતે સફળ થાય એવો સમ્બન્ધ ક્યાં સાંપડે ?

32. All being scorched by the fire of desire, who is capable of giving peace to others ! With whom are we to associate when such association is incapable of any fruitful result !
( i. e. when there is no possibility of an association such as would lead to really good result ! )

सर्वे पराधीनतयैव सन्ति कः कं स्वतन्त्रं क्षमते विधातुम् ?
स्वयं दरिद्रो हि परं विधातुमाढ्यं कथङ्कारमलंभविष्णुः ? ॥ ३३ ॥

૩૩ બધા પરાધીન છે. કોણ કોને સ્વતન્ત્ર બનાવી શકે ? પોતે જ દરિદ્ર હોય, તે બીજાને કેવી રીતે સમૃદ્ધ બનાવી શકે ?

33. None being master of himself, who can then liberate others ! How can one, himself poverty-striken, make others rich !

सर्वो जनः स्वार्थनिमग्नचेताः स्वार्थैश्च सम्बन्धविधानदक्षः ।
प्रेम-प्रदीपस्य स एव तैलं स्वार्थे समाप्ते खलु कः किमीय ? ॥ ३४ ॥

૩૪ બધા પોતાના સ્વાર્થમાં મશગૂલ છે. સ્વાર્થ જ સમ્બન્ધનો કરનાર છે. એ જ પ્રેમરૂપ દીપકનું તેલ છે. સ્વાર્થ ખતમ થયો કે પછી કોણ કોનો ?

34. Self-interest governs all minds; it is a potent factor in bringing about friendly relations. It alone feeds love, as oil does light. When once the interest ceases, the bond of union surely breaks.

यस्यास्ति वित्तं प्रचुरं तदीया विनम्ररूपेण भवन्ति सर्वे ।
दारिद्र्य आप्ते तु सहोदरोऽपि प्रेमी वयस्योऽपि पराङ्मुखः स्यात् ॥३५॥

૩૫ જેની પાસે પ્રચુર ધન હોય, બધા નમ્રતાપૂર્વક તેના અનુગામી બને છે, બધા તેની સાથે માનભર્યો વ્યવહાર રાખે છે; પણ એ જ માણસ દરિદ્ર દશાને પ્રાપ્ત થતાં એનો સ્નેહી સહોદર પણ અને પ્રેમી મિત્ર પણ એનાથી પરાઙ્મુખ થઈ જાય છે.

35. All persons become servile followers, importunately soliciting favours of him who is the possessor of immense wealth. But when he is reduced to poverty, even his own brother or even an affectionate friend is loath to look at him.

पितेति मातेति सहोदरेति मित्रेति कर्मस्फुरणोपजातम् ।
अवास्तवं खल्वपि मन्दमेधाः सम्बन्धमात्मीयतया प्रवेत्ति ॥ ३६ ॥

૩૬ પિતા, માતા, સહોદર, મિત્ર એ બધો સમ્બન્ધ કર્મસંસ્કારના વિસ્ફુરણ પર રચાયેલો છે. અતએવ તે અવાસ્તવિક છે, છતાં મન્દમતિ એ સમ્બન્ધને આત્માનો પારમાર્થિક સમ્બન્ધ સમજે છે.

36. The relations of father, mother, brother (and sister) and friend arise from the working of Karma; but the ignorant consider such relationships, though unreal, as connected with Soul.

न कोऽपि कस्यापि जगत्यशेषे वृथैव मोहाद् व्यथते जनोऽयम् ।
अध्यात्मदृष्ट्या परिचिन्तयेच्चेन्निस्सारमेतन्निखिलं प्रतीयात् ॥ ३७ ॥

३७ વસ્તુતઃ જગતમાં કોઇ કોઇનું નથી. પ્રાણી ફોગટ મોહથી પીડાય છે. અધ્યાત્મદૃષ્ટિથી વિચાર કરાય તો આ સઘળું નિસ્સાર જણાય.

37. In the whole phenomenal world, nobody stands in permanent relationship with another. In vain does this world trouble itself painfully out of illusory attachment. If one judges from the standpoint of spiritual wisdom, one would be convinced of the unsubstantiality of all objects.

महालयारामसुलोचनादि यद् बाह्यदृष्ट्या परिदृश्यमानम् ।
भवेद् विमोहाय तदेव वस्तु वैराग्यलक्ष्म्यै पुनरात्मदृष्ट्या ॥ ३८ ॥

૩૮ મહેલ, બાગ અને રમણી વગેરે જે બાહ્ય દૃષ્ટિથી જોતાં મોહ ઊપજાવે છે, તે જ અન્તર્દષ્ટિથી જોતાં વૈરાગ્યજનક બને છે.

38. Palatial buildings, gardens [ pleasure-grounds ], beautiful-eyed ladies, etc., if viewed from the phenomenal standpoint, fetter the mind; but the same things viewed from the spiritual standpoint, bring on glorified disattachment.

दुःखं विना किञ्चन दृश्यते न सुखं विचित्रेऽत्र भवप्रपञ्चे ।
तथाप्यहो ! वैषयिकं प्रसङ्गं सुखस्वरूपं भविनो विदन्ति ॥ ३९ ॥

૩૯ વિચિત્ર ભવપ્રપંચમાં ( મોહવાસનાની દુનિયામાં ) દુઃખ વિના કંઈ સુખ દેખાતું નથી, છતાં પ્રાણી ( મોહાધીન હોવાથી ) વિષયપ્રસંગને સુખસ્વરૂપ સમજે છે.

39. In this phenomenal worldly expanse nothing but misery is to be seen, not an iota of happiness; yet deluded persons look upon amorous pleasures as constituting happiness.

गिरेर्गुहायां जलधेश्च मध्ये पातालभूमौ त्रिदशालये वा ।
क्वाप्येतु मृत्योस्तु भवेन्न गुप्तः स भूर्भुवःस्वस्त्रितयं हि शास्ता ॥ ४५ ॥

૪૫ ગિરિ-ગુહામાં, સમુદ્રના મધ્ય પ્રદેશમાં, પાતાળમાં યા દેવલોકમાં ક્યાંય પણ પ્રાણી ચાલ્યો જાય-ક્યાંય પણ સંતાઇ જાય, પણ મૃત્યુથી છાનો રહી શકતો નથી, મૃત્યુથી બચી શકતો નથી. કારણ કે સ્વર્ગ, મર્ત્ય અને પાતાળ એ ત્રણે લોકનો એ શાસનકર્ત્તા છે.

45. Wherever one may go either to the interior of the ocean, or to the caverns in mountains, or to the nether-worlds or to the abode of gods, he will not remain concealed from the god of death, because he (the latter) controls and rules all the three worlds.

उद्दण्डदोर्दण्डबलव्यपास्तजगद्बला दुःसहतेजउग्राः ।
प्रशासति स्म क्षितिमण्डलं ये तेऽपि प्रयाताः खलु रिक्तहस्ताः ॥४६॥

૪૬ જેમનું ઉદ્દંડ દોર્દંડ-બળ, જગતના બળને પરાસ્ત કરવામાં સમર્થ હતું એવા પૃથ્વીશાસક ઉગ્ર તેજોમૂર્તિ રાજા-મહારાજાઓ પણ આખરે ખાલી હાથે જ ચાલતા થયા !

46. Even the sovereign kings, who dissipated the *forces* of the world by the might of their terrible staff-like arms, who were endowed with awe-inspiring lustre and who once supremely ruled the terrestrial globe, left this world indeed with empty hands.

जेगीयते स्मेन्दुमयूखशुभ्रं यशो यदीयं पृथिवीतलेऽस्मिन् ।
महासुभारस्तेऽपि हता यमेन व्यादाय वक्त्रं सहसा प्रसुप्ताः ॥४७॥

૪૭ જેમનો ચન્દ્રરશ્મિ-સરખો યશોવાદ આ ભૂ-પીઠ પર ખૂબ ગવાતો હતો એવા મહાબાહુ નરપતિઓ પણ કાળનો કરાળ પ્રહાર થતાં એકદમ મોઢું ફાડતા જમીન પર લાંબા થયા.

47. Even the paramount kings whose glory, bright like the rays of the moon, was loudly trumpeted on this earth, were struck by the god of death, and lay prostrate on the ground with their distorted faces.

महालयोऽयं धनकोश एष इमाः सुमुख्यः परिवार एषः ।
ध्यायन्निति स्यान्मनुजः प्रफुल्लो दृशोस्तु सम्मीलितयोर्न किञ्चित् ॥४८॥

૪૮. આ મહાલય છે, આ ધનભંડાર છે, આ રમણીઓ છે, આ પરિવાર છે એમ વિચારતો ( એમ પોતાની સમ્પત્તિનું ચિન્તન કરતો ) માણસ પોતાના મનમાં ખુશ થાય છે; પણ આંખો મિંચાઇ કે પછી કંઇ છે ?

48. Man becomes elated with the thought of being in the possession of his palace, treasure, beauties and retinue; but once the eyes are closed, they are no more. ( They do not exist so far as the deceased is concerned. )

अत्यन्त-भीमे मरणे समेते प्रभूतकष्टार्जितमप्यनल्पम् ।
अर्थं तथा देह-गृहादि मुक्त्वा धर्मो हि भावी गमने सहायः ॥४९॥

૪૯. મોતના ભયંકર વખતે જ્યારે માણસ બહુકષ્ટોપાર્જિત દ્રવ્ય અને ઘર વગેરે તથા શરીરને મૂકી વિદાય થાય છે ત્યારે કેવળ ધર્મ જ ( જો આરાધ્યો હોય તો ) તેને સહાયભૂત થાય છે.

49. At the horrible time of death, when, leaving hard-earned wealth, body and houses etc., one departs from here, Dharma (merit) alone, accompanies and becomes helpful in the future journey.

अनेन देहेन करिष्यसे यत् पुण्यं तदन्यं भवमेष्यतस्ते ।
सुखावहं भावि समर्थशक्ति स्ववर्गवस्त्वेकतमोऽपि नैव ॥ ५० ॥

૫૦. આ શરીરથી જે પુણ્ય કર્મ કરીશ, તે સમર્થ શક્તિવાળું હોઈ પરલોકમાં જઈશ ત્યાં તને સુખદાયક થશે; પરંતુ કુટુંબ-પરિવારમાંથી કોઈ સહાયક થવાનું નથી.

50. Whatever good deeds you perform here, the powerful merit acquired therefrom will alone accompany you to the next world and be giving happiness to you there; but none of your family or other relations will then be of any use or help to you.

विनश्वरं विश्वमसारमेतज् ज्ञात्वा स्थिरीकृत्य मनः स्वकीयम् ।
विचारयान्तःकरणे यथावत् कल्याण-संसाधनमात्मनः किं ? ॥ ५१ ॥

૫૧. આ બધું વિનશ્વર અને અસાર સમજી, અને પોતાના મનને સ્થિર કરી અન્તઃકરણમાં બરાબર વિચાર કર કે આત્માનું સાચું કલ્યાણ શેમાં છે.

51. Ponder deeply upon what the spiritual good consists in, knowing the whole phenomenal world to be unsubstantial as well as perishable, and abandoning the fickleness of mind.

अस्ति त्रिलोक्यामपि कः शरण्यो जीवस्य नानाविधदुःखभाजः ?
धर्मः शरण्योऽपि न सेव्यते चेद् दुःखानुभवस्य कुतः क्षयः स्यात् ? ॥५२॥

પર. નાનાવિધ દુઃખોથી પીડાતા જીવને ત્રણ લોકમાં કોઈ શરણ છે ? શરણ લેવા યોગ્ય ધર્મ છે તે પણ જો ન આરાધાય તો દુઃખનો નાશ કેમ સધાય ?

52. There is none who can afford refuge, in the three worlds, to an embodied soul exposed to various miseries. Dharma is the sole refuge, and if that be not resorted to, nothing else can relieve him of his distress.

संसारदावानलदाहतप्त आत्मैष धर्मोपवनं श्रयेच्चेत् ।
दुःखोपलब्धिर्न भवेत् तदाऽस्य कीदृक् तमो भास्वति भासमाने ? ॥ ५३ ॥

પ૩. સંસાર-દાવાનળની જ્વાળામાં બળતો આત્મા જો ધર્મના બગીચાનો આશ્રય લ્યે તો તેને દુઃખ ભોગવવાનું ન રહે, તેના સઘળા સન્તાપ શાન્ત થઈ જાય જ્યાં સૂર્ય તપતો હોય ત્યાં અન્ધકાર કેવો !

53. There is no scope for ailments, when the embodied soul scorched by the conflagration of the worldly existence, resorts to the pleasure-garden of Dhrama ( religious duties or meritorious deeds ). How can there be darkness when the sun shines ?

मातेव पुष्णाति पितेव पाति भ्रातेव च स्निह्यति मित्रवच्च ।
प्रीणाति धर्मः परिपाल्यमानो न साम्प्रतं तत्र निरादरत्वम् ॥ ५४ ॥

૫૪ ધર્મનું આરાધન કરનારને ધર્મ માતાની જેમ પોષણ કરે છે, પિતાની જેમ રક્ષણ કરે છે, અને ભ્રાતાની જેમ સ્નેહ તથા મિત્રની જેમ [illegible] નથી

[illegible] property, [illegible]

the embodied soul like a mother, protects him like a father, loves him like a brother and consoles him like a friend; consequently it does not deserve to be disregarded.

स्वास्थ्यं च वृद्धिं प्रतिभां च कीर्तिं लब्ध्वा सुखस्यानुभवं करोषि ।
यस्य प्रभावेण तमेव धर्ममुपेक्षसे चेन्न करोषि साधु ॥ ५५ ॥

૫૫ સ્વાસ્થ્ય, ધન, બુદ્ધિ અને કીર્તિ એ બધું, જેના પ્રભાવે મેળવી સુખની મજા ભોગવી રહ્યો છે, તે જ ધર્મ તરફ બેદરકારી રાખવી શું ઠીક છે?

55. It is not proper if you disregard Dharma which has bestowed upon you health, wealth, intelligence and fame, and enabled you to enjoy happiness accruing therefrom.

इच्छन्ति आम्रस्य फलानि चेत् तत् संरक्षणं तस्य विधेयमेव ।
तथैव धर्मोऽप्यनुपालनीयः सुखेप्सुना तद्धि फलं तदीयम् ॥ ५६ ॥

૫૬ આંબાનાં ફળ (કેરી) ઇચ્છ હોય તો આંબાનું રક્ષણ કરવું જોઇએ, તેમ, સુખ પ્રાપ્ત કરવું હોય તો ધર્મનું પાલન કરવું જોઇએ, કેમકે સુખ એ ધર્મનું ફળ છે.

56. If mangoes are desired, the mango tree must be reared; in the same way if happiness is to be attained, it is necessary to perform Dharma, because happiness is the fruit of Dharma, without the observance of which the former is surely unattainable.

न बीज-वापेन विना फलं स्यात् सुखं न धर्माचरणं विना स्यात् ।
अतः स्फुटं निश्चयमीयुषोऽनुनिरन्तरं धर्मविधानतः स्यात् ॥ ५७ ॥

૫૭. બીજ વાવ્યા વગર ફળ ન હોય, તેમ, ધર્મના આચરણ વિના સુખ ન હોય. આ ઉપરથી એ સ્પષ્ટ છે કે, હમેશાં સુખી રહેવાની ઈચ્છાવાળાએ નિરંતર ધર્મપરાયણ રહેવું જોઈએ.

57. Fruit cannot be got if a seed is not sown; happiness cannot be obtained if Dharma is not performed. So, it is clear that he who wishes to be permanently happy should incessantly adhere to Dharma.

सुखस्य मूलं खलु धर्म एवच्छिन्ने च मूले क्व फलोपलम्भः ?
आरूढशाखाविनिकृन्तनं तद् विहाय धर्मं सुखसेवनं यत् ॥ ५८ ॥

૫૮. સુખનું મૂળ ધર્મ છે. મૂળ કપાતાં ફળપ્રાપ્તિ કેવી ? ધર્મને છોડ-દેઈને કે અવગણીને સુખ ભોગવવું એ ખરેખર જે શાખા પર બેસવું તે જ શાખાને કાપવા બરાબર છે.

58. Dharma is the root of happiness. If the root be cut off, you cannot reap the fruits. To be engrossed in mere sense-pleasures without caring for Dharma, is in itself equivalent to lopping off the branch, on which you are sitting.

वपुः परिध्वंसि विनश्वरी श्रीर्मृत्युः पुनः सन्निहितः सदैव ।
तस्मात् प्रमादं परिहाय धर्मे समुद्यतः स्यात् सततं सुमेधाः ॥ ५९ ॥

૫૯ શરીર નશ્વર છે, લક્ષ્મી વિનશ્વર છે, મૃત્યુ સદા પાસે જ છે; માટે સમજુ માણસે ધર્મના પાલનમાં પ્રમાદ ન કરતાં સતત ઉદ્યત રહેવું ઘટે

[illegible] death's reach is ever threa

tening; therefore a wise man should abandon sluggishness and should be devoted to Dharma.

मुह्यसे विलासे वपुषः सदैव पोषं तथाऽलङ्करणं विधाय ।
परं न तस्मै त्वमिहाऽऽगतोऽसि जानीहि कर्त्तव्यदिशं त्वदीयाम् ॥ ६० ॥

૬૦. શરીરને પોષી અને શણગારી હમેશાં તું વિલાસી જીવનમાં મસ્ત રહે છે, પણ તે માટે તું અહીં આવ્યો નથી. તારી કર્તવ્ય-દિશા સમજ!

60. You ever remain absorbed in the enjoyment of sense-pleasures by nourishing and embellishing your body; but you have not come here for that very purpose. Understand wherein your duty lies.

भुक्तानि भोज्यानि सुरोचकानि पीतानि पेयानि रसाद्भुतानि ।
यदा बहिस्तान् क्षिपते शरीरं कीदृग् दशा तेषु विभाव्यताम् ? ॥ ६१ ॥

૬૧. સુન્દર રોચક ભોજન ખાધાં હોય અને અદ્ભુત રસનાં પીણાં પીધાં હોય, પણ જ્યારે શરીર એને બહાર ફેંકે છે ત્યારે એમાં કેવી વિરૂપતા હોય છે!

61. Think about the foul transformations the objects undergo, when they are thrown out of the body—the very objects which were once enjoyed as palatable dishes and extra-ordinarily flavoured drinks.

स्वादवन्ति सन्तु मोदकानि सुस्वादूनि पुनः ओदन-भोजनानि ।
कुर्वन्ति नो कश्मलमत्र देह-कूपे मलनालमीलितभावाः ॥ ६२ ॥

૬૨. હમેશાં રસાયણ સેવો અને પૌષ્ટિક ભોજન કરો, તો પણ આ દેહ-કુંભનો જે ભસ્માવશેષ બનવાનો સ્વભાવ છે તે મટવાનો નથી.

62. Even though you may resort to medicinal compounds serving as elixir vitæ and take tonic foods: yet the physical [ jarlike ] frame can never be made to acquire immunity from destruction. ( So, strengthening the body should not be made the sole purpose of life. )

रोगैः प्रपूर्णं भविनां शरीरमन्तःस्थितेष्वेषु जनो मदान्धः ।
यदा बहिस्ते प्रकटीभवन्ति दीनाननः पश्यति दुःखमेव ॥ ६३ ॥

૬૩. દેહધારીનું શરીર રોગોથી ભરપૂર છે. એ રોગો અન્દર હોય ત્યાં સુધી માણસ મદાન્ધ થઈ ફરે છે; પણ જ્યારે તે ( રોગો ) બહાર આવે છે ત્યારે માણસ બાપડો દીન બની જાય છે અને સર્વત્ર દુઃખ જ જુએ છે.

63. The physical body of creatures is the repository of diseases. So long as they are hidden inside, one moves about blinded by intoxication or passion. When once they become manifest, the wretched person with his dejected look, sees nothing else but misery everywhere.

शरीरमोहं परिहाय चेतः-शुद्धौ प्रयत्नः सततं विधेयः ।
न देहशुद्धौ पुरुषार्थसिद्धिश्चित्ते तु शुद्धे पुरुषार्थसिद्धिः ॥ ६४ ॥

૬૪. શરીર-મોહ દૂર કરી ચિત્તની શુદ્ધિ માટે-સદા પ્રયત્નશીલ થવું જોઈએ. દેહશુદ્ધિથી પુરુષાર્થ-સિદ્ધિ પૂરી થતી નથી, પણ પુરુષાર્થસિદ્ધિ [illegible]

64. So disattach yourself from undue partiality for body and apply yourself unceasingly to the purification of mind. The fulfilment of manly effort consists in the purification of mind, and is not confined to that of body alone.

अन्यत्र मोक्षान्नहि वास्तवं शं देहश्च तत्साधनतां बिभर्ति।
असौ मुमुक्षोश्च शिवोपयोगी भवेद् बुभुक्षोश्च भवोपयोगी ॥ ६५ ॥

૬૫. મોક્ષ સિવાય અન્યત્ર વાસ્તવિક સુખ નથી, અને દેહ મોક્ષનું (પણ) સાધન છે, માટે મુમુક્ષુને એ મોક્ષ-સાધનમાં ઉપયોગી થાય છે, પરન્તુ બુભુક્ષુ ( ભોગાભિલાષી ) એનો સંસાર-વર્ધનમાં ઉપયોગ કરે છે.

65. There is no real (permanent) happiness in any other condition except in the final Emancipation (मोक्ष); and physical body is an instrument employed in the achievement thereof. To a person desirous of Emancipation, this body is helpful in facilitating his way to Moksha, while to a person merely desirous of worldly pleasures, it is helpful in perpetuating his Samsara [ the transmigratory cycle ].

येनैव देहेन विवेकहीनाः संसार-बीजं परिपोषयन्ति ।
तेनैव देहेन विवेकभाजः संसार-बीजं परिशोषयन्ति ॥ ६६ ॥

૬૬. જે શરીરવડે વિવેકહીન માણસો સંસારના બીજને પુષ્ટ કરે છે, તે જ શરીર વડે વિવેકશાલી સજ્જનો સંસારના બીજને સુકવી નાંખે છે.

66. The same body which, men, bereft of wisdom [discriminating powers] utilize for nourishing the seed of Samsara [births and deaths], serves for the wise as an instrument for drying and destroying it.

मिष्टान्न-भोगं कुरुतः समानं द्वौ मानुषावेकतरस्तु तत्र ।
बध्नाति कर्माणि निहन्ति चान्यो मोहे विवेके च विजृम्भमाणे ॥ ६७ ॥

૬૭. બે માણસો સમાન મિષ્ટાન્ન જમી રહ્યા છે, તેમાં એક મોહવશ હોઈ જમતાં જમતાં કર્મ બાંધે છે, જ્યારે બીજો વિવેકદૃષ્ટિના યોગે (આત્મકલ્યાણના સાધન તરીકે શરીરને સંભાળવાની દૃષ્ટિવાળો હોવાથી) કર્મને હણે છે.

67. While two persons are enjoying the same sweet dish, one of them as a result of ignorance and infatuation, accumulates Karmas, while the other with his wisdom, destroys them.

[One enjoys the dish for enjoyment's sake, while the other, to preserve the body as an instrument for achieving spiritual bliss.]

चेद् धावतो जीववधो न जातो जातः पुनः पश्यत एव यातः ।
तथापि हिंसा-फलमादिमे स्यान्मूढे, द्वितीये न धृतोपयोगे ॥ ६८ ॥

૬૮. કદાચ કોઈ દોડતા માણસથી જીવવિરાધના ન થઈ અને બીજા માણસથી બરાબર જોઈને ચાલવા છતાં જીવવિરાધના થઈ; છતાં હિંસાનો દોષ પહેલા ઉપયોગશૂન્ય માણસને લાગે, પણ બીજા ઉપયોગસમ્પન્ન માણસને ન લાગે.

68. Suppose that, in one case, no insect is killed while one is running inattentively or with his eyes shut, and that, in the other case, some insect is killed by another walking with proper attention or with his eyes open. The former, on account of his carelessness only, incurs the sin of Hinsā (though no insect is killed); while the latter, on account of his attentiveness, incurs none (even though an insect is actually physically killed).

सन्तुष्यति श्यामकमात्रतोऽपि ज्ञानी, तदन्यो न धनाञ्चितोऽपि ।
न भस्मपर्णादिवनेऽपि मुक्तिर्मूढस्य, बुद्धस्य गृहेऽपि मुक्तिः ॥ ६९ ॥

૬૯. જ્ઞાની શામો ( એક જાતનું ધાન્ય ) તેનાથી પણ સંતુષ્ટ રહે છે, જ્યારે અજ્ઞાની ધનના દરિયાથી પણ નથી ધરાતો. 'સસપર્ણ' આદિ વૃક્ષોવાળા જંગલમાં રહેવા છતાં, એવા જંગલમાં તપ તપવા છતાં અજ્ઞાનીની મુક્તિ થતી નથી, જ્યારે જ્ઞાની ઘરમાં રહ્યો થકો પણ મુક્તિ પ્રાપ્ત કરી શકે છે.

69. The enlightened one is satisfied even with Shyamaka (a kind of cheap food-grain), while the ignorant one is not satiated even with ocean-ful of wealth. The infatuated one can not be liberated even by residing, and practising austerities, in the forest of Saptaparna and other trees; while the seer, even residing at home, can get Emancipation.

अशुद्धमन्तःकरणं भवाय विशुद्धमन्तःकरणं शिवाय ।
निपातनं मानस-कल्मषाणां सर्वोत्कृष्टा पुरुषार्थभूमिः ॥ ७० ॥

૭૦. અશુદ્ધ અન્તઃકરણ ભવ-ભ્રમણ માટે છે અને વિશુદ્ધ અન્તઃકરણ કલ્યાણ અથવા મોક્ષ માટે છે. મનના મેલને કાપવો એ પુરુષાર્થનું મોટામાં મોટું ક્ષેત્ર છે, અર્થાત્ સહુથી મોટો પુરુષાર્થની દરકાર મનનો મેલ કાપવામાં પડે છે.

70. Mind if impure, tends to Samsara, and that if unsullied, leads to spiritual bliss. In reality, the annihilation of mental impurities is the most important subject for manly efforts.

रागं च रोषं च परत्र कुर्वन् वृथा जनो यापयति स्वजन्म ।
सुखं च शान्तिः परमार्थरूपा चित्तस्य साम्यं भजतो भवेताम् ॥ ७१ ॥

૭૧. માણસ બીજા પર રાગ ને રોષ કરતો રહી પોતાની જિન્દગીને વૃથા ગુમાવે છે. ચિત્તની સમવૃત્તિ જેણે પ્રાપ્ત કરી છે, તેને જ સાચું સુખ અને વાસ્તવિક શાન્તિ પ્રાપ્ત થાય છે.

71. A man of low intellect spends his life in vain by cherishing feelings of undue love for, and hatred, against others. Really speaking, true happiness and real peace are secured by him who has acquired equanimity of mind.

परोन्नतौ किं परिखिद्यसे त्वं पराहतौ किं वहसे प्रमोदम् ?
स्पृशन्ति नान्यं तव दुर्विकल्पास्त्वामेव बध्नन्ति तु कर्मपाशैः ॥ ७२ ॥

૭૨. બીજાની ઉન્નતિમાં તું ખિન્ન થાય છે અને બીજાની હાનિમાં ખુશ થાય છે એ શા માટે ? યાદ રાખ કે તારા દુષ્ટ વિકલ્પો બીજાને સ્પર્શતા નથી, પણ ઊલટું, તને જ કર્મના પાશોમાં જકડે છે.

72. Why do you envy the rise of others ? Why do you rejoice at their fall ? Your evil thoughts do not affect any one else, but on the contrary, they entrap you alone in the meshes of Karma.

दुश्चिन्तनं यत् क्रियते परस्य प्रतिध्वनिः स्वं समुपैति तस्य ।
आघाततोऽन्यत्र विधीयमानात् प्रत्याहतिः स्वं समुपस्थिता स्यात् ॥ ७३ ॥

૭૩. બીજાને માટે જે બુરું ચિંતવાય છે, તેની પ્રતિધ્વનિ પોતાની જ ઉપર પડે છે. માણસ બીજા પર આઘાત કરે છે, પણ તેનો પ્રત્યાઘાત તેને પોતાને જ લાગે છે.

73. Evil thoughts cherished against others redound on one's own self. Blow given to others has a reaction against one's own body " Action and reaction are equal and opposite. "

जागर्ति पुण्यं प्रबलं यदीयं प्रवर्धमानोदयभागधेयम् ।
तमन्यथाकर्तुमलं न कोऽपि सूर्ये रजः-क्षेपणतो भवेत् किम् ? ॥ ७४ ॥

૭૪. જેનું પ્રબલ પુણ્ય જાગતું છે તેના વધતા જતા ભાગ્યોદયને અન્યથા કરવા દુનિયામાં કોઇ સમર્થ નથી. પછી ઈર્ષ્યા શા માટે ? અને સૂર્ય તરફ ધૂળ ફેંકવાથી શું વળે ?

74. When one's merits fructify in full force, there is none to reverse the tide of one's increasing prosperity. What is to be achieved by throwing dust against the sun ?

ईर्ष्यन्ननिष्टं विदधत् परस्य स्वस्यैव हानिं कथमातनोषि ?
न क्वापि वैरं कुरु दुष्प्रयत्नैराधेहि वैरिण्यपि शान्तिमेव ॥ ७५ ॥

૭૫. મનમાં ઈર્ષ્યા રાખી બીજાનું અનિષ્ટ કરતો તું ખરેખર પોતાનું જ અનિષ્ટ કરી રહ્યો છે. કોઈનું બુરું કરી કોઈ સાથે વેર ન બાંધ. વૈરી તરફ પણ શાન્તિ રાખ.

75. Why do you harm yourself by doing harm to others out of jealousy ? Don't antagonize others by your wicked attempts. Be tranquill even towards those persons who bear hostility towards you.

दुःखं समुत्पादयिता परस्य स्वदुःख-बीजान्यभिवापतीति ।
परस्य कर्ता कुशल-प्रवृत्तिं क्षेमं स्वकीयं विदधात्युदर्कम् ॥ ७६ ॥

૭૬. બીજાને દુઃખ આપનાર પોતાને માટે ભાવી દુઃખનાં બીજ વાવે છે; અને બીજાનું ભલું કરનાર પોતાનું ભાવી ભલું બનાવે છે-સુખસમ્પન્ન અને કલ્યાણપૂર્ણ ઘડે છે.

76. He who injures others, sows the seeds of his future misery; and he who is devoted to doing good to others, makes his future good and blissful.

धर्मो महानस्ति परोपकारः परापकारो महदस्ति पापम् ।
विहाय धर्मं चरणं च पापे सुधापनोदश्च विषस्य पानम् ॥ ७७ ॥

૭૭. પરોપકાર એ મહાન્ ધર્મ છે અને પરાપકાર એ મહાન્ પાપ છે. ધર્મને છોડી પાપ આચરવું એ અમૃત મૂકી વિષ પીવા જેવું છે.

77. Beneficence towards others is, indeed, the great meritorious or religious duty [ Dharma ], while to do ill to others, is a great sin. Abandoning Dharma and committing sin is like discarding nectar and drinking poison.

अभ्युन्नतिश्चावनतिश्च यत् स्यात् पुण्यस्य पापस्य च जृम्भितं तत् ।
क्षीणे च पुण्येऽभ्युदयो व्यपैति तन्नश्वरे शर्मणि को विमोहः ? ॥ ७८ ॥

૭૮. દુનિયામાં 'ચડતી,' 'પડતી' એ પુણ્ય, પાપની રચના છે. પુણ્ય ખલાસ થતાં અભ્યુદયનો અન્ત આવે છે. પછી નાશવન્ત સુખ પર મોહ શો ?

78. Rise and fall result from merit and demerit respectively. When the stock of merit is exhausted, the star of prosperity sets. Then, why are you fascinated by momentary worldly happiness ?

ऐश्वर्यमालोक्य सुखं विचित्रं चित्रीयसे मुह्यसि वा कथं त्वम् ?
विजृम्भितः कर्म विपाक एष पापाय तुच्छस्य च पुण्य-भोगः ॥ ७९ ॥

૭૯. દુનિયામાં વિચિત્ર પ્રકારનાં ઐશ્વર્ય જોઈ તું કેમ તાજ્જુબ થાય છે? કેમ મોહ પામે છે? સમજ કે એ, કર્મનો નાશવન્ત વિપાક છે, અને પુણ્યનો ભોગવટો ભોગ-લુબ્ધ પ્રાણીને અધોગતિમાં પટકે છે.

79. Why are you wonder-struck and fascinated on seeing prosperity in its various forms in this world? It is all the momentary result of Karmas; and the enjoyment of worldly pleasures following the fructification of merit, degrades one who is passionately attached to them.

इन्द्राः सुराश्चक्रभृतो नरेन्द्रा महौजसः श्रीपतयः सुरूपाः ।
सर्वेऽपि कर्मप्रभवा भवन्ति को नश्वरे कर्म-फले विमोहः ? ॥ ८० ॥

૮૦. ઇન્દ્રો, દેવો, ચક્રવર્તીઓ, નરેન્દ્રો અને મહાન્ વીરો, ધનપતિઓ તથા સુન્દર રૂપમૂર્તિઓ એ બધા કર્મથી સર્જાયેલા છે. પછી કર્મનાં ફળ, જે વિનશ્વર છે, એમાં સુજ્ઞને મોહ શો?

80. Indras, gods, kings, paramount rulers and those possessing prowess, prosperity and beauty are all so because of the rise of their own Karmas. Then, why should a wise man blindly attach himself to the fruits of Karma which are transitory and do not subsist long.

सदा निरीक्षेत निजं चरित्रं शुद्धिं समागच्छति हीयते वा ।
हानिं च वृद्धिं च धनस्य पश्यन् मूढः स्ववृत्ते न दृशं करोति ॥ ८१ ॥

૮૧. હમેશાં મનુષ્યે પોતાના વર્તન ઉપર ધ્યાન આપવું જોઇએ કે તે સુધરતું જાય છે કે બગડતું જાય છે. માણસ પોતાના ધનની હાનિ-વૃદ્ધિ પર ધ્યાન રાખે છે પણ પોતાના ચારિત્રની (વર્તનની) શી દશા છે તે તરફ ધ્યાન આપતો નથી. કેવી મૂઢતા!

81. One should always introspect and examine whether one gets purified or becomes defiled. The ignorant persons mainly interested in acquisition and loss of wealth, do not examine the trend which their character takes.

करोषि दृष्टिं न गुणे परस्य दोषान् ग्रहीतुं तु सदाऽसि सज्जः ।
युक्तं न ते शूकरवद् पुरीषे परस्य दोषे रमणं विधातुम् ॥ ८२ ॥

૮૨. બીજાના ગુણુ પર તારી દૃષ્ટિ જતી નથી, પણ બીજાના દોષો ગ્રહવું કરવામાં તું હમેશાં તૈયાર રહે છે. જેમ ભુંડને અશુચિમાં મજા પડે છે. તેમ તને બીજાના દોષોમાં-બીજાના દોષોને ખેળવામાં આનન્દ પડે છે આ સારું કહેવાય ?

82. Without appreciating the virtues of others, you are always ready to find faults in them. You take delight in the faults of others just as a hog does in filth; but such a course of life is quite unbecoming.

दोषानुबद्धः सकलोऽपि लोको निर्दूषणस्त्वस्ति स वीतरागः ।
न किं पुनः पश्यसि दह्यमानमहो ! स्वयोरेव पदोरधस्तात् ? ॥ ८३ ॥

૮૩. દોષયુક્ત આખું જગત્ છે. નિર્દોષ તો એક માત્ર વીતરાગ પરમાત્મા છે. પણ તું તારા પોતાના જ પગ નીચે બળતું કેમ જોતો નથી ? (તારું પોતાનું કેવું સુધારવાનું છે એ કેમ જોતો નથી ?)

83. No human being is ordinarily free from faults; only the Paramatman is faultless. So do not be blind to what is [illegible]

वृथान्यचिन्तां कथमातनोषि ? वृथान्यकार्ये किमुपस्थितः स्याः ?
किं धूम-पुञ्जं यतसे ग्रहीतुं विकल्पजालं मनसि प्रतन्वन् ? ॥ ८४ ॥

८४. નકામો શા માટે પારકી ચિન્તા લઈ કરે છે ? વ્યર્થ પારકી પંચાતમાં કેમ પડે છે ? મનની અન્દર વિકલ્પજાળ રચી ધૂમાડાના બાચકા ભરવા જેવું શું કામ કરે છે ?

84. Why do you fruitlessly trouble yourself in anxious thoughts about others in no way connected with you ? Why do you uselessly interfere with matters which do not concern you ! You try [ as it were ] to accumulate volumes of smoke, as you indulge in incoherent, useless thoughts !

अपाचिकीर्षुर्यदि दुःखयोगमपाकुरु स्वं चरिताविलत्वम् ।
सुखश्रियं वाञ्छसि वास्तवीं चेत् सदा सदाचारपरायणः स्याः ॥ ८५ ॥

८५. દુઃખના સંયોગને ખસેડવા ચાહતો હોય તો દુશ્ચરણ મૂકી દે. સાચું સુખ મેળવવું હોય તો સદા સદાચરણ-પરાયણ બન.

85. If you want to ward off misery, remove impurities of character. If you wish to be endowed with excellent happiness, keep your conduct always good.

अपामितुं दुष्प्रकृतिं गुणानामभ्यासहेतोश्च मनोग्रहिम्ना ।
आवश्यकत्वं स्व-नियन्त्रणस्य यथोचितस्य प्रवदन्ति विज्ञाः ॥ ८६ ॥

८६. પોતાની બુરી ટેવને કાઢવા અને સદ્ગુણોનો અભ્યાસ કરવા માટે દૃઢ મનથી પોતાની જાતને યથોચિત કાબૂમાં રાખવી એ જરૂરનું છે એમ વિજ્ઞ લોકો વદે છે.

86. It is highly necessary for a person who wishes to achieve self-good, to properly regulate himself with determination, in order to dispel bad habits and to practise virtues.

सुखस्य दुःखस्य न कोऽपि दाता जीवः समुत्पादयति स्वयं तत् ।
दुःखं समाहूय च दूयतेऽज्ञोऽनामन्त्रितं नह्युपतिष्ठते तत् ॥ ८७ ॥

૮૭. સુખ, દુઃખ આપનાર બીજું કોઈ નથી. જીવ પોતે તે પેદા કરે છે. દુઃખને બોલાવીને પછી અજ્ઞાની પ્રાણી દુઃખી થાય છે. કેમકે આમન્ત્રણ વગર દુઃખ પણ ક્યાં આવે છે ?

87. No outside agency is the giver of happiness or misery to an individual. It is the individual himself that brings on either of them. He in his ignorance invites misery (through immoral conduct) and then becomes distressed. Misery never comes uninvited.

सुखं च दुःखं च शरीरिपृष्ठे लग्ने यथाकर्मविपाकयोगम् ।
मत्तो न तु स्यादुदये सुखस्य न व्याकुलो दुःख उपागते च ॥ ८८ ॥

૮૮ કર્મવિપાકના પરિણામ મુજબ સુખ, દુઃખ પ્રાણીની પાછળ લાગેલાં છે. પણ સુખનો ઉદય થતાં મત્ત, ઉન્મત્ત ન થઈએ, અને દુઃખ આવતાં વ્યાકુલ ન થઈએ. [દુર્ધ્યાનથી અશુભ કર્મ બંધાય. ઉપસ્થિત કષ્ટને નિવારવા યોગ્ય ઉપાય જરૂર લેવા; પણ ભોગવવું પડે ત્યાં સુધી સમતાથી ભોગવવું.]

88. Happiness and misery pursue human beings owing and according to the fructification of varying kinds of their Karmas. So

one should not be infatuated with pride at the attainment of prosperity; nor should his mind be agitated at the approach of calamity.

निशाविरामे दिवसः समेति दिनावसाने च निशोपयाति ।
एवम्प्रकारं सुख-दुःख-चक्रं विज्ञाय सुज्ञो न भवेदधीरः ॥ ८९ ॥

૮૯ રાત્રિનો વિરામ થતાં દિવસ ઊગે છે અને દિવસ અસ્ત થતાં રાત પડે છે, આ પ્રમાણે જગતમાં સુખ-દુઃખનું ચક્ર ચાલ્યા કરે છે. આમ સમજી સમજુ માણસ અધીરો ન થાય ( સંકટ કે મુશ્કેલીના વખતે ધીરજને ધારણ કરી રાખે ).

89. When the night ceases, the day breaks and when the day closes, the night falls; in the same way a wise man knowing [the revolutionary turns of] the wheel of happiness and misery in this world, should never lose his mental balance.

निष्कोऽनले प्रोज्ज्वलितो यथा स्यात् तथा महात्माऽपि विपत्प्रसङ्गे ।
दुःखप्रसङ्गः खलु सत्त्व-हेम्नः परीक्षणे स्यात् कषपट्टिकेव ॥ ९० ॥

૯૦ અગ્નિના તાપમાં સુવર્ણ જેમ શુદ્ધ થાય છે તેમ ઉજ્જ્વલ મહાશય દુઃખના સમયે સમભાવ અને મહાનુભાવતાને ધારણ કરતો વિશેષ ઉજ્જ્વલ બને છે. દુઃખ-પ્રસંગ સત્ત્વરૂપ સુવર્ણની પરીક્ષા કરવામાં કસોટી જેવો છે.

90. As gold attains purity in fire, so also the high-souled one in calamity. Truly the advent of calamity is a touch-stone for ascertaining the true worth of character whether it is golden or gilded.

प्रबुद्धतत्त्वः परमार्थ-भूमिं स्वरूपलाभे सततं प्रवर्त्ते ।
स्वरूपलाभे सति नास्ति किञ्चित् प्राप्तव्यमित्यात्मसुखः सदा स्यात् ॥९१॥

૯૧ જેણે પરમાર્થભૂમિ ( ઉચ્ચ આદર્શભૂમિ ) નો: સારો ખ્યાલ મેળવ્યો છે તેઓ સ્વરૂપ-લાભની દિશામાં હમેશાં પ્રયત્નશીલ રહે છે. એ લાભ પ્રાપ્ત થતાં કંઈ પણ બીજું પ્રાપ્ત કરવાનું રહેતું નથી. અતઃ આત્માભિમુખ બનવાનું પોતાનું કલ્યાણરૂપ ધ્યેય કલ્યાણાભિલાષીએ ધ્યાનમાં રાખવું ઘટે.

91. Those who have firmly fixed their highest ideal, unceasingly strive for self-realization. Self-realization leaves nothing else to be attained. So one should direct one's attention to self-realization.

अयं जनो मातृमुखः शिशुत्वे बाल्यकाले तरुणीमुखश्च ।
जराऽऽगमे पुत्रमुखः पुनः स्याद् विमूढधीरात्ममुखस्तु न स्यात् ॥९२॥

૯૨ આ માણસ બાળપણમાં સ્વાભાવિક રીતે માતાની તરફ મોં કરી બેસે છે, યૌવન-વનમાં પ્રવેશ કરતાં સ્ત્રી તરફ મ્હોં ફેરવે છે અને વૃદ્ધાવસ્થામાં પુત્ર સામું મોઢું કરે છે, પણ મૂઢમતિ કદી આત્મા તરફ મુખ કરતો નથી.

92. This human being ( naturally ) has a leaning towards his mother in his infancy; towards his young wife in his youth; towards his sons again in old age; but a fool as he is he has never any leaning towards Self.

आदौ भवेच्छूकरवत् पुरीषे ततः पुनर्मन्मथ-गर्दभः स्यात् ।
जरद्गवः स्याज्जरसः प्रहारे भवेन्मनुष्यो न पुनर्मनुष्यः ॥ ९३ ॥

૯૩ આ માણસ પ્રથમ તો (બાળપણમાં) અશુચિમાં ભૂંડની જેમ આળોટતો હોય છે. પછી (જુવાની આવતાં) કામચેષ્ટામાં ગધેડા જેવો બને છે; અને એ પછી ઘડપણમાં એની વૃદ્ધ બળદ જેવી હાલત થાય છે. આમ

માણસ આખી જિન્દગી પશુજીવન જેવું જીવે છે, પણ મનુષ્ય મનુષ્ય (માણસ માણસ) બનતો નથી!

93 This human being [in infancy] is rolling in filth like a hog; afterwards [in youth] he is swayed by passions like an ass; and after that he resembles an old ox, when overtaken by old age; but he never behaves or acts like a real human being in his whole life.

लाभार्थमाध्यात्मिक-जीवनस्य देवा अपीप्सन्ति मनुष्य-जन्म ।
तदेव किं त्वं मलिनीकरोषि प्रमाद-पङ्के ? हृदि चेत ! किञ्चित् ॥ ९४ ॥

૯૪ આધ્યાત્મિક જીવનના લાભ માટે સ્વર્ગના દેવો પણ મનુષ્ય-જન્મની પ્રાપ્તિ ઇચ્છે છે. તે જ મનુષ્ય-જન્મને તું પ્રમાદરૂપ કાદવમાં કેમ રગદોળી રહ્યો છે? હૃદયમાં જરા વિચાર કર.

94 Even gods long for human birth in order to obtain spiritual elevation, then why do you defile the same with the mud of negligence ? Give some thought to this matter in your mind. ( Human life is an invaluable life, so it should be properly made use of.)

सदैहिकं साधयितुं परोऽसि परन्तु किञ्चित् सहगामि नास्ति ।
यद्यस्ति किञ्चित् त्वयि बुद्धितत्त्वं विचिन्तय स्थैर्यत आत्मनीनम् ॥ ९५ ॥

૯૫ હમેશાં આ જિન્દગીના ભોગો મેળવવાની મહેનતમાં તું લાગ્યો રહે છે; પણ નક્કી સમજ કે કંઈ પણ સાથે આવનાર નથી. તારામાં જો કંઈ બુદ્ધિતત્ત્વ હોય તો આત્માને હિતકારક માર્ગનો સ્થિર ચિત્તે વિચાર કર!

95 You always remain engaged in achieving merely worldly

objects; but nothing worldly will accompany you. If you have an iota of intelligence, think steadily of what line of conduct is beneficial to the Soul.

जीर्णा जरा किं मरणं मृतं किं रोगा हताः किं युवता स्थिरा किम् ?
किं सम्पदो निश्चितनित्ययोगा यन्निर्विशङ्को विषयानुषङ्गः ? ॥ ९६ ॥

૯૬ શું જરા જીર્ણ થઈ ગઈ છે, મરણ મરી ગયું છે, રોગો હણાઈ ગયા છે; યૌવન સ્થિર થયું છે અને શું લક્ષ્મીએ શાશ્વત સમ્બન્ધ રાખવાનો નિર્ધાર કર્યો છે, કે વિષયભોગમાં નિઃશંક મંડ્યો રહે છે?

96 Has old age lost its sting? Is death gone from this world? Are diseases rendered impotent? Is youth made everlasting? Will prosperity be permanent? If not, then why have you completely abandoned yourself to worldly pleasures and felt quite secure?

यद्विन्द्रियत्वे मनसः स्फुरत्त्वे स्वस्थे च देहे पुरुषार्थ–सिद्धौ ।
यतस्व, वार्धक्य उपागते तु किञ्चिन्न कर्तुं प्रभविष्यसि त्वम् ॥ ९७ ॥

૯૭ જ્યાં સુધી ઇન્દ્રિયો કાર્યક્ષમ છે, મન સ્ફૂર્તિશાલી છે અને શરીર સ્વસ્થ છે, ત્યાં સુધીમાં પુરુષાર્થ સાધવા પ્રયત્ન કરી લે! પછી વૃદ્ધાવસ્થા આવતાં કંઈ કરી શકીશ નહિ.

97 So long as the senses can work, so long as the mind is active and so long as the body is sound, try to realize the ideal of life. In old age you will not be able to do anything.

कर्मोद्भवं नाटकमेतदस्ति क्षणाद् विलीनं शरदभ्रवत् स्यात् ।
सुस्पष्टवैरस्य इह प्रपञ्चे न बुद्धिमान् मोहवशम्वदः स्यात् ॥ ९८ ॥

૯૮ આ કર્મે સર્જેલું નાટક છે-શરદનાં વાદળની જેમ ક્ષણવારમાં વીખરાઈ જનારૂં, સ્પષ્ટ વિરસ એવા આ દુન્યવી પ્રપંચમાં બુદ્ધિમાન્ માણુસ મોહવશ ન થાય.

98 This whole phenomenal world is a drama in which karmas control the parts played by actors. The whole panorama will disperse in a moment like a cloud in the autumn. So a wise man should not allow himself to be deluded by the phenonmenal expansion which is clearly uninteresting.

क्षुत्क्षामकुक्षिः क्षितिपोऽपि भिक्षु रोगैर्महौजा अपि जर्जरः स्यात् ।
अधः पतेद् दारुणमुन्नतोऽपि विनश्वरोऽयं भवभूतियोगः ॥ ९९ ॥

૯૯ રાજાને પણ (દશા ફરે છે ત્યારે) પોતાની ક્ષુધાક્ષામ (ભૂખથી દુર્બળ) કુક્ષિનો ખાડો પૂરવા ભિક્ષા સારુ રખડવું પડે છે અને મહાન્ બલવાન્ માણુસ પણ રોગોથી જર્જરદેહ બની જાય છે; ઉન્નત દશાએ પહોંચેલાનું પણ ઘોર અધઃપતન થાય છે. ખરેખર આ સઘળી ભૌતિક સમ્પત્તિના સમ્બન્ધો વિનશ્વર છે.

99 When circumstances change even a king becomes a pauper with belly emaciated with hunger, even the strong one decays with diseases and even the exalted man is bitterly reduced to degradation. The worldly greatness or grandeur is indeed perishable.

सुखाभिलाषेण मनोभवाग्निज्वालासु चण्डासु परिक्षिपन्ति ।
मोहान्ध-चित्ताः शलभा इव स्वं परन्तु सोष्णाश्रु रुदन्ति पश्चात् ॥ १०० ॥

૧૦૦ કામાન્ધ માણુસો સુખની ઈચ્છાથી કામભોગની પ્રચંડ આગમાં પતંગીયાંની જેમ પોતાને ફેંકે છે; પરન્તુ પરિણામે તેમને ઉન્હાં ઉન્હાં આંસુ સારતા રોવાનો વખત આવે છે.

100 With a view to material happiness men like moths, through blindness induced by infatuation, cast themselves in the blazing flames of the fire of sense-enjoyments and passions, but eventually they have to repent and shed hot tears.

भवेन्मतिश्चेद् विषयानुषक्त्या शमं समायास्यति काम-तर्षः ।
तदेवदज्ञानविजृम्भितत्वं घृतेन हव्याश इवैधते हि ॥ १०१ ॥

૧૦૧ વિષયાનુષંગથી કામતૃષ્ણા શાન્ત પડશે એમ જો કોઈ માનતો હોય તો તે ભૂલભરેલું છે. કેમકે એ રીતે તો એ શાન્ત પડવાને બદલે વધે જાય છે-ઘીની આહુતિથી અગ્નિ વધે તેમ

101 If you believe that passions will subside with indulgence in sensual pleasures, then such belief of yours is due to ignorance; on the contrary, the effect is quite the reverse, because passions are greatly excited by enjoyment as fire is inflamed the more by purified butter (Ghee) being poured into it.

प्रतिष्ठिता यत्र शरीरशक्तिर्विधिष्ठितो यत्र धियो विकासः ।
ओजस्वितं यत्र सुरूप-तेजो मोहान्धतो हन्ति तदेव वीर्यम् ! ॥ १०२ ॥

૧૦૨ જેની સુંદર શરીરનું ગઠન સમ થયું છે, જેના પર બુદ્ધિ-વિકાસનો પ્રભાવ છે અને જે [illegible] સુંદર તથા તેજસ્વી બને છે, તે જ વીર્યને મોહાન્ધ બની [illegible] છે.

102 By yielding to illusory attachment one destroys one's vitality [elixir fluid] which is the source of bodily strength and which develops intellectual powers and charming loveliness.

वैराग्यपीयूषरसेन धौतमप्याशु चेतो मलिनं पुनः स्यात् ।
विकार-हेतौ निकटं प्रयाते, आत्मा स्वयं हन्ति हि दुर्बलः स्वम् ॥ १०३ ॥

૧૦૩ વૈરાગ્યરૂપ અમૃતરસથી ધોવાયેલું મન પણ વિકારનું સાધન પાસે આવતાં ફરી પાછું એકદમ મલિન થઇ જાય છે. આ માનસિક નિર્બલતા છે. ખરેખર નિર્બળ આત્મા પોતે જ પોતાને હણે છે.

103 At the approach of temptations, the mind, even though purified with the nectar of renunciation, becomes at once defiled again. Indeed, the soul, if feeble, degrades itself.

यथा मनःसारथिरिन्द्रियाश्वान् युङ्क्ते तथा ते विषयेषु यान्ति ।
क्षिपन्ति दुष्टेषु च तत्र जीवमतोऽधिकः कः परतन्त्रभावः ? ॥ १०४ ॥

૧૦૪ મનરૂપ સારથિ ઇન્દ્રિયરૂપ ઘોડાઓને જેમ પ્રેરે છે તેમ તે ઘોડાઓ વિષયોમાં જાય છે અને જ્યારે તેઓ જીવને બુરા વિષયોમાં પટકે છે ત્યારે એથી વધુ પરાધીનતા બીજી કઇ ?

104 The horse-like senses proceed to those regions [objects] to which the charioteer-mind leads them, and they cast down the ignorant soul into evil regions. Can there be any greater dependence (servitude) than this?

जगत्त्रयीशासनशक्तितोऽपि मनोवशीकार-बलं प्रधानम् ।
विकार-हेतौ सति विक्रियन्ते न ये त एव प्रमवो यथार्थाः ॥ १०५ ॥

૧૦૫ ત્રણ જગતનું શાસન કરવાના બળ કરતાં પણ મનને વશ કરવાનું બળ ચઢી જાય છે. ( વિશ્વ-શાસન કરતાં મનઃશાસનનું બળ મોટું છે. ) વિકાર-હેતુની ઉપસ્થિતિમાં પણ જેઓ વિકૃત થતા નથી, તેઓ જ સાચા વીર છે.

105 The strength or power requisite for curbing the mind is of a much superior kind to that required in ruling the three worlds. He is truly great who remains unaffected by seductive passions even in the midst of impellent immoral forces.

ध्येयस्थिरं संविकसद्विवेकमखण्डधैर्यं विषयाद् विरक्तम् ।
आत्मार्थचिन्तानिरतं मनश्चेत् किं तस्य कुर्यान्मदनः शिखण्डी ? ॥ १०६ ॥

૧૦૬ મન ધ્યેય પર સ્થિર હોય, વિવેકથી સુવિકસિત હોય, અખંડ ધૈર્ય-સમ્પન્ન હોય, વિષયવિરક્ત હોય અને આત્મભાવનામાં નિરત હોય તો ક્લીબ ( નપુંસક ) કામ તેને શું કરવાનો હતો ?

106. If an individual possesses a mind that is steady and fixed on the ideal, endowed with the power of discrimination, possessed of unbroken courage, averse to sensual pleasures and absorbed in the contemplation of self, cupid is powerless before such mind.

स एव धीरो बलवान् स एव स एव विद्वान् स पुनर्महात्मा ।
येनेन्द्रियाणामुपरि स्वसत्ता विस्तारिता मानसनिर्जयेन ॥ १०७ ॥

૧૦૭ તે જ ધીર છે, તે જ બલવાન્ છે. તે જ વિદ્વાન્ છે અને તે જ મુનિ મહાત્મા છે, કે જેણે પોતાના મનને કાબૂમાં કરી પોતાની ઇન્દ્રિયો ઉપર પોતાની સત્તા જમાવી છે.

miseries. It is for this reason that the wise, knowing this Samsara to be a dreadful forest of calamities proceeding from poison-like passions, give up all illusory associations and absorb themselves in the realization of Self.

पूर्णानन्दस्स्वभावः परमविभुरयं शुद्धचैतन्य आत्मा
सर्वोद्भासिप्रकाशोऽहह तदपि जडैः कर्मभिः संविलग्य ।
म्लानिं नीतो नितान्तं तदथ विमलतां नेतुमेनं यतध्वं
प्रागुक्तं चात्र भूयः स्मरत दृढतया कर्मभूमिः स मोहः ॥११०॥

૧૧૦ પૂર્ણ આનન્દસ્વભાવ, અનન્ત શક્તિશાલી અને સર્વપ્રકાશક-જ્યોતિઃસ્વરૂપ એવા શુદ્ધચૈતન્યમય આત્માને પણ જડ કર્મોએ વળગીને અત્યન્ત મલિન હાલતમાં મૂકી દીધો છે, અત્યન્ત અધોગતિમાં નાંખી દીધો છે. હવે એને પાછો નિર્મળ સ્થિતિમાં લાવવા માટે પ્રયત્ન કરવો જોઇએ. અને આગળ કહેવાયું છે તેમ, કર્મની ભૂમિ એકમાત્ર મોહ છે એ વાતને સ્મરણમાં રાખવી જોઇએ.

110 The soul is by nature full of bliss, pre-eminently powerful, pure consciousness, an illuminator of all the universe; but alas! such a divine soul is completely defiled by stupefying (lifeless) Karmas; so, now you should try hard to invest it with its purity. Firmly remember that delusion born of Ignorance alone is the root-cause of Karma.

कृत्वा स्वस्थं हृदय-कमलं मुक्तबाह्यप्रसङ्गं
शान्त्यारामे समुपविशतोद्धर्तुमात्मानमुच्चैः ।
मन्त्रं हंहो ! कुरुत सुधियोऽनादितः पाशबद्धं
कः स्यात् स्वात्मोपरि हतदयो मूढधीशेखरोऽपि ? ॥१११॥

૧૧૧ સુજ્ઞો ! બહારના (દુન્યવી) પ્રસંગો મૂકી, હૃદય-કમલને સ્વસ્થ બનાવી શાન્તિના બગીચામાં ઉપવિષ્ટ થાઓ ! અને અનાદિપાશબદ્ધ આત્માના

ઉદ્ધાર માટે વિચાર કરો. સમજો કે કોઇ પોતાના ઉપર નિર્દય હોય ખરો? મૂઢમાં મૂઢ પણ એવો ન હોય.

111. Oh, wise persons, make your lotus-like heart self-abiding by extricating it from contact with external matters, and then, encamping in the garden of peaceful quietude, think out for yourself the problem of emancipation of Soul ensnared in the meshes of Karmas from time without beginning. What prince of fools even, would ever be cruel or merciless towards his own Soul?

इत्येवं गृहिणोऽपि चेतसि सदा सद्भावनाजल्पनाद्
अध्यात्मं रचयन्ति चारुचरितास्तत्त्वप्रबोधोज्ज्वलाः ।
एतेनैव पथा च तेऽपि भवतो मुच्यन्त एवासुखाद्,
इत्येवं परिभावितः परिमितोऽध्यात्मोपदेशो मृदुः ॥ ११२ ॥

૧૧૨ આ પ્રમાણે, સદાચરણસમ્પન્ન અને તત્ત્વજ્ઞ એવા ગૃહસ્થો પણ સદ્ભાવનાના નિત્ય પરિશીલનથી પોતાના ચિત્ત પર અધ્યાત્મની રચના કરી શકે છે, અને આ જ માર્ગે તેઓ પણ દુઃખપૂર્ણ સંસાર-ચક્રથી છૂટી શકે છે.

આમ, અધ્યાત્મનો પરિમિત અને સુગમ ઉપદેશ આ પ્રથમ પ્રકરણમાં થયો.

112. Thus, even householders, endowed with good knowledge and conduct, can impress the picture of Adhyātma (spiritual wisdom) on their hearts, by constantly resorting to elevating thoughts, and thus, by such means even they become liberated from this painful Samsāra.

Here ends the first chapter containing brief and easy instruction regarding Adhyatma (Spiritual knowledge).

इति अध्यात्मतत्त्वालोके
प्रबोधनं नाम प्रथम-प्रकरणम् ।

प्रकरणम्–२

# 'पूर्व–सेवा'

[ श्लोक-संख्या ४४ ]

योगाधिरोहो नहि दुष्करमेव किं दुष्करं तर्हि जगत्त्रयेऽपि ?
योगस्य भूमीमधिरोढुमाद्यः किमप्युपायः परिभाव्यतेऽयम् ॥ १ ॥

૧ યોગ-પથ પર આરોહણ કરવું જો દુષ્કર ન હોય તો ત્રણ જગત્માં કંઈયે દુષ્કર નથી. યોગની ભૂમિ પર આરોહણ કરવા માટે આ પ્રાથમિક ઉપાય ટૂંકમાં બતાવવામાં આવે છે.

1. Nothing in the three worlds is difficult, if the practice of Yoga be not so. Below is briefly described the preliminary means of achieving this task. [ Yoga means concentration of the mind on the Supreme Being or the real intrinsic nature of the Soul. ]

भक्तिर्गुरूणां परमात्मनश्चाऽऽचारस्य शुद्धिस्तपसि प्रवृत्तिः ।
निःश्रेयसे द्वेषविवर्जितत्वमियं मताऽस्मदर्हेव 'पूर्वसेवा' ॥ २ ॥

૨ ગુરુભક્તિ, ભગવદ્-ઉપાસના, આચારશુદ્ધિ, તપ, અને મોક્ષ વિષે અદ્વેષ વૃત્તિ એ બધી બાબતો 'પૂર્વસેવા' ના નામથી બતાવવામાં આવી છે— (હરિભદ્ર સૂ.જીના 'યોગબિન્દુ' ગ્રન્થમાં).

2. The f[illegible] what is termed by Haribhadra in Adhyātma [illegible] Pre[illegible] [illegible]

पिता च माता च कलागुरुश्च तज्ज्ञातयो ज्ञानविवेकवृद्धाः ।
धर्मप्रकाशप्रवणाश्च सन्तः सतां मतः श्रीगुरुवर्ग एषः ॥ ३ ॥

૩ પિતા, માતા, વિદ્યાગુરુ અને જ્ઞાનવિવેકવૃદ્ધ એવા જ્ઞાતિજનો તથા ધર્મપ્રકાશક સાધુજનો એ બધા ગુરુવર્ગમાં ગણાયા છે.

3. Father, mother, teachers, elders in one's castes advanced in knowledge and discrimination, and saints throwing abundant light on Dharma by their preaching:–these constitute the class of elders [ Guru-Varga ].

कर्तव्य एतस्य सदा प्रणामश्चित्तेऽप्यमुष्मिन् बहुमान एव ।
पुरोऽस्य सम्यग् विनयप्रवृत्तिरवर्णवादस्य निरोधनं च ॥ ४ ॥

૪ આ ગુરુવર્ગને સદા નમન કરવું, એમને માટે ચિત્તમાં બહુમાન રાખવું, એમની સમક્ષ ઉચિત વિનયાચરણ રાખવું. તેમ જ એમના વિષેના અવર્ણવાદ ન સાંભળવા.

4. These elders should always be bowed to with humility, feelings of respect for them should be cherished in heart; courteous behaviour should be adopted with respect to them and in their presence; and blasphemous talk, if carried on regarding them, should not be listened to.

आराध्यपादः प्रथमोऽस्ति पित्रोर्विमानयंस्तौ लघुधीर्बुधोऽपि ।
आराधयेद् धर्मगुरु-क्रमौ किं नाबद्धमूलस्तरुरेधते हि ॥ ५ ॥

૫ સહુથી પ્રથમ આરાધ્ય સ્થાન માતાપિતાનું છે. તે પંડિત માણસ પણ મન્દમતિ છે કે જે તેમની સાથે અનાદરપણે વર્તે છે. એવો માણસ ધર્મગુરુની ભક્તિ પણ શું કરશે? જેનું મૂળ મજબૂત નથી તે વૃક્ષ શું વધવાનું હતું?

5. Parents occupy the foremost place among elders worthy of adoration. A man, though learned, is unwise if he disrespects them. Can such a man be able to propitiate his religious preceptors and earn their favour! A tree which has not taken deep root, is sure to remain stunted.

महोपकारौ पितरौ प्रसिद्धौ कर्त्तव्यमाद्यं हि तयोरुपास्तिः ।
ते मोहिनोऽन्याय्यममू प्रपीड्य ये धर्मकर्माऽऽचरितुं यतन्ते ॥ ६ ॥

૬ માતા-પિતા મહાન્ ઉપકારી તરીકે પ્રસિદ્ધ છે. તેમની ભક્તિ એ પ્રથમ કર્તવ્ય છે. તે માણસો મોહાકુળ છે કે જેઓ તેમને ખોટી રીતે સન્તાપમાં બળતાં મૂકી ધાર્મિક કર્મ કરવા તૈયાર થાય છે.

6. Parents are known as great benefactors [ to whom all must feel deeply indebted ]. To serve them with respect is the first duty. Those persons are ignorant and misguided who wish to go to perform so-called religious practices, leaving their parents in undeserved torments without justification.

वृद्धस्य सेवा गुरुलोकसेवा ग्लानस्य सेवा पुनरार्त्तसेवा ।
संसाधनं जीवन-मंगलस्य सेवाप्रधानो हि मनुष्य-धर्मः ॥ ७ ॥

૭ વૃદ્ધની સેવા, વડીલોની સેવા, ગુરુઓની સેવા, ગ્લાનની સેવા અને દુઃખીની સેવા એ કલ્યાણપ્રાપ્તિની ઉત્તમ સાધના છે. મનુષ્યધર્મ ખરેખર સેવા-પ્રધાન છે, અર્થાત્ મનુષ્ય ધર્મની સાધનામાં સેવા મુખ્ય સ્થાન છે.

7. Service to the aged, to the elders, to the diseased and to the distressed is the best instrument of making life auspicious. Service is indeed the principal among the duties of man.

अपक्षपाताः शुचितत्त्वबोधा महाव्रतेषु स्थिरतां दधानाः ।
असङ्गिनः शान्त-गभीर-धीरा धर्मोपदेशा गुरवो विरक्ताः ॥ ८ ॥

૮ જેઓ પક્ષપાતરહિત છે, જેઓ શુદ્ધ તત્ત્વજ્ઞાનથી વિભૂષિત છે, જેઓ મહાવ્રતોની સાધનામાં અખંડ જાગરૂક છે અને જેઓ શાન્ત, ગમ્ભીર, ધીર તેમ જ સંગવિમુક્ત છે એવા શુદ્ધ ધર્મોપદેશક વિરક્ત સન્તો ગુરુ છે.

8. The religious preceptors [Gurus] are they who are impartial, who know the essence of true knowledge, who are firm in the observance of great vows [Mahavratas], who have renounced attachment to worldly things (संसार) and who being tranquil, solemn and patient, ably preach pure religious principles.

तथाविधाः श्रीगुरवो भवाब्धौ स्वयं तरीतुं न परं यतन्ते ।
उद्धर्तुमन्यानपि देहभाजः, परोपकाराय सतां हि यत्नः ॥ ९ ॥

૯ એવા ગુરુઓ ભવ-સમુદ્રમાં કેવળ પોતે જ તરવાનો પ્રયત્ન કરે છે એમ નથી, પણ બીજાઓનો ઉદ્ધાર કરવામાં પણ યત્નવાન્ હોય છે. સજ્જનો સ્વભાવતઃ પરોપકાર-પરાયણ હોય છે.

9. Not only do such teachers try to cross the world-ocean, but also try to help others to cross it. Truly the good always work for the benefit of others.

न यत्र रागादिकदोषलेशो ज्ञानं च यत्राखिलतत्त्वभासि ।
स पूर्णशुद्धो भगवान् परात्मा सतां मतो ' देव ' पदाभिधेयः ॥ १० ॥

૧૦ જે રાગદ્વેષાદિ સર્વ દોષોથી વિમુક્ત છે અને જેનું જ્ઞાન સકલતત્ત્વપ્રકાશક છે એવો પૂર્ણ શુદ્ધ પરમાત્મા 'દેવ' કહેવાય છે.

10. The entirely pure Supreme Soul who is free from all faults such as attachment etc. and whose Knowledge is all-illumining is called God (परमात्मा).

रागेण रोषेण वयं प्रपूर्णास्तथैव देवोऽपि हि सम्भवेचेत् ।
कस्तत्र चास्मासु च तर्हि भेदो विवेक्तुमर्हन्ति बुधा यथावत् ॥ ११ ॥

૧૧ રાગ અને દ્વેષથી આપણે ભરેલા છીએ; દેવ પણ એવા જ હોય તો પછી એમાં ને આપણામાં શો ફેર રહે? સુજ્ઞો આ વિષયમાં યોગ્ય વિવેક કરી શકે છે.

11. If it is possible for God to be full of attachment and hatred, like us-the mortals, then there is no difference between Him and us. The wise can properly distinguish this.

अरागभावः पुरुषार्थसाध्यो देवस्य तत्त्वं परमं तदेव ।
रागादिदोषेष्वपयातवत्सु सद्यः परंज्योतिरुदेति पूर्णम् ॥ १२ ॥

૧૨ વીતરાગ સ્થિતિ પરમ પુરુષાર્થના યોગે સાધ્ય છે. એ જ દેવનું મુખ્ય તત્ત્વ છે. રાગાદિ દોષો ક્ષીણ થતાંની સાથે જે પરમ જ્યોતિપૂર્ણ પ્રગટ થાય છે. અર્થાત્ કોઈ પણ જીવ પોતાનાં આવરણોથી મુક્ત થતાંની સાથે જ પોતાના-પૂર્ણ શુદ્ધ જ્ઞાનાદિ-મૂળરૂપે પ્રગટ થાય છે.

12. Freedom from passions is to be accomplished by great efforts. This is the chief characteristic of God. When impurities such as attachment etc. are totally wiped out, then only and just then there arises the divine Light of Omniscience.

यो वीतरागः परमेश्वरः सोऽप्रियं प्रियं वा नहि तस्य किञ्चित् ।
रागादिसत्ताऽऽवरणानि नाम यद्वान् न शुद्धो न च तत्त्वदर्शी ॥ १३ ॥

૧૩ જે વીતરાગ છે તે પરમેશ્વર છે. તેને કંઈ પણ પ્રિય કે અપ્રિય (રાગ-દ્વેષ) નથી. કેમકે રાગાદિ દોષો એ જ આવરણ છે અને એ આવરણવાળો ન શુદ્ધ હોઈ શકે, ન પૂર્ણ તત્ત્વદ્રષ્ટા હોઈ શકે.

13. He who is devoid of passions is God. He has no likes and dislikes. Blemishes such as attachment etc. conceal Reality. They are veils obscuring the real qualities of the Soul. How can one, swayed by them, be called pure and the Seer of Truth or omniscient ?

वयं सरागाः प्रभुरस्तरागः किञ्चिज्ज्ञकाऽस्मासु स सर्ववेदी ।
सोऽनन्तवीर्यो वयमल्पवीर्या अस्माकमाराध्यतमः स देवः ॥ १४ ॥

૧૪ આપણે રાગી છીએ, જ્યારે દેવ વીતરાગ છે; આપણે અલ્પજ્ઞ છીએ, જ્યારે તે સર્વવિત્ છે; આપણે અલ્પવીર્ય છીએ, જ્યારે તે અનન્તવીર્ય છે. એ જ કારણ છે કે આપણને એ પરમ આરાધ્ય છે—એ આપણો પરમ પૂજ્ય છે.

14. We are passionful, while God is dispassionate. We know very little, while He is omniscient. We are possessed of very little power, while He is possessed of infinite power. He deserves, therefore, to be worshipped by us.

प्रभोर्गुणानां स्मरणात् स्वचेतः–शोध–प्रवीणीभवनं हि पूजा ।
अतास्य दोषांश्चरितं विशुद्धीकर्तुं मतः कर्मविधिः समग्रः ॥ १५ ॥

૧૫ પરમાત્માના ગુણોના ચિન્તનદ્વારા પોતાના ચિત્તને સુધારવા તત્પર થવું એનું નામ જ પૂજા છે. પોતાની વર્તણુકની અન્દર જે ખુરાબીઓ હોય તેમને દૂર કરી ચારિત્રને વિશુદ્ધ કરવા–ગુણસમ્પન્ન જીવન ઘડવા મત્યે સર્વ કારણ માટે જ સમગ્ર ક્રિયાકાંડ (પૂજાવિધિ વગેરે) યોજવામાં આવ્યાં છે.

15. To try to mend and purify the mind by meditating upon His virtues, is really His worship. Indeed, the sole object of all ceremonial rites, is to draw or invite attention to the religious duty of bringing about the purification of conduct by removing evils existing therein.

विलास-गोष्ठीं विविधां विधातुं मिलेत् सहर्षः समयः सदापि ।
सम्प्रार्थनायै परमेश्वरस्य नैवाऽवकाशोऽहह कः प्रमादः ! ॥ १६ ॥

૧૬ અનેકવિધ વિલાસ અને ગોષ્ઠી-વિનોદ માટે હમેશાં ખુશીથી વખત મળી શકે, પણ પ્રભુપ્રાર્થના માટે ફુરસદ ન મળે ! કેવો પ્રમાદ !

16. Some-how or other we always unhesitatingly find spare time for various pastimes; but alas! we have no spare time for offering prayer to God.

असौ यदीयं हृदयं बिभर्ति स्वमंगलं साधयितुं समीहाम् ।
समर्चितुं भागवतीं विभूतिं कथञ्चिदाप्नोत्यवकाशमेव ॥ १७ ॥

૧૭ જેને આત્મકલ્યાણ સાધવાની આકાંક્ષા છે, તે સજ્જન પરમાત્માની મહાન્ જ્ઞાન-વિભૂતિના પૂજન માટે જેન તેન પ્રકારેણ વખત જરૂર મેળવી શકે.

17. The man whose heart longs for the real exaltation of his soul, necessarily does manage to get time anyhow for the worship of God.

लोकापवादैः परदोषनिगदः कुदृष्टि[illegible] च कुसङ्गता च ।
सदैव निन्दापरिवर्जनं च सदा [illegible] ॥ १८ ॥

उदारता दुर्व्ययवर्जनं च कृतप्रतिज्ञापरिपालनं च ।
नालस्यवश्यं पुनराग्रहश्च सुयोग्य-कार्येषु विवेकबुद्ध्या ॥१९॥

आपद्यदैन्यं विभवप्रकर्षे विनम्रभावो दृढनिश्चयश्च ।
समारुरुक्षा महतां च मार्गे सन्तोषवृत्तिर्मृदुता-ऋजुत्वे ॥२०॥

सिद्धान्तहानिर्नहि लोकभीतेः सर्वत्र चौचित्यविधायकत्वम् ।
एवंप्रकारः स्वयमूहनीयः सद्भिः सदाचार उदारबुद्ध्या ॥२१॥

[ चतुर्भिः कलापकम् ]

१८-१९-२०-२१. લોકાપવાદના માર્ગનો ત્યાગ, સુદાક્ષિણ્ય ( બીજા પ્રત્યે અનુકૂલ બનવું તે ), કૃતજ્ઞતા, નિન્દાનું વર્જન, સુજનોની ગુણસ્તુતિ, સમયોચિત શિષ્ટ વાણીવ્યવહાર, ઉદાર વૃત્તિ, અપવ્યયવર્જન, ગ્રહણ કરેલ પ્રતિજ્ઞાનું પાલન, આલસ્યનો ત્યાગ, યોગ્ય કાર્યોમાં વિવેકયુક્ત આગ્રહ, આપત્તિના વખતમાં અદીનભાવ, સમ્પત્તિની વૃદ્ધિમાં નમ્રભાવ, દૃઢ નિશ્ચયબળ, મહાન પુરુષોના માર્ગ પર આરોહણ કરવાનો અભિલાષ, સન્તોષવૃત્તિ, મૃદુતા, ઋજુતા, લોકભયથી પોતાના સિદ્ધાન્તોથી વિચલિત ન થવાપણું અને સર્વત્ર ઔચિત્યનું પાલનઃ-આ પ્રકારનું સદાચરણ એ સદાચાર છે.

18-19-20-21. Abandonment of scandalous paths, readiness to share others' burdens, gratefulness, abstention from speaking ill of others, praise of the good, polite speech proper to the occasion, liberality, refraining from improper or misdirected expenditure, keeping of one's promise or vow, giving up of idleness, reasonable insistence in matters of importance, loftiness of mind even in poverty, humility in prosperity, firm determination, desire to follow in the footsteps of the great, contentment, gentleness, straightforwardness, adherence to one's principles in spite of adverse criticism on the part of the people and aptitude for always doing the right thing at the right moment:-these constitute the rules of good conduct.

स्वजीवनं कीदृशमुच्चनीति सम्पादयेद् योगपथारुरुक्षुः ।
तदेतदेतेन विचारकाणां समागतं स्यात् स्फुटमेव बुद्धौ ॥ २२ ॥

૨૨ યોગમાર્ગ પર આરોહણ કરવાનો અભિલાષી મનુષ્ય પોતાના જીવનને કેવું ઉચ્ચ નીતિવાળું બનાવે છે તે આ ઉપરથી વિચારકોને સ્પષ્ટ સમજાશે.

22. From this, it will be clear to the considerate, to what moral height a man who wishes to tread the path of Yoga, must raise himself.

बहुप्रकारं तप आमनन्ति युक्तं यथाशक्ति तपो विधातुम् ।
देहस्य शुद्धिर्हृदयोज्ज्वलत्वं विवेकवत्तत्र विधीयमाने ॥ २३ ॥

૨૩. તપના બહુ પ્રકારો બતાવવામાં આવ્યા છે. પોતાની શક્તિ પ્રમાણે તપ કરવો યોગ્ય છે. વિવેકયુક્ત તપ કરતાં શરીરની શુદ્ધિ થાય છે અને ચિત્ત ઉજ્જ્વળ બનતું જાય છે.

23. Austerities are of various kinds. A person should practise them according to his capacity. If austerities are properly practised, they purify the body and ennoble the mind.

किञ्चिद् व्यथायामपि सम्भवन्त्यामनादरस्तत्र न संविधेयः ।
अभ्यासतस्तत् सुकरं हि भावि कष्टाद् विना क्वास्ति च सिद्धिलाभः ? ॥२४॥

૨૪. તપશ્ચર્યામાં જો કે કંઈક કષ્ટ થાય છે, પણ એથી એ તરફનો આદર મૂકી ન દઈએ. અભ્યાસથી એ ક્રમે ક્રમે સુકર થાય; અને કષ્ટ વિના સિદ્ધિ પણ ક્યાં છે ?

24 Even though austerities involve some hardships, yet a man should not view them with dislike. They become easy through practice Can there be any success without endurance ?

अध्यात्मदृष्ट्या च शरीरदृष्ट्याऽप्युपोषितं खल्वपि सूपयोगि ।
अपास्य चेतोमल-देहरोगान् भवेद्दो जीवनलाभहेतुः ॥ २५ ॥

૨૫. આધ્યાત્મિક અને શારીરિક બન્ને દૃષ્ટિએ ઉપવાસ ઉપયોગી છે. મનની મલિનતા અને શરીરના રોગોને દૂર કરી જીવનને લાભ પમાડનારી એ વસ્તુ છે. (અયોગ્ય પ્રકારના ઉપવાસથી શારીરિક અને માનસિક બન્ને પ્રકારની હાનિ થવાનો સંભવ રહે છે.)

25. From both the points of view—physical and spiritual, fast is very useful inasmuch as it benefits life by dispelling physical diseases and mental impurities. (Fast, undertaken when no necessity therefor exists, results in starvation which impairs physical health and mental vigour.)

विशुद्धरूपात्मसमीपवासं विद्वद्वरेण्या उपवासमाहुः ।
कषायवृत्तेर्विषयप्रवृत्तेस्त्यागं विना सिध्यति नोपवासः ॥ २६ ॥

૨૬. તત્ત્વજ્ઞો શુદ્ધ આત્માની સમીપમાં વાસ કરવો એને 'ઉપવાસ' કહે છે. કષાયવૃત્તિ અને વિષયપ્રવૃત્તિનો ત્યાગ કર્યા વગર ઉપવાસ સિદ્ધ થતો નથી.

*26. According to the wise, the word Upavasa [fast] means* dwelling near the pure Soul. It [Upavasa], in reality, cannot be accomplished without the removal of passions and of addiction to worldly pleasures.

न वास्तवो भोजनमात्मधर्मो देहस्य सङ्गेन विधीयते तु ।
तस्मादनाहारपदोपलब्ध्यै युक्तं तपोऽभ्यसितुं स्वशक्त्या ॥ २७ ॥

૨૭. ખાનપાન એ કંઇ આત્માનો વાસ્તવિક ધર્મ નથી. શરીરના સંગે એ બધું કરાય છે. માટે 'અનાહાર' (વિદેહ) પદની પ્રાપ્તિ સારુ તપનો પણ પોતાની શક્તિ મુજબ અભ્યાસ કરવો ઉપયોગી છે.

27. Eating and drinking do not appertain to the real and pure nature of soul. It has become necessary owing to its contact with the body. Therefore it is proper to accustom oneself to austerities according to one's capacity, in order to be able to make an approach to that high state where the need for food etc, vanishes.

न यत्र दुर्ध्यानमुपस्थितं स्याद् योगा न हानिं समवाप्नुवन्ति ।
क्षीणानि न स्युः पुनरिन्द्रियाणि कुर्यात् तपस्तत् सुविचारयुक्तम् ॥ २८ ॥

२८. દુર્ધ્યાન ઉપસ્થિત ન થાય, મન-વચન-કાયના યોગોને હાનિ ન પહોંચે અને ઇન્દ્રિયો ક્ષીણ ન થાય એવો તપ સદ્વિચારપૂર્વક, સુવિચારયુક્ત કરીએ.

28. These austerities should be performed wisely so that they do not produce or give rise to evil thoughts, do not impair the working-power of mind speech and body, and do not weaken the power of senses.

रोगादियोगे सति पारवश्ये कष्टं मनुष्यः सहते समग्रम् ।
न स्वेच्छया किन्तु तपः करोति यथात्मशक्त्यात्महितस्य हेतोः ! ॥ २९ ॥

२९. રોગાદિ હાલતમાં માણુસ પરવશપણે બધું દુઃખ સહન કરે છે, પણ સ્વાધીન હાલતમાં સ્વેચ્છાથી આત્મહિત માટે યથાશક્તિ તપ કરતો નથી !

29. Man suffers all sorts of pains when he is overtaken by diseases or other calamities; but strange to say, he does not willingly and of his own accord practise religious austerities according to his capacity, with a view to spiritual welfare !

वदन्ति सन्तः, प्रतिपद्यते च दावाग्निकल्पो भव एष भीमः ।
विचित्ररूपास्ति च कर्मसृष्टिस्तद् भोगकीटीभवितुं न युक्तम् ॥ ३० ॥

૩૦. જ્ઞાનીઓ કહે છે અને આપણે અનુભવીએ પણ છીએ કે આ સંસાર ભયંકર દાવાનલ સમાન છે, વળી કર્મસૃષ્ટિનું વૈચિત્ર્ય અત્યન્ત વિકટ છે, માટે ભોગકીટક ( ભોગના કીડા ) બનવું એ ડહાપણ નથી.

30. The wise declare and the truth is brought home in our own experience that this phenomenal world is like a terrible conflagration, and that the working of Karmic forces is exceedingly odd and unfathomable; such being the case, it is not proper for a human being to go on enjoying merely worldly pleasures like worms.

त्यागेन मुक्तिः खलु भोगतो न, भोगाश्च रोगाश्च भजन्ति मैत्रीम् ।
भोगेन मोक्षो यदि किं नु योग-प्रयोजनं कश्च भवे भ्रमन् स्यात् ! ॥ ३१ ॥

૩૧. મુક્તિ ત્યાગથી છે, ભોગથી નથી. ભોગો અને રોગોની પરસ્પર મૈત્રી છે. ભોગથી જો મોક્ષ થતો હોય તો યોગનું પ્રયોજન શું રહેશે ? અને તો તો પછી કોઈનું પણ ભવ-ભ્રમણ નહિ રહે.

31. It is renunciation and not worldly enjoyment that leads one to Emancipation. Sensual enjoyments and diseases are close associates. If sensual enjoyments are capable of bringing about Salvation, there will be no need for Yoga; and in that case, none will remain subject to births and rebirths (in spite of exclusive sense-enjoyments).

अन्तःशरीरं प्रवदन्ति धर्म-मर्मार्थिनो गुरवस्तत्त्वशोधाः ।
अर्थं सेव्यं यदि रोगिणा नाम सेव्यं यदि भोगिनाः ॥ ३२ ॥

૩૨. શરીરમાં (શરીરરૂપ કિલ્લાની) અન્દર અનન્ત શક્તિથી ગર્જતા કર્મરૂપ શત્રુઓ પોતાનો અડ્ડો જમાવી બેઠા છે. તેમને જો પોષવા હોય તો તે કિલ્લાની અન્દર અન્ન પહોંચાડવું, અને જો શોષી નાંખવા હોય તો ન પહોંચાડવું.

[ લુબ્ધ વૃત્તિથી કરાતો ભોગ કર્મશત્રુઓને પહોંચે છે અને એથી તેઓ પુષ્ટ થાય છે, અન્યથા નહિ. દેહયાત્રા માટે કરાતો ભોગ અને તેનો અવસરોમાં કરાતો અનુપયોગ કલ્યાણકારક અને શ્રેયસ્કર બને છે. ]

32. Infinitely powerful enemies in the form of Karmic forces operate in this body. Food should be taken if they are to be nourished, and, avoided if they are to be [dried] destroyed.

[ This means that food that has deleterious effect on physical or mental health, should be avoided. ]

सम्पादितश्चेत् तपआदरेण कष्टस्य सम्यक् सहनस्वभावः।
बहुप्रसङ्गेषु हितावहः स्याद् रौद्रो न च स्यान्मरण-क्षणोऽपि ॥ ३३ ॥

૩૩. તપશ્ચરણદ્વારા કષ્ટસહનનો સ્વભાવ જો બરાબર કેળવાયો હોય તો ઘણા કષ્ટ-પ્રસંગોમાં તે મનની શક્તિ જાળવવામાં હિતાવહ થાય; અને મરણ-સમય પણ રૌદ્ર કે અશુભ ન નીવડતાં સમાધિયુક્ત સધાય.

33. If the habit of enduring hardships is cultivated through the practice of austerities, it becomes useful in preserving mental peace even on very many occasions that may occur calling for similar endurance. Even the time of death may pass peacefully without being disturbed by violently wild thoughts or without confusion and evilness of mind.

भुक्तिः सकृद् वा रसवर्जिता वेषदूनकुक्षिर्मितवस्तुभिर्वा ।
मिष्टाशनानामपि साम्यतो वा प्रकीर्तिता सापि तपःस्वरूपा ॥ ३४ ॥

૩૪. એક વખત ભોજન કરવું, નીરસ ભોજન કરવું, પેટ કંઇક ઊણું રાખીને ઊઠવું, પરિમિત વસ્તુઓથી સન્તોષ કરવો અથવા મિષ્ટ ભોજન પણ સમભાવથી લેવું એ બધું પણ તપ છે.

34. Taking meal once a day, taking flavourless meals, eating less than belly-ful, taking temperate meals and the eating of even very delicious food without being carried away by its taste—these are also varieties of Tapa.

गर्धस्य दूरीकरणं तपोऽस्ति प्राप्तं रहस्यं तपसोऽत्र सर्वम् ।
धन्या रमन्तेऽत्र विवेकदीप-प्रोद्भासितात्मोन्नतिहेतुमार्गाः ॥ ३५ ॥

૩૫. લોલુપતા દૂર કરવી એનું નામ તપ. એમાં તપનું તમામ રહસ્ય આવી જાય છે. વિવેકરૂપ દીપકના યોગે આત્મોન્નતિનો માર્ગ જેમને પ્રકાશ્યો છે તે ધન્ય માણસો તપ-સાધનમાં મ્હાલે છે.

35. Giving up of ardent longing, greediness or evil desires is Tapa. It represents the whole essence of Tapa. Those blessed persons to whom the path to spiritual development has become evident by the light of reason, delight in it.

कल्याणदः परमोऽयमार्गो महाभिनन्द्यः क्रियते पुनस्तम् ।
अज्ञानमात्रान्ध-विडम्बितास्ते सुगम्भवं न विदन्ति सत्यम् ॥ ३६ ॥

૩૬. અપવર્ગ ( મોક્ષ ) પરમ કલ્યાણરૂપ છે. પરન્તુ ભવાભિનન્દીઓને ( સંસારના વિષયભોગોમાં રાચીમાચી રહેનારાઓને ) એ અરુચિનો વિષય હોય છે. એ અજ્ઞાન-સામ્રાજ્યની વિડંબના છે. એવા વિડંબિત પ્રાણીઓને સુખનો સાચો ખ્યાલ હોતો નથી.

36. Liberation, which is the stage of highest welfare, is disliked by those dallying with the pleasures of the world (संसार). This is terrible ignorance. Such ignorant persons do not know what happiness is in its real nature.

संसार-भोगे सुखमद्वितीयं ये मन्वते लुप्त-विवेकनेत्राः ।
निःश्रेयसं ते समधिक्षिपन्तो दयास्पदं ज्ञानिदृशां भवन्ति ॥ ३७ ॥

૩૭ વિવેકરૂપ નેત્ર જેમનું લુપ્ત થયું છે તે માણસો સંસારના વિષય-ભોગોમાં અદ્વિતીય સુખ માને છે. એવાઓ મોક્ષને વખોડે એ કંઈ નવાઈ ન ગણાય. એવાઓ જ્ઞાનીની દૃષ્ટિમાં દયાપાત્ર છે.

37. Those, who have lost the faculty of reason, believe that unparalleled happiness exists in worldly pleasures. Such being the case, it is no wonder that they disregard and never care for Moksha (Absolution). Their condition is, indeed pitiable in the eyes of the wise.

सुस्वादुभुक्तिर्मधुरं च पानं मनोज्ञवस्त्राभरणादिधानम् ।
इतस्ततः पर्यटनं यथेष्टं वयस्य गोष्ठी सुमुखीमुखं च ॥ ३८ ॥

इत्यादिकं सर्वं बहुप्रकारं संसार-वासे प्रकटप्रतीतम् ।
मुक्तौ क्व नामेति विषस्य लड्डून् प्रसारयन्त्यज्ञगणे कुबोधाः ॥३९॥(युग्मम्)

૩૮. ૩૯. સ્વાદિષ્ઠ ભોજન, મધુર પાન, મનોહર વસ્ત્રાલંકારોનાં પ્રશોભન, યત્ર-તત્ર યથેષ્ટ પર્યટન, મિત્રગોષ્ઠી અને રમણીનો યોગ : એવા અનેક પ્રકારનાં સુખ સંસારમાં અનુભવાય છે, એવાં સુખ મોક્ષમાં ક્યાં? આવા પ્રકારના ઝેરના લાડવા કુત્સિત મતિના વિદ્વાનો અજ્ઞ જનતામાં ફેલાવે છે.

38. 39. Persons of perverted intellect disseminate such poisonous but apparently palatable notions (like sweetened poisonous balls) as the following, among the unwary ignorant. They argue, "Delicious food, sweet drinks, charming dress and ornaments, freedom of unrestrained movements, chating with friends and company of beautiful women-such and similar kinds of pleasure-giving objects-are actually and visibly met with in this world. Where are all these present and available in the Absolute state?"

संसार-भोगेषु सुखं यदेव प्रतीतिमायाति तदस्ति दुःखम् ।
मोहात्मकत्वात् क्षणभङ्गुरत्वाद् दुःखान्वितत्वादतितुच्छभावात् ॥ ४० ॥

૪૦. સંસારના વિષય-ભોગોમાં જે સુખ માલૂમ પડે છે તે વાસ્તવમાં દુઃખ છે; કેમકે તે મોહરૂપ છે, ક્ષણભંગુર છે, દુઃખમિશ્રિત છે અને તુચ્છ છે.

40 The meagre happiness that is experienced to exist in the enjoyment of worldly pleasures, eventually proves to be nothing but misery, because it is delusive, short-lived, mixed with pain and insignificant.

समग्रकर्मापगमोदितं सद् पूर्ण-प्रकाशं सुखमद्वितीयम् ।
यत्र त्रिलोकीसुखमस्ति बिन्दुर्मुक्तौ क इच्छेन्नहि ? को द्विषन् स्यात् ?॥४१॥

૪૧. સમગ્ર કર્મોનો વિનાશ થતાં જે મુક્ત અવસ્થા પ્રાપ્ત થાય છે તે વિશુદ્ધ જ્ઞાન-પ્રકાશથી પૂર્ણ છે, અને તે અવસ્થાનું સુખ ( આત્માનન્દ ) અદ્વિતીય છે, કે જેની આગળ સમગ્ર ત્રિલોકીનું સુખ બિન્દુમાત્ર છે. એવી મુક્તિને કોણ ન ઇચ્છે ? એનો દ્વેષી તો કોણ જ હોય ?

41. Who will not long for the Liberated State which implies unparalleled happiness accompanied by perfect [ spiritual ] light, which is the result of the destruction of all the Karmic forces and before which all the pleasures of the three worlds, are as nothing ! Who will disregard it ?

एवं च मोक्षप्रतिकूलवृत्तिरायोऽस्त्युपायेषु निरूपितेषु ।
यस्मिन् स्थितेऽन्येऽपि भवन्त्युपाया यत्राऽस्थिते व्यर्थ उपायराशिः ॥४२॥

૪૨. આમ મોક્ષ તરફ પ્રતિકૂળ વૃત્તિ ન હોવી એ 'પૂર્વસેવા' ના નામથી બતાવેલા યોગના ઉપાયોની અન્દર પ્રથમ પ્રારંભિક ઉપાય છે, જેની ઉપસ્થિતિમાં બીજા પણ ઉપાયો જો ન હોય તો આવી મળે છે, અને જેની અનુપસ્થિતિમાં વિદ્યમાન સઘળા પણ ઉપાયો વ્યર્થ બને છે.

42. So, to have inclination or aspiration for Absolution (मोक्ष) ranks the first among the means enumerated as preliminary means to the achievement of Yoga. If this preliminary means is present, other means, even if absent, become easily available; [illegible] other means, even if present, [illegible]

इत्येव योगप्रथमाधिकारि-प्रवर्त्तनं किञ्चिदिदं न्यगादि ।
यथावदस्मिन् पथि सञ्चरन्तः सम्यग्दृशो 'ग्रन्थि'-भिदा भवन्ति ॥४३॥

૪૩. આ પ્રમાણે યોગમાર્ગના પ્રથમ અધિકારીની જીવનવિધિ સંક્ષેપમાં જોઈ. આ માર્ગ પર રીતસર ચાલનાર આગળ વધીને "ગ્રન્થિ"નો ("કર્મ"ની નિબિડ ગાંઠનો) ભેદ કરી 'સમ્યગ્દર્શન' પ્રાપ્ત કરે છે

43. Thus is shortly described the mode of conduct which a novice in the practice of Yoga, should follow. Those who observe it properly, are able to cut off the Karmic knots, and attain the right belief ( सम्यग्दर्शन ).

विमलं खलु तत्त्वदर्शनं किल सम्यक्त्वपदार्थ उच्यते ।
अपवर्ग-रथ-प्रवेशनं नहि मुद्रामनवाप्य तामिमाम् ॥ ४४ ॥

૪૪. તત્ત્વની સાચી પ્રતીતિ અથવા સાચી સમજ એને 'સમ્યક્ત્વ' કહેવામાં આવે છે. આ 'સમ્યક્ત્વ'નો પરવાનો મળ્યા વગર મોક્ષનો રથ જે સમ્યક્-ચારિત્ર રૂપ છે, તેમાં પ્રવેશ કરવો શક્ય નથી; અને એ પ્રવેશ થાય નહિ ત્યાં સુધી મોક્ષ પણ પ્રાપ્ત ન થઈ શકે.

44. The unsullied perception of The Truth is called Samyaktva [right faith]. Without this passport-like Right Belief (सम्यक्त्व) no one is entitled to the chariot in the form of Right Conduct (सम्यक् चारित्र) the only means of attaining Liberation (मोक्ष)

इति
अध्यात्मतत्त्वालोके
'पूर्व-सेवा' नाम
द्वितीय-प्रकरणम् ।

## प्रकरणम्–३

### अष्टाङ्ग-योगः

[ श्लोक-संख्या १३७ ]

मोक्षः स दुःखाननुविद्धमेवाऽनन्तं सुखं शाश्वतमस्ति यत्र।
समग्रकर्मक्षय-लक्षणोऽसौ नहास्ति मुक्तिः सति कर्मलेशे ॥ ॥ १ ॥

१ જે સ્થિતિમાં બિલકુલ દુઃખનો યોગ નથી અને અનન્ત શાશ્વત સુખ છે તે મોક્ષ છે. સર્વ કર્મોનો ક્ષય એ એનું લક્ષણ છે. કેમકે લેશમાત્ર પણ કર્મ રહ્યું હોય ત્યાં સુધી પૂર્ણ મુક્ત સ્થિતિ પ્રાપ્ત થઈ ન કહેવાય.

(1) Final emacipation is that state of soul where there is boundless and eternal bliss along with complete absence of misery. It is characterised by the destruction of all the Karmic forces (that formerly covered the soul). Final emancipation or liberation cannot be attained so long as there is left even 'an' iota of Karma.

स्वर्गापवर्गौ भवतो विभिन्नौ स्वर्गाद् यतः स्यात् पतनं न मोक्षात्।
स्वर्गे सताप क्षयि चाक्षजं सं मोक्षे त्वदुःखं ध्रुवमात्मरूपम् ॥ ॥ २ ॥

૨ સ્વર્ગ અને મોક્ષ એ બે જુદાં છે. કેમકે સ્વર્ગમાંથી પતન નિશ્ચિત છે, જ્યારે મોક્ષ પ્રાપ્ત થયા પછી ત્યાંથી પડવાનું હોતું જ નથી. એ સિવાય, સ્વર્ગનું સુખ ઇન્દ્રિયજનિત છે, અતએવ દુઃખમિશ્રિત અને નાશ પામનારું છે, જ્યારે મોક્ષનું સુખ આત્મસ્વભાવરૂપ છે, અતએવ સર્વથા ક્લેશરહિત અને નિત્ય-સ્થિર છે.

(2) The state of a heavenly being and that of an emancipated soul are quite different states, because a soul in the former state is certainly to fall down from heaven to a lower state, while there is no such lapse from the latter (liberated) state. The happiness in heaven is derived from senses, and for this reason, it is finite and not unalloyed with affliction, while that in the liberated state being of the very nature of the Supreme Soul, is imperishable as well as unmixed with misery.

सकर्मकाकर्मकतो द्विधाऽऽत्माऽऽदिमस्तु संसारितया प्रसिद्धः ।
अकर्मको निर्वृत-मुक्त-सिद्ध-ब्रह्मादिशब्दैरभिधीयते च ॥ ३ ॥

૩ આત્માના મુખ્ય બે ભેદો પડે છેઃ સકર્મક (કર્મયુક્ત) અને અકર્મક (કર્મરહિત). સકર્મક આત્મા સંસારી છે અને અકર્મક આત્મા નિર્વૃત, મુક્ત, સિદ્ધ, બ્રહ્મ આદિ શબ્દોથી ઓળખાવવામાં આવે છે.

(3) Souls are of two kinds, namely, those subject to, and those freed from, the forces of Karma; the former are termed embodied beings (संसारी), while the latter are variously designated as Nirvrita, Mukta, Siddha, Brahma etc.

मोक्षाप्तये योगविदः पुराणा योगस्य पन्थानमदीदृशन्नः ।
अष्टाङ्गभेदः स पुनः प्रसिद्धः प्रदर्श्यते किञ्चन तत्स्वरूपम् ॥ ४ ॥

૪. મોક્ષની પ્રાપ્તિ માટે પ્રાચીન યોગાચાર્યોએ આપણને યોગનો માર્ગ બતાવ્યો છે. તે યોગનાં આઠ અંગો પ્રસિદ્ધ છે. તે આઠ અંગોનું સ્વરૂપ અહીં કંઈક બતાવવામાં આવે છે.

(4) Ancient saints conversant with Yoga, have chalked out to us the path of Yoga for the attainment of emancipation or liberation. It is treated under eight heads. A brief exposition of it will be attempted here.

यमनियमाऽऽसनप्राणायामाः प्रत्याहृतिश्च धारणया ।
सार्धं ध्यान-समाधी इत्यष्टाङ्गानि योगस्य ॥ ॥ ५ ॥

૫. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ એ યોગનાં આઠ અંગો છે,

5. Self-restraint (यम), observance of religious and moral injunctions (नियम), different postures of the body (आसन), suspension and suppression of the breath (प्राणायाम), withdrawal of the senses from sensual objects (प्रत्याहार), fixing the mind steadily on an object (धारणा), contemplation (ध्यान) and profound meditation (समाधि)-these are the eight stages of Yoga.

तत्राहिंसासत्यास्तेयब्रह्मापरिग्रहाश्च यमाः ।
शौचं तोषश्च तपः स्वाध्यायः प्रभु-विचिन्तनं नियमाः ॥ ६ ॥

૬ તેમાં અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમ; શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ નિયમો છે.

6. Non-injury ( अहिंसा ), truthfulness ( सत्य ), refraining from stealing ( अस्तेय ), celibacy ( ब्रह्मचर्य ), renouncement of property especially, greed of it ( अपरिग्रह )–these constitute self-restraint [ Yama ]; while purification ( शौच ), contentment ( सन्तोष ), austerities (तप), study of spiritual truth (स्वाध्याय) and contemplation of God ( ईश्वर-प्रणिधान )—these form religious observances [ Niyama ].

एकान्ततोऽभिन्नतया शरीर–शरीरिणौ सम्मततो न युक्तौ ।
परो भवः कस्य हि जाघटीतु नाशे शरीरस्य शरीरिनाशात् ? ॥ ७ ॥

૭. શરીર અને તદન્તર્વર્તી આત્મા એ બન્નેને એકાન્ત અભિન્ન ( એક ) માનવામાં આવે તો તે યુક્ત નથી, કેમકે એમ માનીએ તો શરીરનો નાશ થતાં શરીરધારી( આત્મા )નો પણ નાશ થાય, અને તો પછી પુનર્જન્મ કોનો રહેશે ?

7. It dose not stand to reason to make an absolute assertion that the body and the embodied soul are adsolutely and inseparably connected, because in that case the soul will perish with the body; and then who is to transmigrate and take rebirth ?

नाप्येवमेकान्त-पृथक्त्वमङ्गाङ्गिनोर्विचाराध्वनि सञ्चरिष्णु ।
परं हि हिंसा नहि सम्भविनी हते शरीरेऽपि शरीरभाजः ॥ ८ ॥

૮. એ જ પ્રમાણે, શરીર અને તદન્તર્વર્તી આત્માનો એકાન્ત ભેદ માનવો ( એ બેને તદ્દન જુદા માનવાં એ પણ યુક્તિસંગત નથી, કેમકે

એમ માનીએ તો શરીરને ઈજા પહોંચાડતાં આત્માને વેદના ન થવી જોઈએ, અને એમ થતાં હિંસકને હિંસા કેમ ઘટે?

8. Similarly it is not reasonable to entertain the belief that the embodied soul and the body are absolutely separate, because if we hold such belief as correct, even the destruction of or injury to the body will not involve the guilt of violence to the embodied soul.

तेषामिनस्तद् प्रतिपन्ति देहाद् विभिन्नमप्यङ्गभृतं कथञ्चित्
संयोगतोऽनर्थाङ्गभावे व्यथां भवन्तीं प्रवदन्ति हिंसाम् ॥ ९ ॥

૯. માટે તત્ત્વવેત્તાઓ, શરીર અને તદન્તર્વર્તી આત્મા વસ્તુતઃ ભિન્નભિન્ન હોવા છતાં એ બન્નેના વિશિષ્ટ સંયોગને લીધે એમને કથંચિત્ અભિન્ન પણ માને છે. આમ માનીએ તો જ શરીર પર આઘાત થતાં આત્મામાં વેદના થવાનું ઘટી શકે; અને તેને (વેદનાને) 'હિંસા' તરીકે ઘટાવી શકાય.

9. The wise persons therefore hold that the soul, though really distinct from the body, is, in an embodied state, connected with the body in such close association that they can, in a sense, be treated as identical. This explains why injury done to the body causes pain to the embodied soul and is treated as violence (हिंसा).

सा [illegible] च [illegible] सर्वत्र जीवेषु [illegible] ।
[illegible] तुझे न [illegible] हिंसाफलं विदधात् ॥ १० ॥

૧૦. કીડીથી માંડી ઇન્દ્ર પર્યન્ત તમામ જીવોને સુખ પ્રિય છે અને દુઃખ અપ્રિય છે. આમ સમજનાર સુજ્ઞ ક્યાંય હિંસાનું આચરણ ન કરે.

10. All the creatures ranging from Indra down to a worm have a liking for happiness and dislike for pain. Taking this into consideration, a person should ever refrain from doing harm [ to others ].

शरीरिणां वल्लभ-वल्लभं च प्राणाः स्वकीया इदमर्थमेव ।
साम्राज्यमप्याशु जनास्त्यजन्ति तत् किंविधं दानमलं वधाय ? ॥ ११ ॥

૧૧. પ્રાણીઓને વલ્લભમાં વલ્લભ પોતાના પ્રાણ છે. એને માટે મનુષ્યો રાજ્ય-સામ્રાજ્યને પણ ત્યજી દે છે; તો પછી કયું દાન એવું છે, જે, હિંસાના પાપની શુદ્ધિ કરવામાં સમર્થ થઈ શકે?

11. Of all things, one's own life is the dearest to all embodied beings. For the sake of it, even sovereignty is discarded. Can you then conceive of any charitable act or gift calculated to expiate the sin of killing?

अन्यस्य चेतः-कमलस्य खेद-हिमोदयेन ग्लपनेऽपि धीराः ।
हिंसावकाशं समुदीरयन्ति कथीकृतौ किं पुनरङ्गभाजाम् ? ॥ १२ ॥

૧૨. તત્ત્વજ્ઞો બીજાના ચિત્તરૂપ કમલને પીડનરૂપ (સંતાપવારૂપ) હિમવડે ગ્લાનિ પહોંચાડવામાં પણ હિંસા બતાવે છે; તો પછી પ્રાણીને નામાવશેષ કરી દેવાના સમ્બન્ધમાં શું કહેવું?

12. Even injuring the lotus-like heart of another by the frost-like pain of sorrow is considered by wise persons to be a kind of Hinsa [ injury ], then what to say of the gravity of Hinsa, if a life is blotted out from the surface of this world !

न पापहेतुः सुकृताय पापोच्छेदाय वा प्राणिवधः कदापि ।
किं जायते जीवितनाशहेतुर्हालाहलं जीवित-सम्पदायै ? ॥ १३ ॥

१३. प्राणिवध पापनो हेतु होई पुण्यने माटे के पापना नाश माटे कदी थई शके ज नहि. हलाहल ( विष ), जे जीवितनो नाश करनार छे ते जीवितना लाभ माटे बनी शके खरूं ?

13. Killing life generally involves sin and as such is never calculated to bring about merit or to destroy sin. Can the deadly poison [ Halahala ] which destroys life, ever be expected to prolong it ?

दूयामहे कन्टकमात्रभेदाद् दुःखी कियान् स्यात्तु हिंस्यमानः ?
गन्धस्तुदन्त्वथ शरीरभाजः सृजन्त्यनर्थावहमात्म-वैरम् ॥ १४ ॥

१४. ज्यारे कांटो मात्र पगमां वागवाथी आपणे पीडाईए छीए, तो वध करता प्राणीना दुःखनी शी कल्पना करवी ? अन्य प्राणीने हणनारा अथवा पीडनारा माणसो अनर्थकारक आत्मवैर ऊभुं करे छे, जेनां कडवां फळ तेमने समय पर भोगववा पडे छे.

killed, be agonised! Those who kill and torment others, raise reactionary feelings of enmity against themselves.

हिंसा परस्याशुभचिन्तनेऽपि परापकारे पुनरुच्यते किम् ?।
विश्वाङ्गिमैत्रीरति-लक्षणां योऽज्ञानादहिंसां स हि वेद तत्त्वम् ॥ १५ ॥

૧૫. બીજાનું બુરું ચિંતવવામાં પણ હિંસા છે, તો બુરું કરવામાં તો શું પૂછવું ? અહિંસાનું વાસ્તવિક તત્ત્વ દુનિયાભરના પ્રાણીઓ સાથે મૈત્રીભાવ અનુભવવામાં છે. અહિંસાનું આ લક્ષણ જે સમજ્યો છે, તે જ તત્ત્વને સમજ્યો છે, તે જ ખરો તત્ત્વવેત્તા છે.

15. Even thinking ill of others is Hinsa, then what to say of doing ill to others? He who has understood Ahinsa to mean universal brotherhood or love, has grasped the right principle.

धर्मस्त्वहिंसामवलम्बमानो हिंसात आविर्भविता कथं नु ?
नह्यम्बुतः सम्प्रभवन्ति पाथोरुहाणि वह्नेर्जननं लभन्ते ॥ १६ ॥

૧૬. ધર્મનું સાધન અહિંસાના પાલન પર આધાર રાખે છે; પછી તે હિંસાથી કેમ થાય ? પાણીમાં ઉત્પન્ન થનારાં કમળ અગ્નિમાંથી કેમ પેદા થઈ શકે ?

16. Merit which accrues from non-injury, can never accrue from injury. Lotuses which grow in water can never have their growth in fire.

परस्य दुःखीकरणं कषायविकारयोगेन वदन्ति हिंसाम् ।
परोपकारार्थक-सत्प्रवृत्तौ नैवास्ति हिंसा जनने व्यथायाः ॥ १७ ॥

૧૭ ક્રોધ, લોભ આદિ વિકારને વશ થઈ બીજાને દુઃખ અપાય ત્યાં હિંસાનો દોષ છે; પરન્તુ શુભ આશયથી પરોપકારબુદ્ધિથી સત્પ્રવૃત્તિ (જેવી કે 'ઓપરેશન' અને એવી બીજી) આચરતાં દુઃખ પહોંચાડાય ત્યાં હિંસાનો દોષ લાગુ પડતો નથી.

17. Causing pain to others under the influence of various passions (such as anger, arrogance, deceit and greed) is called Hinsa. No sin of Hinsa is involved in a benevolent act even if it causes pain.

असावधानस्थितिरप्यहिंसाधर्मस्य हिंसात्मक-दूषणाय ।
सर्वेषु कार्येषु धृतोपयोगः श्रेयोऽभिलाषी यतनापरः स्यात् ॥ १८ ॥

૧૮. અહિંસા-ધર્મ બજાવવા પ્રત્યે સાવધાની ન રાખવી, ઉપયોગ ન રાખવો એ પણ હિંસા છે. કલ્યાણનો અભિલાષી દરેક કાર્યમાં ઉપયોગ રાખી યતનાપરાયણ રહે.

18. Negligence in the observance of Ahinsa, is also Hinsa. He who is desirous of his own good, should in every action be careful and take all possible precautions to avoid Hinsa.

सर्वप्रकारैर्महतीमहिंसां सामर्थ्यहीनश्चरितुं गृहस्थः ।
निरागसां स्थूलशरीरभाजां सङ्कल्पतः संविजहातु हिंसाम् ॥ १९ ॥

૧૯. સમ્પૂર્ણ અહિંસાનું મહાવ્રત પાળવામાં અસમર્થ ગૃહસ્થ માણસો નિરપરાધી ત્રસ (સ્થૂલ) પ્રાણીઓની ઇરાદાપૂર્વક હિંસા ન કરે. (આટલું અહિંસા વ્રત આરાધવાની તો તેમની ફરજ છે.)

19. Householders who are generally unable to fully observe the great and comprehensive vow of Ahinsa, should refrain from intentional injury [Hinsa] to innocent creatures who are Trasa-mobile or moving beings [as opposed to Sthāvara-stationary-immobile beings].

स उच्यते हिंसक एव देहादहिंसको यो मनसा सहिंसः ।
देहेन हिंसा-भवनेऽपि शुद्धोपयोग-चित्तस्तु भवेदहिंसः ॥ २० ॥

૨૦. જે શરીરથી અહિંસક હોવા છતાં મનથી હિંસક છે તે હિંસક છે; અને જેનું ચિત્ત શુદ્ધ ઉપયોગમાં વર્તે છે તેનાથી આકસ્મિક અથવા અનિવાર્ય રૂપની હિંસા થઈ જાય તોયે તે અહિંસક છે.

20. Those, who are mentally violent, are guilty of violence even though they may be physically non-violent; while those, who act with their mind piously inclined, are truly non-violent even though physical violence happens to be committed by them in so acting.

एवं च नो दुर्बलचित्तवृत्तावहिंसधर्मो लभते प्रतिष्ठाम् ।
अहिंस-धर्मः खलु वीरधर्मो वीरो हि संगच्छति वीरधर्मम् ॥ २१ ॥

૨૧. આ પરથી સમજી શકાય છે કે દુર્બલ ચિત્તમાં અર્થાત્

પહીકણુ કાયર માણુસમાં અહિંસા-ધર્મ પ્રતિષ્ઠિત થઇ શકતો નથી. અહિંસા એ વીરધર્મ છે. અને વીર જ વીરધર્મનું પાલન કરી શકે.

[ કોઈ દુષ્ટ માણુસના અન્યાયપૂર્ણ હુમલાના વખતે એની સામે આત્મબળથી ઝુઝવું અને અહિંસક રહી તેના હાથે ખતમ થઈ જવું પડે તો ખતમ થઇ જવું એ બહુ મોટી અને શ્રેષ્ઠ વાત છે; પરન્તુ એવા વખતે કાયર થઇ ભાગી જવું એના કરતાં તો એ હુમલાખોરનો શારીરિક બળથી સામનો કરવો અને જરૂરીઆત પ્રમાણે પ્રતીકાર કરવો એ હજાર દરજ્જે સારું છે; કારણું કે કાયરપણું એ નમાલાપણું છે, જ્યારે બહાદુરી તેમ જ નિર્ભયતા એ જીવનનું સૌન્દર્ય છે, અન્તઃશક્તિનો અંશ છે. ]

21. Thus it is clear that those who are cowardly and wanting in courage, cannot claim to have been non-violent simply because of their refraining from the use of physical force. The path of non-violence is meant for the brave and only the brave can tread the heroic path. [ In the case of unjust aggression, it is much better for an individual to pit soul-force against the aggressor and, remaining non-violent, to be killed by him, or if that be not practicable, to oppose the aggressor with all the physical force at his command and if necessary to kill him, rather than to flee away out of cowardice to protect himself, his dependents and property. Cowardice does not form part of the pure nature of the soul while courage or freedom from fear, does.]

परत्र शारीरिकशूरतायाः प्रदर्शनात्तोऽधिकशक्तिशालि ।
प्रबुद्ध-चित्तस्य शम-स्थिरत्वं हिंसात उत्कृष्टबला ह्यहिंसा ॥ २२ ॥

૨૨. વિરોધી તરફ શારીરિક બળ બતાવવું એના કરતાં એની તરફ સાત્ત્વિક શાન્ત વૃત્તિના બનવું અર્થાત્ બુદ્ધિપૂર્વક મહાનગીભરી શાન્ત વૃત્તિને

ધારણ કરવી ) એ બહુ જ વધુ કઠિન અને બહુ જ શક્તિવાળું કામ છે. ખરેખર, હિંસા કરતાં અહિંસાનું બળ ચઢિયાતું છે.

22. It is more heroic (though rather difficult) to show forbearance and at the same time to maintain equanimity of mind towards the opponent than to exhibit physical prowess to him. The power of non-violence is really superior to that of violence.

हिंसाप्रसूतिः प्रतिहिंसकत्वं वैरेण वैरस्य परम्परा च ।
अहिंस-शक्तिः खलु वैरिचित्तं प्रसादयेच्चानमयेच्च शुद्धा ॥ २३ ॥

૨૩. હિંસામાંથી પ્રતિહિંસા જન્મે છે અને વૈરથી વૈર વધે છે, ભવાન્તરમાં પણ એની પરંપરા વહે છે. અહિંસા એ શુદ્ધ આત્મશક્તિ છે, જે વૈરીને પણ શાન્ત કરે છે, નમાવે છે, પ્રસન્ન કરે છે.

23. Violence begets counter-violence; and revenge produces a series of mutually retaliatory revengeful acts. The force of non-violence makes even the heart of an enemy pacified and humble.

इदं परं तेज इयं परा श्रीरिदं परं भाग्यमिदं महत्त्वम् ।
अधीपविश्वेश्वरनम्रमौलि-नमस्कृतं सत्यमहाव्रतं यत् ॥ २४ ॥

૨૪. સકલ વિશ્વના અધીશ્વરોનાં નમ્ર મસ્તકોથી વન્દિત સત્ય મહાવ્રત એ પરમ જ્યોતિ છે, એ મહતી વિભૂતિ છે, એ શ્રેષ્ઠ સૌભાગ્ય છે અને એ ઉત્કૃષ્ટ મહત્ત્વ છે.

24. The great vow of truthfulness is a vow before which even the heads of the lords of the whole universe bend in devotion and humility. It is the refulgent light, it is all-surpassing wealth, it is the best fortune and real greatness.

मृषोद्यते यत् फलमाकलय्य फलस्य तस्यानृतजागसश्च ।
अस्त्यन्तरं कीदृगवेक्षणीयं युक्ता हि कार्येषु तुला-समा धीः ॥ २५ ॥

૨૫. જે ફળની આકાંક્ષાથી મૃષા બોલવામાં આવે છે તે ફળ અને તે મૃષાવાદથી ઉત્પન્ન થતા અપરાધમાં કેટલું અન્તર છે તે વિચારવું જોઈએ. લાભાલાભનો તુલા-સમાન બુદ્ધિથી તોલ કરવો યોગ્ય ગણાય.

25. There is a lot of difference between the guilt involved in uttering falsehood and the worth of the object intended to be achieved by the utterance of falsehood. One should examine the relative merits of both and weigh them in one's intellectual balance. [ An individual should act according to the dictates of his pure conscience.]

धनार्जनं न्याय-पथेन सम्यग् उद्योगतोऽशक्यतया क आह ?
आरम्भतो धीरतया तु सह्या आपद्यमानाः प्रतिकूलयोगाः ॥ २६ ॥

૨૬. ન્યાયના માર્ગે રીતસર ઉદ્યોગ કરવાથી દ્રવ્યોપાર્જન શું શક્ય નથી ? અલબત્ત શરૂઆતમાં આવી પડતી મુશ્કેલીઓ ધીરજથી સહન કરવી પડશે. [ પરીક્ષોત્તીર્ણ થાય ત્યારે જ સિદ્ધિ સાંપડે ને !

26. Who says that wealth is not possible to be earned in trades or occupations which are justly and honourably conducted ?

Of course a man should bear with patience the obstacles which beset his path in the beginning.

शाम्यन्ति सर्वाण्यपि दूषणानि यथार्थवादे प्रविजृम्भमाणे ।
मृगेश्वरे क्रीडति वारणानां सम्भावनीयो हि कुतः प्रचारः ? ॥ २७ ॥

२७. સત્યવાદ ખિલ્યો હોય ત્યાં બધા દોષો શાન્ત પડી જાય છે. સિંહ જ્યાં ક્રીડા કરતો હોય ત્યાં ગજ-વિહારની સમ્ભાવના શી ?

27. When the principle of truth fully develops in man, all his faults vanish. Is it possible for elephants to roam where the lion sports ?

प्रयातु लक्ष्मीः स्वजना अरातीभवन्त्वकीर्तिः प्रसरीसरीतु ।
सद्योऽथवा मृत्युरुपस्थितोऽस्तु नान्याय-मार्गं तु भजेत सुज्ञः ॥ २८ ॥

२८. લક્ષ્મી ચાલી જાય, સ્વજનો શત્રુ બને, અપકીર્તિ પથરાય અથવા તો તુરત મૃત્યુ ઉપસ્થિત થાય તો પણ સુજ્ઞ જન અન્યાય કે અનીતિનો માર્ગ ગ્રહણ ન

28. Wealth may be destroyed, relatives may become enemies, ill-fame may spread around and death may approach at this very moment, but a wise person should never resort to injustice.

यतः परिक्लेशमुपैति मर्त्यो भाषेत सत्यामपि तां न वाचम् ।
पृष्टोऽपि जल्पेन्न कदापि मर्मावित् कर्कशं वैर-निबन्धनं च ॥ २९ ॥

૨૯. જે વાણીથી માણસને પરિતાપ પહોંચે તે સત્ય પણ વાણી ન બોલવી જોઈએ. પૂછવા છતાં કોઈના મર્મને વીંધી નાંખનારું, કર્કશ અને વેરોત્પાદક વચન ન બોલવું જોઈએ.

29. A person should not even utter truth if it causes ( undeserved or unnecessary ) pain to another. Even when questioned he should always refrain from uttering words which are harsh, stinging or productive of enmity.

पुनन्ति ते स्त्रीपदारविन्दैः पृथ्वीतलं सुन्दर-भागधेयाः ।
येषां मनोवाक्करणालयेषु मृषा-विषं नो लभते प्रवेशम् ॥ ३० ॥

૩૦. તે સુન્દર ભાગ્યશાલીઓ પોતાનાં ચરણ-કમલોથી પૃથ્વીતલને પવિત્ર કરે છે, કે જેમનાં મન-વચન-કાયમાં મૃષાવાદનું વિષ પ્રવેશવા પામતું નથી.

30. Those persons are enviably fortunate, whose thoughts, words or acts are not contaminated with the poison of falsehood. Indeed they purify the earth with the prints of their lotus-like feet.

प्लुष्टोऽप्यहो ! प्रज्वलिताग्निना द्रुः सान्द्रीभवेद्, दुर्वचसा न लोकः ।
वाक् सूनृता यं तनुते प्रमोदं न चन्दनं तं न च रत्नमाला ॥ ३१ ॥

૩૧. જ્વલન્ત અગ્નિવડે બળેલું વૃક્ષ પાછું ફરી પુષ્પફલાદિથી સુશોભિત બની જઈ શકે છે, પણ દુષ્ટ વચનનો ઘા હૃદયમાં જે પડે છે તે રુઝાતો નથી. સૂનૃત ( પ્રિય સત્ય ) વાણી જે પ્રમોદ આપે છે તે ચન્દન કે રત્નમાળા આપી શકતા નથી

31. A tree even though burnt down by blazing fire, puts forth new foliage, but the wound made by cruel words never heals. Neither sandal paste nor a necklace of jewels is able to give that pleasure which truthful speech gives.

विनश्वरी श्रीश्चपलाश्च भोगाः स्वार्थैकबद्धाः स्वजनाः समग्राः ।
अतो मृषोद्यं चलजीवितेऽल्पसुखाय कस्माच्छुभघाति जल्पेत् ? ॥३२॥

૩૨. લક્ષ્મી વિનશ્વર છે, ભોગો ચપળ છે અને સ્વજનો બધા પોતાના સ્વાર્થસાધનમાં મશગૂલ છે; પછી થોડી જિન્દગીના થોડા સુખ માટે મૃષાવાદનું સેવન શા સારૂ? શું કામ એ પાપ વ્હોરવું? કેમકે એ (મૃષાવાદ) શુભનો નાશ કરનાર હોઈ પરિણામે દુઃખદાયક છે.

32. Why should a man resort to falsehood which may perhaps give much less happiness, but eventually is destructive of everything auspicious, when life is evanescent, wealth is transitory, the objects of pleasure are fleeting and all the relatives are self-seeking.

अप्रत्ययं संवितनोति लोके दुर्वासनानां ददते निवासम् ।
दोषान् प्रसूते महतः क्रमेण तद् धर्मशीलो न वदत्यसत्यम् ॥ ३३ ॥

૩૩. અસત્ય લોકોમાં અવિશ્વાસ ફેલાવે છે, સત્ય બુરી વાસનાઓને અવકાશ આપે છે અને અસત્ય ક્રમે ક્રમે મોટા દોષોને જન્માવે છે, માટે ધર્મશીલ મનુષ્ય અસત્ય નથી બોલતો.

33. A religious-minded person does not speak falsehood because it creates and spreads distrust among people, produces

wicked desires in the mind and which gives rise to heinous sins one after another.

व्रतानि शेषाणि वदन्त्यहिंसा-सरोवरे पालिसमानि धीराः ।
सत्यस्य भङ्गे सति पालि-भङ्गाद् अनर्गलं तद् खलु विप्लवेत ॥ ३४ ॥

૩૪. શાસ્ત્રકારો શેષ વ્રતોને અહિંસારૂપ સરોવરની પાળ સમાન બતાવે છે. સત્યનો ભંગ થતાં 'પાળ' ભાંગવાથી અહિંસારૂપ જળ અનર્ગળ વહી નિકળે છે. (જ્યાં અસત્યનું બળ જોરદાર બને છે ત્યાં અહિંસાનું સ્થાન ઉડી જાય છે.)

34. Wise persons describe all other vows to be embankments of the lake of the vow of non-injury. So swerving from the vow of truthfulness, is pulling down the bank and letting the water [ of non-injury ] flow away unchecked. [ Where falsehood reigns, Ahinsa can have no place ].

स्वमन्यदीयं हरताऽधमेन दग्धः स्वधर्मोपवने प्रदाहः ।
हृतं धनं स्वास्थ्य-सुखं न सूते तस्मात् परिभ्रष्टमितस्ततोऽपि ॥ ३५ ॥

૩૫. બીજાના ધનનું હરણ કરતો અધમ માણસ પોતાના ધર્મરૂપ બગીચામાં આગ લગાડે છે; બીજી બાજુ ચોરેલ ધનથી સુખ ને આરામ તેને મળતાં નથી. આમ ચોરીનો ધંધો કરનાર મનુષ્ય ઉભયભ્રષ્ટ થાય છે, અર્થાત્ આ લોકમાં દુઃખી અને પરલોકમાં દુઃખી.

35. A vile person who robs another of his wealth, burns the garden of his own religious merits by doing so. The stolen

૧૨૩ પ્રત્યાહારદ્વારા ( સંયમબળે ) 'ગ્રન્થિ–ભેદ ' થતાં જેમનાં માનસ વિવેકવિકાસથી ઉજ્જ્વળ બન્યાં છે એવા મહાત્માઓને સંસારચેષ્ટા ધૂળનાં ઘર બનાવી રમનારાં બાળકોની ચેષ્ટા જેવી ભાસે છે.

123 To those who are enlightened by discrimination through the destruction of Karmic knot by means of Pratyāhāra, worldly activities appear like a sport of children erecting a structure of sand.

तत्त्वं परं ज्योतिरिह स्वरूपं वैकल्पिकं सर्वमुपप्लवोऽन्यत् ।
एवं च भोगो भवभोगिभोगाऽऽभोगस्वरूपः प्रतिभासतेऽत्र ॥ ॥ १२४ ॥

૧૨૪ આ દૃષ્ટિવાળાની દૃષ્ટિમાં શુદ્ધ ચૈતન્યસ્વરૂપ આત્મતત્ત્વ એજ પરમાર્થ અને ઉપાસનીય તત્ત્વ છે; બાકી સઘળો પ્રપંચ વૈકલ્પિક, અસાર અને મોહક તેમ જ અડચણરૂપ ભાસે છે. આ દૃષ્ટિમાં સંસારના ભોગો ભવરૂપ સર્પની ફેણાના આટોપ સરખા ભાસે છે.

124 Under this aspect, [ to those who are spiritually advanced ] the natural light of Soul is known as the highest truth worthy of being worshipped and achieved; and everything else, as phenomenal. Thus wordly enjoyments are felt as a dreadful expanse of the hood of the serpent in the form of Samsāra.

ततश्च कान्ता-दृशि सम्प्रवेशस्ताराप्रभासन्निभ-दर्शनायाम् ।
चित्तस्य देशे स्थिर-बन्धनं यत् तां धारणामत्र वदन्ति सन्तः ॥ ॥ १२५ ॥

૧૨૫ ને પછી ' કાન્તા ' દૃષ્ટિમાં પ્રવેશ થાય છે. આ દૃષ્ટિમાં પ્રકટ થતા દર્શનને તારા–પ્રભાની ઉપમા આપવામાં આવી છે. આ દૃષ્ટિમાં યોગનું અંગ ' ધારણા ' પ્રાપ્ત થાય છે. કોઈ પણ ધ્યેય–સ્થાન પર ચિત્તને સ્થિર બાંધવું એનું નામ ' ધારણા. '

125 Henceforth the enlightened soul passes on to the stage of Kanta where the perception is like the lustre of a star. Dhārana which is the characteristic of this stage, means 'fixing the mind steadily on an object.

योगस्य षष्ठाङ्गमिहोपगम्य दृग्-साधने यात्यधिकं विकासम् ।
स्थिरस्वभावादिह नान्यमुच्च न जाग्रतस्तस्य भवाय कर्म ॥ ॥ १२६ ॥

१२६ યોગના એ છઠ્ઠા અંગ પર પહોંચેલો મહાત્મા આ દૃષ્ટિમાં આત્મ-સાધનનો વિકાસ આગળની દૃષ્ટિઓ કરતાં બહુ અધિક સાધે છે. અહીં સ્થિર સ્વભાવના યોગે અન્ય પ્રવૃત્તિમાં ચિત્ત ઉત્સુક થતું નથી, અર્થાત્ અપ્રાસંગિક ઔત્સુક્ય શમી જાય છે. આત્મધર્મમાં જાગ્રત્ એવા આ દૃષ્ટિવાળાને કાર્ય-વૃત્તિ બન્ધક થતી નથી.

126 Having attained, in this Drishti, the sixth stage of Yoga, the man goes further in his spiritual progress. And on account of the steadiness of mind, he ceases to rejoice in everything else. And physical actions do not bind him who is inwardly awakened to the true nature of the Soul.

तत्त्वेन मायाम्बु यथेक्षमाणस्तन्मध्यतो यात्यविषण्ण आशु ।
भोगान् स्वरूपेण तथैव मायाम्बुवद् विद्वदस्खलितं प्रयाति ॥ ॥ १२७ ॥

१२७ માયાજળને વાસ્તવિક રીતે સમજનાર જેમ સ્વસ્થપણે એના મધ્યમાંથી સત્વર નિકળી જાય છે, તેમ સંસારના ભોગોને માયાજળની જેમ તેના ખરા સ્વરૂપમાં ઓળખનાર સજ્જન તેમાંથી (તેનો અનુભવ કરવા છતાં) નિર્વિઘ્નપણે પસાર થઈ જાય છે, અને પોતાના સાધ્યવિહારને અબાધિત રાખે છે. (આ દૃષ્ટિનું આત્મજીવન આ પ્રકારનું બળવાન હોય છે.)

127. One who knows the truth about mirage, passes on untroubled through it, so one who understands the true nature

of worldly happiness which is mirage-like, experiences it with detachment and advances on through it, without being affected thereby.

मीमांसना दीपिकया समाना मोहान्धकार-ध्वंसनेऽत्र भाति ।
तत्त्व-प्रकाशे च विभासमानेऽसदग्रहस्यापि कुतः प्रचारः ? ॥१२८॥

૧૨૮. મોહાન્ધકારને ભેદવામાં દીપિકા સમાન એવી તત્ત્વમીમાંસા આ દૃષ્ટિમાં પ્રવર્તે છે. અતએવ તાત્ત્વિક જ્ઞાન-પ્રકાશ પ્રકાશમાન હોવાથી ત્યાં અસંગત કે અઘટિત બાબત પ્રવેશ પામી શકતી નથી.

128. Here is right and profound consideration [ Mimāmsā ] which is like a lamp for dispelling the darkness of ignorance; and with the high light of true knowledge, there is no room for irrational talk.

दृष्टिः प्रभार्कद्युतितुल्यबोधा गुणोऽत्र तत्त्वप्रतिपत्तिरूपः ।
ध्यानोद्भवं शर्म शम-प्रधानं स्वाधीनमुच्चं गदवर्जितायाम् ॥ १२९ ॥

૧૨૯. સાતમી દૃષ્ટિ પ્રભામાં સૂર્યપ્રકાશ સરખો બોધ ઝળહળે છે. આ નીરોગ દૃષ્ટિમાં યોગનું સાતમું અંગ 'ધ્યાન' પ્રાપ્ત થાય છે. ઉપશમપ્રધાન અને સ્વાધીન એવું ધ્યાનજનિત ઉચ્ચ સુખ અહીં અનુભવાય છે. તત્ત્વપ્રતિપત્તિ એ આ દૃષ્ટિનો લાક્ષણિક ગુણ છે.

129. The seventh aspect is Prabhā. The perception therein resembles the brilliance of the sun. Dhyāna [ meditation ] is its chief characteristic and it is devoid of disease. It confers the excellent bliss which originates in Dhyāna and is swayed by tranquillity and for this very reason is self-dependent. The quality called realization of truth ( तत्त्वप्रतिपत्ति ) is manifested in this stage.

या धारणाया विषये च प्रत्ययैकतानताऽन्तःकरणस्य तन्मतम् ।
ध्यानं समाधिः पुनरेतदेव हि स्वरूपमात्रप्रतिभासनं मतः ॥ १३० ॥

૧૩૦. ધારણાના વિષયમાં ચિત્તની એક સરખી સ્થિરચિન્તનધારાને 'ધ્યાન' કહેવામાં આવે છે. (ચિત્તવૃત્તિ એકતાન બને એ અથવા બીજા શબ્દોમાં, ચિત્તવૃત્તિનો એકાકાર પ્રવાહ એ ધ્યાન છે.) એ જ ધ્યાન કેવળ ધ્યેય સ્વરૂપે જ અવભાસવા માંડે છે ત્યારે એને "સમાધિ" નામથી ઓળખવામાં આવે છે. [ધ્યાનમાં "ધ્યાન કરું છું" એવી વૃત્તિ સ્ફુરતી હોય છે, પરન્તુ જ્યારે ચિત્તવૃત્તિ કેવળ ધ્યેયાકાર બની જાય છે, ત્યારે એટલી વિશેષતાને લીધે એ ધ્યાન "સમાધિ" નામથી નિર્દેશાય છે. અર્થાત્ વિશિષ્ટ અવસ્થાએ પહોંચેલું જે ધ્યાન તેનું બીજું નામ 'સમાધિ' છે.]

130 Dhyāna is defined as the concentration of mind on the object of fixed attention. Intensified Dhyāna is Samādhi. The concentration in Dhyāna when connected with the function (वृत्ति) of Dhyāna, is called Dhyāna, and the same Dhyāna when freed from such a function, is named Samādhi. Samādhi is the pure flow of meditating on the only fixed object, without any other function. The current of concentration in Samādhi flows uninterrupted like the incessant flow of oil, while in Dhyāna there is a connection with the function (वृत्ति) of ध्यान. [In fact *Dhyāna being of various kinds, Samādhi is also called Dhyāna.*]

असङ्गानुष्ठानपदं सत्प्रवृत्तिपदं प्रमार्गं लभते महात्मा ।
प्रशान्तवाहित्वमपीदमेवेदमेव नामान्तरतोऽन्य आहुः ॥ १३१ ॥

૧૩૧. આ દૃષ્ટિમાં 'અસંગાનુષ્ઠાન' હોય છે. [જેમ દંડના પ્રયોગથી ફરતું ચક્ર દંડનો વ્યાપાર બંધ થઈ જવા પછી પણ તેના વેગસંસ્કારને લીધે થોડો વખત ફરતું રહે છે, તેમ ધ્યાનાવસ્થા પછી પણ તેના સંસ્કારના પરિણામે ધ્યાનાવસ્થાસદૃશ પરિણામ-પ્રવાહ ચાલ્યા કરે છે. આને 'અસંગાનુષ્ઠાન' કહે છે.] આવું 'સત્પ્રવૃત્તિપદ' [અર્થાત્ ધ્યાની અવસ્થા જેવી શાન્ત જીવન પ્રવૃત્તિ] પ્રભા દૃષ્ટિમાં હોય છે. આને જ કેટલાક (સાંખ્યો) 'પ્રશાન્તવાહિતા' નામથી અને કેટલાક બીજાં નામોથી ઓળખાવે છે.

131. The high-souled one advances under this aspect, to the state of disattachment ( असंगवृत्ति ) in which the current of spiritual reflections and spiritual performances proceed in an excessively pure condition. This is the reason why this state is called Sat-Pravritti-Pada ( सत्प्रवृत्तिपद ). It is Prashanta designated vahitva by the Sānkhyas, and it is also named in various ways by others.

दृष्टिः परा नाम समाधिनिष्ठाऽष्टमी तदासङ्गविवर्जिता च ।
सात्मीकृताऽस्यां भवति प्रवृत्तिर्बोधः पुनश्चन्द्रिकया समानः ॥ १३२ ॥

૧૩૨. આઠમી દૃષ્ટિ ' પરા, ' એમાં યોગનું અન્તિમ અંગ 'સમાધિ' પ્રાપ્ત થાય છે. અહીં કોઈ પ્રકારની આસક્તિ રહેતી નથી. સમાધિવિષયક પણ આસંગ નહિ. [ ' मोक्षेच्छा मोक्षरोधिनी ' ( મોક્ષની ઈચ્છા પણ મોક્ષને અટકાવનારી છે. ) એ વાક્યનિર્દિષ્ટ આત્મદશા અહીં પ્રાપ્ત થાય છે. ] આ દૃષ્ટિનું જીવન પૂર્ણ આત્મયોગી હોય છે. આ દૃષ્ટિના ઉદ્દ્યોતમાન બોધને ચાન્દ્રમસી જ્યોત્સ્નાની ઉપમા આપવામાં આવે છે.

132. The eighth aspect called Parā is rooted in Samadhi. All attachment ( आसंग ) disappears here. One, advancing to this Drishti which is endowed with perception like moonlight, is identified with the soul.

अध्यात्मकोटिं परमामिहाऽऽगतः श्रीधर्मसंन्यास-बलेन केवलम् ।
लब्ध्वोत्तमं योगमयोगमन्ततः प्राप्यापवर्गं लभतेऽस्तकर्मकः ॥ १३३ ॥

૧૩૩. આ દૃષ્ટિમાં વર્તમાન મહાત્મા અધ્યાત્મ-જીવનની ઉત્કૃષ્ટ કક્ષાને-શ્રેણી સ્થિતિને પ્રાપ્ત થાય છે, અને ' ધર્મસંન્યાસ ' યોગના બળે ' કેવલજ્ઞાન ' પ્રાપ્ત કરે છે. એ પછી છેલ્લે, આયુષ્યના અન્તિમ ક્ષણે અયોગિરૂપ ( સંપૂર્ણ નિષ્ક્રિય એવા ચરમ યોગવડે સર્વથા અકર્મક બની અપવર્ગને પ્રાપ્ત કરે છે.

133. *One who has perfectly advanced in this last Drishti,* obtains absolute Knowledge [ Kevalajnana ] on the strength of 'Dharmasannyasa' yoga. And at the end of his life he attains final emancipation having destroyed all the remaining [i. e. Aghati] Karmas through the last Yoga which is Ayoga [ free from all activities-all inward and outward movements ].

मित्रा-दृशो लक्षणमस्ति मैत्री तारा-दृशो मानसिको विकासः ।
बला-दृशः साधनशक्तिमत्त्वं दीप्रा-दृशोऽन्तःकरणस्य दीप्तिः ॥१३४॥

स्थिरा स्थिरायाः खलु तत्त्वभूमिः कान्ता-दृशः कान्तसमत्वयोगः ।
ध्यानप्रभा-भासुरता प्रभायाः समाधियोगश्च परः परायाः ॥ १३५ ॥

१३४-१३५. मित्रादृष्टिनुं लक्षण मैत्री, तारानुं मानसिक विकास, बलानुं साधनबल, दीप्रानुं अन्तःकरणनी दीप्ति, स्थिरानुं स्थिर तत्त्वभूमि, कान्तानुं देदीप्यमान साम्य, प्रभानुं ध्यानयोग अने परानुं परम समाधियोग.

134-135. The characteristic of Mitra is said to be friendship, that of Tara is mental development, that of Bala is the power of practice, that of Dipra is luminousness of mind, that of Sthira is firm ground of practice, that of Kanta is radiance of mental equanimity, that of Prabha is the brilliance of meditation and that of Para is the achievement of Samadhi or reaching the top of Samadhi.

तृणगोमयकाष्ठहव्यभुक्कण-दीपप्रभयोपमीयते ।
इह रत्न-भ-भानु-चन्द्रमःप्रभया दृष्टिषु दर्शनं क्रमात् ॥ १३६ ॥

१३६. उपर जणाव्युं तेम, पहेली त्रण दृष्टिओमां क्रमशः तृण, छाणां अने लाकडांना अग्निना कण - समान बोध होय छे; चोथीमां दीपनी प्रभा-समान, पांचमीमां रत्नप्रभासमान, छठ्ठीमां ताराप्रभासमान, सातमीमां सूर्य-

પ્રભાસમાન અને પરામાં ચન્દ્રમાના જેવો બોધ હોય છે. ( આ પ્રમાણે બોધ ઉત્તરોત્તર પ્રકર્ષ પામતો જાય છે. )

137. [ To recapitulate briefly ] The instructive light in the first four is successively like the sparks of the fire of grass, cowdung, fuel and lamp-light; and in the last four it is respectively like the light of jewel, star, the sun and the moon.

खेदादिदोषा इह निर्गताऽद्वेषादिका अष्ट गुणाः स्थिराः क्रमात् ।
इत्थं महाष्टाङ्गकमष्टकं दृशां संक्षेपतोऽदर्शि योगिसम्मतम् ॥ १३७ ॥

૧૩૭. ઉપર જણાવ્યું તેમ, એક એક દૃષ્ટિમાં ક્રમશઃ એક એક દોષ ટળતો જાય છે. જેમકે પહેલી દૃષ્ટિમાં ખેદ, બીજીમાં ઉદ્વેગ, ત્રીજીમાં ક્ષેપ, ચોથીમાં ઉત્થાન, પાંચમીમાં ભ્રાન્તિ, છઠ્ઠીમાં અપ્રાસંગિક ઔત્સુક્ય, સાતમીમાં રોગ અને આઠમીમાં આસંગ. વળી, ઉપર જણાવ્યું તેમ, એક એક દૃષ્ટિમાં ક્રમશઃ એક એક ગુણ પ્રકટ થતો જાય છે. જેમકે અદ્વેષ, જિજ્ઞાસા, શુશ્રૂષા, શ્રવણ, બોધ, મીમાંસા, પ્રતિપત્તિ અને પ્રવૃત્તિ. આમ આઠ અંગો સહિત આઠ દૃષ્ટિઓનું સંક્ષિપ્ત અવલોકન કર્યું.

137. While acting under these stages, as said above, the eight evils as languor, etc., disappear and eight eminent qualities as freedom from hatred, etc., are attained respectively. Thus are briefly expounded here the eight Drishtis along with the eight-fold Angas of Yoga, according to saints conversant with Yoga.



इति
अध्यात्मतत्त्वालोके
अष्टाङ्गयोगो नाम तृतीय-प्रकरणम् ।

# प्रकरणम्–४

## कषाय–जयः

[ श्लोक–संख्या ८५ ]

आत्मस्वरूपं प्रथमं प्रवेद्यं योगप्रवासोत्सुकतां वहद्भिः ।
स एव योगस्य यदस्ति भूमिराकाशचित्रोपममन्यथा स्यात् ॥ १ ॥

૧. જેઓ યોગપ્રવાસના ઉત્સાહી હોય, તેમણે આત્મસ્વરૂપનું જ્ઞાન પ્રથમ મેળવવું જોઈએ. કેમકે આત્મા પોતે જ યોગભૂમિ છે. આત્મસ્વરૂપના અવબોધ વગર યોગપ્રવૃત્તિ કરવી એ આકાશમાં ચિત્ર ખીંચવા બરાબર છે.

1. Those whose minds are eager to tread the path of Yoga, should first realise (at least in faith) the pure nature of the Soul; because Soul is the proper field for practising Yoga; otherwise the practice of Yoga would be tantamount to drawing a picture in the void.

क्षेत्रे परैरात्मनि कृष्यमाणे योगेन यत्नैः सततं यथावत् ।
सम्पद्यते सम्पदनन्त–नित्या विज्ञान–वीर्य–प्रमदस्वरूपा ॥ २ ॥

૨. આત્મરૂપ ક્ષેત્રને યોગસાધના વડે સુયોગ્ય પ્રયત્નોથી બરાબર નિરન્તર ખેડવામાં આવે, તો તેમાં જ્ઞાન, વીર્ય અને આનન્દસ્વરૂપ અનન્ત શાશ્વતી સમ્પત્તિ નિષ્પન્ન થાય છે.

2. The spiritual field, if constantly tilled with [ the plough of ] Yoga with proper and deliberate efforts, yields divine opulence consisting in infinite knowledge, infinite bliss and infinite power.

इदं पदार्थ-द्वितये समस्तमन्तर्भवत्यत्र न किञ्चिदन्यः ।
जडस्तथा चेतन इत्यमू द्वौ जडेन चैतन्यमुपाहृतं नः ॥ ३ ॥

૩. આ તમામ વિશ્વ કેવલ બે પદાર્થોમાં જ અન્તર્ગત છે. એ સિવાય કોઈ ચીજ અલગ નથી. તે બે પદાર્થો જડ અને ચેતન. આપણું ચૈતન્ય જડથી આવૃત છે.

3 This whole universe is included in two categories. There is nothing which does not fall within either of the categories. The two categories are (1) animate and (2) inanimate ( जीव and अजीव ). Our soul is animate but is enthroned by inanimate matter ( Pudgala ).

प्रसिद्धमेतज्जडस्य योगात् क्लेशान् प्रभूतान् सहते सदाऽऽत्मा ।
बुद्धे जडाद् भिन्नतया स्व-रूपे दुःखं समग्रं लभते विनाशम् ॥ ४ ॥

૪. એ જાણીતી વાત છે કે જડના ( કાર્મિક આવરણોના ) યોગે આત્મા સદાકાળથી નાનાવિધ ક્લેશોને ભોગવતો રહ્યો છે. એ જો આત્મા જડ-જગતથી પોતાને પૃથક્ (ભિન્ન) સમજે, પોતાને શરીરથી ભિન્ન તત્ત્વ સમજે, પોતાનું સાચું સ્વરૂપ સમજે, તો પછી એને દુઃખીયાપણું રહે નહિ.

4. It is a well-known fact that soul is always subjected to various kinds of misery on account of its union with matter. When it discriminates and concludes that the soul and the body are separate ( i. e. distinct in their individual natures ), how can such soul be seriously affected by physical or mental pain ?

अवेक्षमाणा अपि जन्म-मृत्यु-जराऽऽमयोपद्रवदुःखपूर्णम् ।
संसारमत्यंतरमोहदोषात् समुद्विजन्ते न तवोऽङ्गभाजः ॥ ५ ॥

૫ સંસાર જન્મ, જરા, મૃત્યુ, રોગ અને ઉપદ્રવોનાં દુઃખોથી પૂર્ણ છે પ્રાણી આ વસ્તુ નિહાળે છે, અનુભવે છે, છતાં મહામોહને લીધે એને સંસાર (મોહમય પ્રપંચ) ઉપરથી ઉદ્વેગ આવતો નથી.

5. Though men see that worldly existence of soul is associated with miseries such as birth, death, old age, diseases and other calamities, they are not disgusted with it on account of intense delusion.

सर्वस्य दुःखस्य निदानमात्माऽज्ञानं बुधा एकमुदाहरन्ति ।
तद् तद्भवं तद्विलयाद् व्यपेयात् तपोभिरुग्रैरपि नान्यथा तु ॥ ६ ॥

૬. તમામ દુઃખનું નિદાન માત્ર આત્મવિષયક અજ્ઞાન છે એમ તત્ત્વવેત્તાઓનું કહેવું છે. એ અજ્ઞાનમાંથી ઉદ્ભવતું દુઃખ એ અજ્ઞાનના નાશથીજ મિટાવી શકાય. એ વગર તો ઉગ્ર તપશ્ચર્યાથી પણ એનો નાશ ન થાય.

6. The wise say that ignorance of Self is the only source of all miseries. The acuteness of pain arising from this ignorance is destroyed, when this ignorance is destroyed, otherwise even severe austerities, by themselves, are not competent enough to destroy it.

संसार आत्मैव जितः कषायेन्द्रियैः स एतद्विजेता च मोक्षः ।
क्रोधादयस्तत्र कषाय-संज्ञाश्चत्वार उक्ता भववृक्ष-मेघाः ॥ ७ ॥

૭. કષાયો ને ઇન્દ્રિયોથી જિતાયેલો આત્મા એ પોતે જ સંસાર છે, અને એ જ એ બધાનો વિજેતા બનતાં મોક્ષ છે. અર્થાત્ સંસાર ને મોક્ષ આત્માની જુદી જુદી અવસ્થાઓનાં જ નામ છે. ક્રોધ, માન, માયા લોભ એ ચાર 'કષાય' કહેવાય છે. ભવરૂપ વૃક્ષની પુષ્ટિમાં તેઓ મેઘસમાન છે.

7. The soul subdued by passions and sense-enjoyments is itself worldly existence [ Samsara ]; and when it gets mastery over his passions and sense-enjoyments, it is itself Liberation. Anger etc., are denominated Kashayas, and are compared to rain nourishing the tree in the form of Samsara. [ Kashayas ( passions ) are four in number, namely anger, arrogance, deceit and greed. ]

यो वैरहेतुः परितापकारणं शमार्गला दुर्गतिवर्तनी पुनः ।
उत्पद्यमानः प्रथमं स्वमाश्रयं दहेद् दहेद् वह्निरिवापरं न वा ॥ ८ ॥

क्रोधस्य तस्य प्रशमे क्षमा क्षमा क्षमाऽऽत्मसाक्षात्करणोत्सुकचेतसाम् ।
सा संयमारामविशालसारणिः क्लिष्टाघकर्मौघविभेदनाशनिः ॥ ९ ॥ (युग्मम्)

૮-૯. ક્રોધ વેર-વિરોધનું કારણ છે, સન્તાપને ઉત્પન્ન કરનાર છે, શાન્તિને રોકવામાં અર્ગલા ( ભુંગળ ) સમાન છે અને દુર્ગતિનો માર્ગ છે; તેમ જ જ્યાં તે ઉત્પન્ન થાય છે તે સ્થાનને-પોતાના આશ્રયને અગ્નિની જેમ તે પ્રથમ બાળે છે, જ્યારે બીજાને બાળવામાં ચોક્કસ નથી. એ ક્રોધને શાન્ત કરવામાં ક્ષમાનો ગુણ સમર્થ શક્તિશાલી છે. જેઓનાં અન્તઃકરણ આત્મસાક્ષાત્કારની પ્રાપ્તિ માટે ઉત્સુક છે, તેમને એ ( ક્ષમા ) આશીર્વાદરૂપ છે. એ, સંયમરૂપ બગીચામાં પાણીની વિશાળ નીક છે અને ક્લિષ્ટ કર્મરૂપ પર્વતોને ભેદવામાં વજ્રકલ્પ સાધન છે.

8-9. Anger is the source of enmity, cause of affliction, a bolt-like impediment to quietude and a way leading to evil plight. When it arises, it, like fire, first burns its own abode, though it may or may not burn others. Forbearance or forgiveness is competent to subdue anger and it is essential for those who are eager for the Emancipation of the Soul. This forbearance is like a broad channel in the garden of self-restraint and it is like a thunderbolt in rending asunder the hills of heinous crimes.

क्रोधः कषायो मृदु-मध्य-तीव्राऽऽदिभिः प्रकारैर्बहुभिः प्रसिद्धः ।
यादृक्स्वरूपः स उदेति तादृग्रसानुविद्धं वितनोति कर्म ॥ १० ॥

૧૦. ક્રોધ મૃદુ, મધ્ય, તીવ્ર આદિ અનેક પ્રકારોથી જાણીતો છે. જેવા પ્રકારનો તે ઉદયમાં આવે છે તેવા પ્રકારના રસવાળું કર્મ સર્જે છે.

10. Anger is well-known to be of various degrees, such as gentle, intermediate and violent etc., Proportional to the intensity of anger is the tenacity and acuteness of the incoming Karma.

योगस्य पन्थाः परमस्तितिक्षा ततो महत्यात्म-बलस्य पुष्टिः ।
एतां विनेच्छति योग-लक्ष्मीं हलाहलाद् वाञ्छति जीवितं सः ॥ ११ ॥

૧૧. ક્ષમા એ યોગનો અસાધારણ માર્ગ છે. એનાથી, આત્મબલ બહુ પુષ્ટ થાય છે. એ વગર જે યોગ-લક્ષ્મી મેળવવા ચાહે છે તે વિષભક્ષણથી જીવિત ઈચ્છે છે.

11. Forbearance or forgiveness is the highest path of Yoga, wheredy spiritual power is developed. He who desires wealth of Yoga without it, is like one who desires prolongation of life by taking poison.

अकारणं वाल्पक-कारणं वा यदा तदा क्रुध्यति निर्बलात्मा ।
एवं च दोषाक्रमणास्पदीभवन् स्वजीवनं दुःखितमातनोति ॥ १२ ॥

૧૨ નિર્બળ માણસ વગર કારણે યા નજીવા કારણે જ્યારે-ત્યારે ક્રોધને વશીભૂત થાય છે. પરિણામે બુરાઈ અને આફતનો ભોગ બનતાં તે પોતાનું જીવન દુઃખી બનાવે છે.

12. A weak-minded person gets angry now and then unnecessarily or by a trifling cause, and thus he, by falling a victim to various such faults, renders his life miserable.

मनः शरीरं रुधिरं च यस्य यथा यथा निर्बलतां व्रजन्ति ।
क्रुद्ध-स्वभावेऽधिकतां दधाने तथा तथा शोच्य-दशां स एति ॥ १३ ॥

૧૩. શરીર, મન અને લોહી માણસનાં જેમ જેમ નિર્બળ પડતાં જાય છે, તેમ તેમ તેની ક્રોધ-પ્રકૃતિ વધતાં તેની જીવનદશા શોચનીય બનતી જાય છે.

13. The more a person's mind, body and blood are weakened, the more his anger gets excited and the more pitiable he becomes.

निशम्य दुर्भाषितमन्यदीयमुत्तेजितत्वं नहि यान्ति सुज्ञाः ।
सम्पादनीयः सहनस्वभावः शाठ्यं शठाग्रे न हि कर्तुमर्हम् ॥ १४ ॥

૧૪. બીજાનાં દુર્વચનો સાંભળી સુજ્ઞો ઉત્તેજિત થતા ( ઉશ્કેરાતા ) નથી. સહનશીલતા ઉપયોગી છે. શઠની આગળ શઠ થવું એ સાધુતા નથી, વાજબી માર્ગ નથી.

14. The wise do not get excited on hearing bad words from others. One should acquire the quality of forbearance. One should not stoop to revenge. [ It is unbecoming to pay a wicked person in his own coin ].

नोदेति रोगः परदुर्वचोभिर्न वा यशःश्रीर्लभते विलोपम् ।
द्रव्यस्य हानेरपि नास्ति वार्ता कुप्येन्न संचिन्त्य च मानभंगम् ॥ १५ ॥

૧૫ બીજાના દુર્વચનોથી શું કંઈ રોગ ઉત્પન્ન થાય છે? યા ઇજ્જત-

આબરૂને ધક્કો લાગે છે ? કિંવા આર્થિક સ્થિતિને હાનિ પહોંચે છે ? નહિ, તેવું તો કંઇ છે નહિ; પછી ક્રોધ શા માટે ? માનભંગની કલ્પના કરીને ગુસ્સે થવાય છે તે પણ ઠીક નથી.

15. Why should a wise man be angry? By ill words neither disease is engendered, nor is reputation sullied, nor is there the likelihood of the loss of wealth. No wise person should also be angry, thinking himself insulted by ill words uttered by another.

क्रुद्धः स्वयं लज्जिततामपीयाद् आश्रीयते त्वं प्रति चेत् क्षमित्वम् ।
जायेत तच्चेतसि चानुतापः शमो हि कोप-ज्वलनेऽम्बुवर्षः ॥ १६ ॥

૧૬. સાત્ત્વિક ક્ષમાવૃત્તિનો આશ્રય લેવાય તો સંભવ છે કે તેની સામે ક્રોધ કરનાર માણસ સ્વયં લજ્જિત થશે, અને પાછળથી તેને પશ્ચાત્તાપ થશે. શમભાવ ( પ્રશાન્ત વૃત્તિ ) ક્રોધની આગ પર ખરેખર જલવૃષ્ટિ સમાન છે.

16. If we resort to the virtue of forbearance, the angry person feels himself ashamed; and afterwards in his mind arises repentance, because forbearance serves as the shower of water to the fire of anger.

क्रोधेन वैरं लभतेऽत्र कार्ये वैरेण दुर्ध्यान-परम्परा च ।
एवं स्खलेत् प्रसरमाण आत्मोन्नतेः पथा रोष-समाश्रयेण ॥ १७ ॥

૧૭. ક્રોધમાંથી વૈર ઊભું થાય છે અને વૈરના યોગે દુર્ધ્યાનની પરમ્પરા ચાલે છે. આમ ક્રોધનો આશ્રય લેનારા આત્મોન્નતિ-માર્ગનો પથિક સાધન-માર્ગથી સ્ખલિત થાય છે.

17. Anger breeds enmity. Enmity gives rise to a series of evil thoughts. Thus, he who conducts himself on the path of the elevation of Self, deviates from the right path if he succumbs to anger.

रुष्यज्जनं प्रेरयतेऽस्मदीयं प्राचीनकर्माथ विचारणीयम् ।
पराश्रये रुष्यति वा प्रकोपः प्रयोजके कर्मणि वा विधेयः ? ॥ १८ ॥

૧૮. આપણા પર રોષ કરતા માણસને પ્રેરનાર આપણું કર્મ છે. તો પછી વિચાર કરવાની બાબત છે કે આપણા કર્મથી પ્રેરિત થઇ આપણા તરફ રોષ કરનાર માણસ ઉપર આપણે કુપિત થવું વાજબી છે કે તે રોષ કરતા માણસને પ્રેરનાર આપણા કર્મ ઉપર રોષ કરવો વાજબી છે ?

18. If a person gets angry with us, it is the influence of our previous Karmas that actuates him to do so. Under these circumstances, " with whom are we to be angry " becomes a question for serious consideration. Are we to be angry with the angry person who acted under the influence of our Karmas or with our own Karmas which impelled him to do so ?

कृतापराधे यदि नाम कोपो न कर्म किं तर्हि कृतापराधम् ?
स्फुटोऽपमर्षश्च विचार्यमाणः सर्वापराधी खलु कर्म-योगः ॥ १९ ॥

૧૯. જો અપરાધી ઉપર કોપ કરતા હો તો કર્મ શું અપરાધી નથી ? ( આપણો અપરાધ કરનાર માણસ આપણાં કર્મોની પ્રેરણાથી જ આપણો અપરાધ કરે છે, એ માટે આપણાં કર્મ જ અપરાધી છે.) ખરો અપરાધી કોણ એ તપાસતાં સમજી શકાશે કે તમામ અપરાધ એક માત્ર કર્મના છે. ( અને કર્મને ઉત્પન્ન કરનાર આત્મા પોતે હોવાથી ખરો અપરાધી સ્વયં પોતે આત્મા જ છે. )

19. If it is proper to direct anger towards the offender, then is it not true that our karmas have committed the offence ?

We must bear in mind this plain truth that all offences (committed by others in relation to ourselves) are the work of (our own) Karmas.

त्रैलोक्य-चूडामणयोऽप्यदर्शन् विवेनुषः स्वोपरि ताडनादि ।
क्षमा-दृशा वै परमर्षिपादाः क्षमा तदेत्थं न हि किं क्षमा नः ? ॥ २० ॥

૨૦. ત્રિલોકીના શિરોમણિ તથા પરમઋષિ દેવાધિદેવો પણ પોતાના ઉપર તાડન-તર્જન કરનારને ક્ષમાની દૃષ્ટિથી જોતા, તો પછી આપણે એ આદર્શનું અનુસરણ ન કરીએ ?

20. Even the Lords-the lordly sages-crest-jewels of the three worlds, (the highest of the valiant heroes in all the worlds,) looked upon their persecutors even with an eye of forbearance, then is it not proper for us to practise forbearance ?

प्रकम्पमानोष्ठक-रक्तनेत्र-प्रस्वेदसंक्लिन्न-मुखारविन्दः ।
क्रुध्यन् समालोक्य विचारशीलैर्मान्यः कृपापात्रतया ज्वरीव ॥ २१ ॥

૨૧. માણસ જ્યારે ક્રોધથી ઘેરાય છે ત્યારે તેના હોઠ કાંપવા લાગે છે, તેની આંખો લાલ બની જાય છે અને તેના મુખકમલ પર પરસીનો આવે છે. જ્વરાક્રાન્તની પણ લગભગ આવી સ્થિતિ હોય છે. માટે કોઈને આપણા પર ક્રોધ કરતો જોઈએ ત્યારે એને જ્વરાક્રાન્તની જેમ દયાપાત્ર સમજવો.

21. On seeing an excited person with lips shaking, eyes red and with face full of perspiration, one should consider him as an object deserving pity as though he were attacked with fever.

ज्वरातुरे कुर्वति दुर्वचांसि यथा न कोपः क्रियते दयाद्रैः ।
तथा दयार्द्रैरिह एव दृश्यः क्रोधज्वरार्त्तो दुर्वचनानि कुर्वन् ॥ २२ ॥

૨૨. જ્વરાતુર માણસ ચઢ્ઢા તઢ્ઢા પ્રલાપ કરતો હોય, છતાં તેના પર આપણે રોષ નથી કરતા, બલ્કે તેના પર આપણને દયા આવે છે, તેમ જે માણસ રોષરૂપ જ્વરથી જેમ તેમ લવારો કરતો હોય, તેને પણ દયાદૃષ્ટિથી નિહાળવો જોઇએ.

22 Just as we do not become angry with a fever-striken person uttering bad words, but on the contrary we feel pity for him, so a person speaking evil words, being under the influence of anger, should be treated with pity (as though he were attacked with fever).

वनस्पतित्वे च पिपीलिकात्वे समागतोऽनेकश एष आत्मा ।
मदस्तदीयो गलितस्तदा क्व न सह्यते सम्प्रति दुर्वचो यत् ? ॥ २३ ॥

૨૩. અત્યારે આ માણસને કોઇનું કડવું વેણ સહન થતું નથી, પણ કોઇ ભવાન્તરમાં વનસ્પતિકાયમાં અને કીડી-મંકોડીની ( અને પશુની ) જાતિમાં એ ગયેલો ત્યારે એનો મદ ક્યાં ગયો હતો ?

23. This soul has many times passed through vegetable and insect life. Where had it then lost its pride that it in the present human form of existence, cannot patiently bear the bitter words uttered by others !

आक्रोशशान्तिर्मधुरैर्वचोभिराक्रोश आक्रोशत एति वृद्धिम् ।
प्रदीपनस्य प्रशमाय वारि क्षेप्यं न तूत्तेजकमिन्धनादि ॥ २४ ॥

૨૪ મીઠાં વચનોથી સામાનો આક્રોશ શાન્ત થાય; પણ આક્રોશની સામે આક્રોશ કરવાથી તો તે વધે. બળતી આગને શમાવવા સારુ પાણી નંખાય, પણ લાકડાં-છાણાં આદિ ઉત્તેજક પદાર્થો નાંખવાથી તો તે ઉલટી વધે.

We must bear in mind this plain truth that all offences (committed by others in relation to ourselves) are the work of (our own) Karmas.

त्रैलोक्य-चूडामणयोऽप्यदर्शन् वितेनुषः स्वोपरि ताडनादि ।
क्षमा-दृशा वै परमर्षिपादाः क्षमा तदेवं न हि किं क्षमा नः ? ॥ २० ॥

૨૦. ત્રિલોકીના શિરોમણિ ત પરમઋષિ દેવાધિદેવો પણ પોતાના ઉપર તાડન-તર્જન કરનારને ક્ષમાની દૃષ્ટિથી જોતા, તો પછી આપણે એ આદર્શનું અનુસરણ ન કરીએ

20. Even the Lords-the lordly sages-crest-jewels of the three worlds, (the highest of the valiant heroes in all the worlds,) looked upon their persecutors even with an eye of forbearance, then is it not proper for us to practise forbearance !

प्रकम्पमानोष्ठ-रक्तनेत्र-प्रस्वेदसंक्लिन्न-मुखारविन्दः ।
क्रुध्यन् समालोक्य विचारशीलैर्मान्यः कृपापात्रतया ज्वरीव ॥ २१ ॥

૨૧. માણસ જ્યારે ક્રોધથી ઘેરાય છે ત્યારે તેના હોઠ કાંપવા લાગે છે, તેની આંખો લાલ બની જાય છે અને તેના મુખકમલ પર પસીનો આવે છે. જ્વરાક્રાન્તની પણ લગભગ આવી સ્થિતિ હોય છે. માટે કોઇને આપણા પર ક્રોધ કરતો જોઈએ ત્યારે એને જ્વરાક્રાન્તની જેમ દયાપાત્ર સમજવો.

21. On seeing an excited person with lips shaking, eyes red and with face full of perspiration, one should consider him as an object deserving pity as though he were attacked with fever.

ज्वरातुरे ब्रुवति दुर्वचांसि यथा न कोपः क्रियते दयालैः ।
तथा दयार्द्रैरिह तत्र दृश्यः क्रोधज्वराद् दुर्वचनानि कुर्वन् ॥ २२ ॥

૨૨. જ્વરાતુર માણસ ચદ્ધવા તદ્ધવા પ્રલાપ કરતો હોય, છતાં તેના પર આપણે ક્રોધ નથી કરતા, બલ્કે તેના પર આપણને દયા આવે છે, તેમ જે માણસ ક્રોધરૂપ જ્વરથી જેમ તેમ લવારો કરતો હોય, તેને પણ દયાદૃષ્ટિથી નિહાળવો જોઈએ.

22 Just as we do not become angry with a fever-striken person uttering bad words, but on the contrary we feel pity for him, so a person speaking evil words, being under the influence of anger, should be treated with pity ( as though he were attacked with fever ).

वनस्पतित्वे च पिपीलिकात्वे समागतोऽनेकश एष आत्मा ।
मदस्तदीयो गलितस्तदा क्व न सहते सम्प्रति दुर्वचो यत् ? ॥ २३ ॥

૨૩. અત્યારે આ માણસને કોઈનું કડવું વેણ સહન થતું નથી, પણ કોઈ ભવાન્તરમાં વનસ્પતિકાયમાં અને કીડી-મંકોડીની ( અને પશુની ) જાતિમાં એ ગયેલો ત્યારે એનો મદ ક્યાં ગયો હતો ?

23. This soul has many times passed through vegetable and insect life. Where had it then lost its pride that it in the present human form of existence, cannot patiently bear the bitter words uttered by others !

आक्रोशशान्तिर्मधुरैर्वचोभिराक्रोश आक्रोशत एति वृद्धिम् ।
प्रदीपनस्य प्रशमाय वारि सेव्यं न तूत्तेजकमिन्धनादि ॥ २४ ॥

૨૪ મીઠાં વચનોથી ક્રમનો આક્રોશ શાન્ત થાય; પણ આક્રોશની સામે આક્રોશ [illegible] તે વધે [illegible] આગને શમાવવા સારુ પાણી નખાય, પણ [illegible] ઇન્ધન [illegible] નાખવાથી તો તે ઉલટી વધે.

24. Sweet words pacify loudly uttered abuses or censures, while words of abuse or censure provoke further reviling shouts (in response). Water should be poured in order to extinguish the blazing fire and not fuel etc., which only increase it.

दूरीकृताः सम्पद उज्झिता स्त्री नीतः समग्रः स्वजनोऽप्युपेक्षाम् ।
अथ प्रकोपाचरणं किमर्थं तथापि चेद्दुर्भागवेयम् ॥ २५ ॥

૨૫. સ્ત્રી છોડી, ધન છોડયું અને કુટુંબપરિવારનો પણ ત્યાગ કર્યો, પછી ક્રોધને શા રાખવાનો હોય? સર્વત્યાગ કર્યો છતાં પણ જો ક્રોધ ન છૂટે, તો એના જેવી કમનસીબી બીજી કઈ?

25. When everything including wealth, wife and the whole family is abandoned, why should wrath be retained or resorted to? However if it still persists, it is a great misfortune.

जगत्त्रितय्यामपि कोऽस्मदीयो यत्राधिकारश्चरितुं क्रुधं नः ?
सर्वेऽस्मदीया यदि कः प्रकोपो युक्तश्च नासाविह कर्म-सृष्टौ ॥ २६ ॥

૨૬. અખિલ જગતમાં કોણ અમારો છે કે જેના પર ક્રોધ કરવાનો અમારો અધિકાર હોઈ શકે? અને બધા જો અમારા છે તો બધા સાથે પ્રેમ અને સદ્ભાવથી વર્તવાનું હોય. વળી, વિચારવાની વાત છે કે, આ બધી સૃષ્ટિ કર્મયોગથી સંબંધ છે. આ જો સમજાય તો ક્રોધાચરણમાં કેટલી ભૂલ થાય છે તે પણ સમજાય.

26. In all the three worlds is there any such person who may be ours and with whom we are authorised to be angry? If all are ours, there is no scope for anger. Indeed, in this creation of Karma (as this worldly intercourse among living beings, is regulated by Karmic forces) it is not proper to be angry with another.

स्यातन्यमत्रास्ति कियद्दिनं यत् कोपाग्निना प्रज्वलनं क्षमं स्यात् ?
यद्यैहिकार्थे क्षम एव कोपः पारत्रिकार्थे प्रशमो न तर्हि ? ॥ २७ ॥

૨૭. વિચાર કરો કે અહીં કેટલું રહેવું છે ? (થોડી જિન્દગીનો આ ખેલ છે.) પછી ક્રોધાગ્નિમાં બળવું શા માટે ? આ જિન્દગીના વિષય ભોગ સાધવા માટે ક્રોધાચરણ ઠીક ગણાતું હોય, તો પારલૌકિક લાભ માટે શમભાવ શું ઠીક ન ગણાય ?

27. How long are we to live in this world that we should allow the fire of anger to burn ? If we can find justification for anger for some mundane purpose, should we not entertain forbearance for the good in the other world ?

यमान् कुरुध्वं नियमान् कुरुध्वं क्रियां कुरुध्वं च तपः कुरुध्वम् ।
परन्तु चेन्नास्ति शमावगाहः सर्वेऽपि ते निष्फलतां व्रजेयुः ॥ २८ ॥

૨૮. યમ કરો, નિયમ કરો, ક્રિયા કરો અને તપ કરો; પણ જો શમભાવમાં અવગાહન ન હોય તો તે સઘળું એળે જાય.

28. You may practise Yamas (vows), Niyamas (religious observances), rituals and austerities, but if there is no mental quietude, all these are in vain.

मनोवचःकर्मसु निर्मलेषु क्षमोर्मयो यस्य सदा वहन्ति ।
धन्यः कृतार्थः स कृती महात्मा कलावपि प्रेक्ष्यमुखारविन्दः ॥ २९ ॥

૨૯. જેનાં નિર્મળ મન-વચન-કાયમાં ક્ષમાની-પ્રશાન્ત વૃત્તિની ઊર્મિઓ નિરન્તર વહ્યા કરે છે તે ધન્ય છે, કૃતાર્થ છે, તે જ્ઞાની મહાત્મા છે, જેનું પવિત્ર વદનારવિન્દ કલિકાલમાં પણ દર્શનીય છે

29. The high-souled wise man in whose pure mind, speech and body, flow constant currents of forbearance, is blessed and really successful, and is one whose lotus-like face is worthy of being looked at reverently even in this iron age.

क्रोधान्धलीभूय यदेव कार्यं करोति मर्त्यो विपरीतरूपम् ।
तदेव कोपोपशमे त्रपायै दुःखाय च स्याद् धिगहो! अविद्या ! ॥ ३० ॥

૩૦. ક્રોધાન્ધ અવસ્થામાં માણસ ઉતાવળથી એકદમ ઊલટું-પલટું કામ કરી નાંખે છે, પણ પછી જ્યારે તેનો ક્રોધ ઠંડો પડે છે ત્યારે તેને પોતાની એ વિપરીત ચેષ્ટા માટે શરમ આવે છે અને દુઃખ થાય છે. અહો ! ધિક્ અવિદ્યા !

30. The undersirable act which a man blinded by wrath, does in haste, tends, on the subsidence of anger, to bring shame and distress. Oh ! accursed is the ignorance !

आक्रोशने वा सति ताडने वा योग-प्रवाहे स्थिरवानुचित्तु ।
ध्यायेन्न मे किञ्चन नाशमेति सच्चित्स्वरूपं मम निश्चलं यत् ॥ ३१ ॥

૩૧. યોગ-પ્રવાહમાં નિમગ્ન મહાત્મા પર આક્રોશ કે તાડન થાય ત્યારે તે એમ જ વિચારે છે કે મારું કંઇ નષ્ટ થતું નથી; મારું જે સચ્ચિત્સ્વરૂપ એ તો નિશ્ચલ છે.

31. A sage who is absorbed in the steady practice of Yoga, if calumniated or assailed, thinks thus :— "There is nothing of mine which is being destroyed thereby. My real nature which is Sat-chit (Spirituality consisting in pure knowledge) is indestructible".

यथार्थदृष्टिः प्रकटो यदा स्याद् देहात्मनोर्भिन्नतया प्रकाशः ।
छिन्ने च भिन्ने च तदा शरीरे नात्मा भवेत् स्वात्म-रतो विकारी ॥ ३२ ॥

૩૨. શરીર અને તદન્તર્ગત આત્મા એ બન્નેનું સાચું ભેદજ્ઞાન જ્યારે બરાબર પ્રકટ થાય છે ત્યારે સ્વરૂપ-મગ્ન આત્માની જે ઉન્નત અવસ્થા હોય છે કે તેના શરીરનું છેદન-ભેદન કરવામાં આવે તોયે તે વિકૃતિને પ્રાપ્ત થતો નથી.

32. When clear illumination reveals the distinction that exists between Soul and body, then soul being self-possessed and engrossed in its true nature, ceases to be adversely affected even if the body is wounded or mutilated.

क्रिया सुसाधा च तपः सुसाधं ज्ञानं सुसाधं नियमाः सुसाधाः ।
दुःसाध एकः स च कोपरोधः स साधितः साधितमप्यशेषम् ॥ ३३ ॥

૩૩. ક્રિયા સુસાધ્ય છે, તપ સુસાધ્ય છે, જ્ઞાન સુસાધ્ય છે અને નિયમો સુસાધ્ય છે; પણ એક વસ્તુ દુઃસાધ્ય છે, અને તે ક્રોધનો નિરોધ. એ કામ સધાયું કે બધું સધાયું.

33. Rites, austerities, knowledge and Niyamas are easy to practise, but the only thing that is most difficult is the subjugation of wrath. If it is subdued, everything else is as good as accomplished.

ज्ञेयं गृहस्थैरपि यत्र तत्र क्रुद्धस्वभावाचरणं न युक्तम् ।
सर्वत्र सर्वेष्वपि घोषयामो हिताय तत्संयमन-प्रवृत्तिः ॥ ३४ ॥

૩૪. ગૃહસ્થોએ પણ ધ્યાનમાં લેવું જોઈએ કે જ્યાં-ત્યાં પોતાનો ક્રોધ છૂટો રાખવો ઠીક નથી. સર્વત્ર અને સર્વને માટે અમે ઉચ્ચારીએ છીએ કે ક્રોધનું સંયમન અને નિયમન હિતાવહ છે.

34. Even the householders should understand that it is not proper for them to be angry everywhere and anywhere. We proclaim to all that to try to curb anger is beneficial.

क्रोधोपतापेन विनाऽपि शक्यो वक्तुं यथाभीष्टमनिष्टमर्त्यः ।
परापराधे निजलोहितस्य क्रोधाग्निना संज्वलनं न युक्तम् ॥ ३५ ॥

૩૫. ક્રોધ વગર પણ કોઇને અણગમતા માણસને જે કહેવું કે ફરમાવવું હોય તે કહી કે ફરમાવી શકાય છે. ( મેજિસ્ટ્રેટ તપ્યા વગર પણ અપરાધીને ફાંસીની સજા સુદ્ધાં ફરમાવી શકે છે. ) અપરાધ કરે બીજો, અને એને સારુ ક્રોધ કરી પોતાનું લોહી બાળીએ આપણે—એ કેવું વૈચિત્ર્ય ! એ સ્થિતિ યોગ્ય નથી.

35. If any thing is intended to be said to an undesirable person, that can be done even without being swayed by anger. Is it meet to burn one's own blood by the fire of anger when another is a culprit deserving punishment ?

अनेकशास्त्राणि विलोकितानि रहस्यमध्यात्मगिरां च लब्धम् ।
तथापि लब्धा यदि नो तितिक्षा ज्ञेयस्तदाऽसौ हृदयेन मूर्खः ॥ ३६ ॥

૩૬. અનેક શાસ્ત્રો જોયાં અને અધ્યાત્મ-વાઙ્મયનાં રહસ્ય ઉકેલ્યાં, છતાં જો તિતિક્ષા ( સહિષ્ણુતા ) ગુણ ન સાંપડ્યો, તો એ માણસ હૃદયથી મૂર્ખ રહ્યો ભણાય.

36. If a man has not succeeded in acquiring the virtue of forbearance even after diving deep into numerous religious works and mastering the literature relating to the secret of spiritual knowledge, he must be thick-headed. [ His profound erudition has not touched his heart. ]

यावन्न मानादिक-दूषणानां प्रचार आयाति निरुद्धभावम् ।
क्रोधो भवेत् तावदशक्यरोधस्तावन्न सम्पद्य आत्म-शान्तिः ॥ ३७ ॥

૩૭. જ્યાં સુધી માન (મદ-અહંકાર), માયા (દંભ-કપટ) વગેરે દૂષણોનો પ્રચાર બંધ થાય નહિ, ત્યાં સુધી ક્રોધનો નિરોધ થવો શક્ય નથી અને આત્મશાન્તિ પણ સુલભ નથી.

37. So long as the progress of such evils as pride, deceit and greed is not checked, anger cannot be subdued, nor is spiritual tranquillity acquired.

विवेकनेत्रं हरताऽस्मदीयं मानेन तीव्रो विहितोऽपराधः ।
न त्यज्यते तच्छ्रयणं तथापि कीदृश्यहो ! मूढधियः प्रवृत्तिः ? ॥ ३८ ॥

૩૮. અમારા વિવેકરૂપ નેત્રને હરણ કરતા અહંકાર દોષે અમારો જબરો અપરાધ કર્યો છે; છતાં તેનો પલ્લો નથી મુકાતો ! કેવી મૂઢ દશા !

38. Pride has committed the heinous offence of robbing us of our sight in the form of right understanding. Notwithstanding we do not refrain from resorting to such a terrible enemy! What a foolish action is this !

विवेक-दुग्धं यदि रक्षणीयं तद् दर्प-सर्पेण न संगतं स्यात् ।
विद्यासुधादीधिति-शीतभासो मानाभ्रविध्वंसनतः स्फुरन्ति ॥ ३९ ॥

૩૯. વિવેકરૂપ દૂધનું જો સંરક્ષણ કરવું હોય તો દર્પરૂપ સર્પ ( મદરૂપ નાગ ) સાથે તેનો સંગ ન થવા દેવો જોઇએ. અભિમાનનાં વાદળો જ્યારે વીખરાય છે ત્યારે વિદ્યારૂપ સુધાકરની શુભ્ર જ્યોત્સ્ના પ્રકાશમાન થાય છે.

39. If the milk of discrimination is to be preserved, it should be protected against the serpent in the form of pride or arrogance. The cool moon-light of learning shines forth when the clouds of pride are dispersed.

विचार्यमाणं प्रतिभाति सम्यक् स्थानं न मानाचरणस्य किञ्चित् ।
प्रत्यक्षमालोक्यत एव विश्वे कश्चिद् दधानोऽधिकतां कुतश्चित् ॥ ४० ॥

૪૦. વિચાર કરતાં સાફ સમજી શકાય તેમ છે કે અભિમાન કરવા જેવી કોઈ ચીજ નથી. જગત્‌માં એક એકથી ચઢિયાતા પ્રત્યક્ષ જોવાય છે.

40. A little thinking clearly shows that there is no object (in the whole world) in which we can take just pride. It is a matter of direct experience in this world that every man somewhere encounters another who is superior to, or more than a match for, him.

अनन्यसाधारणबुद्धिमत्त्वमनन्यसाधारणशक्तिमत्त्वम् ।
अनन्यसाधारणवैभवत्वं क्वाऽस्मासु कुर्याम यतोऽभिमानम् ? ॥ ४१ ॥

૪૧. અનન્યસાધારણ બુદ્ધિ, અનન્યસાધારણ શક્તિ અને અનન્યસાધારણ વૈભવ અમારામાં ક્યાં છે કે જેના પર અમે અભિમાન કરી શકીએ ?

41. We are not endowed with matchless intelligence, power and prosperity of which we can feel justly proud.

न श्रीः प्रसन्ना प्रविकासिरम्या न भारती दत्तवती वरं च ।
महत्तमं च कृतं न किञ्चित् तथाप्यहो ! दर्प-समुद्धतत्वम् ! ॥ ४२ ॥

૪૨. નથી લક્ષ્મી પ્રફુલ્લ નેત્રોથી પ્રસન્ન થઈ કે નથી સરસ્વતીએ કંઈ વરદાન આપ્યું; તેમ જ મહત્ત્વનું કંઈ કામ બનાવ્યું નથી. છતાં મદોન્માદ !

42. Oh ! the vain gloriousness of human beings, though the goddess of wealth with her blooming eyes has not smiled upon them, the goddess of learning has conferred no boon upon them and they themselves have not performed any great or important thing

न धीरिमा वा न गभीरिमा वा न सासहित्वं न परोपकारः ।
गुणे कलायां न समुन्नतत्वं तथापि गर्वः किमतः प्रहास्यम् ? ॥ ४३ ॥

૪૩. નથી ધૈર્ય, નથી ગાંભીર્ય, નથી સહિષ્ણુતા અને નથી પરોપકારિતા; તેમજ નથી કોઇ ગુણ કે કલામાં ઉંચું સ્થાન; છતાં ગર્વ ! કેવી હસવા જેવી સ્થિતિ ! [ સાચી વાત એ છે અને વિવેકબુદ્ધિ પણ એજ છે કે, માણસ જેમ જેમ મહત્તાઓને પ્રાપ્ત કરતો જાય, તેમ તેમ વધુ ને વધુ સૌમ્ય અને નમ્ર બને.]

43. Though there is neither courage (fortitude), nor solemnity, nor endurance, nor benevolence, nor eminence in merit or art, yet how ridiculous it is that a man entertains arrogance ! what could be more ridiculous than this ! [ Really speaking, arrogance is censurable in every condition even when a person is endowed with all these and also all other excellences. Real wisdom teaches us that the higher a man rises in greatness, the greater the humility should be practised by him. ]

रूपेण कामप्रतिमोऽपि मर्त्यः कालान्तरे ग्लानिमुपैति रोगैः ।
राज्ञोऽपि रङ्कीभवनं स्फुटं च कस्तर्हि मानाचरणे मतोऽर्थः ? ॥ ४४ ॥

૪૪ રૂપે કામદેવ જેવો મનુષ્ય પણ કાલાન્તરે રોગોથી જર્જરિત બને છે, અને રાજા રંક બને છે. પછી ગર્વ કરવાનો હોય ?

44. A man even though equal in beauty to the god Cupid, becomes, after the expiration of some time, emaciated with diseases, and even a king evidently sometimes becomes a beggar. Then, what benefit is expected to accrue from cherishing pride?

सामान्यवर्गः [illegible] ।
[illegible] ॥ ४५ ॥

[illegible]
[illegible] ॥४६॥ (युग्मम्)

૪૫-૪૬. સામાન્ય વર્ગના માણસો લક્ષાધિપતિ તરફ, લક્ષાધિપતિ કોટીશ્વર તરફ, કોટીશ્વર રાજા તરફ, રાજા ચક્રવર્તી તરફ, ચક્રવર્તી દેવ તરફ, દેવ ઇન્દ્ર તરફ, ઇન્દ્ર યોગીન્દ્ર તરફ, યોગીન્દ્ર સર્વજ્ઞ (સર્વજ્ઞાનરાશિસમ્પન્ન) તરફ અને સર્વજ્ઞ જગદીશ્વર તરફ દૃષ્ટિપાત કરે, તો મદને અવકાશ મળે ? નહિજ.

45-46. There is no scope for arrogance, if an ordinary man keeps in view the status of a millionaire, a millionaire that of a multimillionaire, a multimillionaire that of a king, a king that of a paramount lord, a paramount lord that of a god, a god that of the Indra, the Indra that of the lord of Yogis, the lord of Yogis that of an omniscient one and an omniscient one that of the lord of the whole universe.

यत्पाद-पद्मे मधुपन्ति सर्वे सुरेश्वरास्ते परमेष्ठिनोऽपि ।
नाहङ्कृतेर्दुष्कृतिमाविशन्ति किं नः क्षमस्तर्हि मदावलेपः ? ॥ ४७ ॥

૪૭. જેમનાં ચરણકમલોમાં સર્વ સુરેન્દ્રો ભ્રમરાયમાણ રહે છે તે પરમેષ્ઠી પરમપ્રભુ પરમાત્માઓ પણ અહંકારવશ થતા નથી, તો પછી આપણને મદ કરવો છાજે ?

47. When the Lords of the world–the lordly sages, at whose lotus-like feet, even the Indras (the kings of gods) swarm like bees, are not at all touched by pride, is it then *proper for us (insignificant beings) to be proud ?*

स्वस्थेन चित्तेन विचिन्तनायां निजाभिमानप्रवण-प्रवृत्तेः ।
लज्जास्पदं तां मनुजः प्रतीयात् तथा परेषामुपहासपात्रम् ॥ ४८ ॥

૪૮. માણસ શાન્ત ભાવે પોતાની અહંકારી વર્તણુકનો વિચાર કરે, તો તેને પોતાની એ વર્તણુકથી જરૂર શરમ આવશે; એટલું જ નહિ, એ એને હાસ્યજનક પણ જણાશે.

48. If a man composedly ponders over his arrogant conduct well, he would be ashamed of it and also he would find that he has made himself a fit object of ridicule in the eyes of others.

महाव्रताम्भोरुह-चन्द्रलेख्या तपःसुधादीधिति-राहुणा च ।
न यो जनः सञ्चरतेऽभिमानाऽध्वना स धन्यः सुरगेय-कीर्त्तिः ॥ ४९ ॥

૪૯. અભિમાન દોષ મહાવ્રતરૂપ કમલ માટે રાત્રિ સમાન અને તપરૂપ ચન્દ્ર માટે રાહુ સમાન છે. એ દોષનો રસ્તો જેણે મૂકી દીધો છે તે ધન્ય છે, અને તેના યશોવાદનાં ગીત સુરલોક સુધી ગવાય છે.

49. That man is blessed and his glory is extolled by gods, who has habitually given up pride which is like a night to the sun-lotus of Great Vows and which acts like Rahu to the moon of austerity.

भव-स्वरूपं परिचिन्त्य सम्यक् निवार्यतां मान-भुजङ्गमोऽयम् ।
नैवामृतं तत्सहचारितायां भवेत् परं मोहहलाहलार्चिः ॥ ५० ॥

૫૦. ભવસ્થિતિનો બરાબર વિચાર કરી અભિમાનરૂપ ભુજંગને દૂર હઠાવવો જોઇએ. એની સંગતમાં ' અમૃત ' ની પ્રાપ્તિ હોય જ શેની ? ત્યાં તો કેવળ મોહરૂપ હલાહલજ ભરેલું હોય.

50. Therefore realizing the nature of this phenomenal world, keep off the pride-serpent. Its association brings on no nectar of spiritual good. On the contrary, it forces one to swallow the bitter poison of infatuation.

माया मता योगलताहुताशो ज्ञानार्गला दुर्भगतानिदानम् ।
आत्मार्थिना सद्व्यवहारलक्ष्मीस्पृहावता वा परिहीयतां सा ॥ ५१ ॥

૫૧. માયા યોગ-લતાને બાળવામાં આગ છે, જ્ઞાનને રોકનારી અર્ગલા ( આગળી ) છે અને દુર્ભાગ્યની સડક છે. જે આત્માર્થી હોય કે વ્યાવહારિક જીવનવિકાસ સાધવાનો અર્થી હોય તેણે માયાને દેશવટો દેવો જોઇએ.

51. Hypocrisy or deceit is fire scorching the creeper of Yoga; it is an impediment to Knowledge; and it is the source of misfortune. It should be cast off by those who desire their spiritual elevation as well as even by those who long for progress in their worldly or social dealing.

पदे पदे दम्भमुपासते ये किमीक्षितास्ते सुखिनो धनेन ?
न न्यायतः किं व्यवहारवृत्तिर्यत् स्वाय मायाचरणं क्षमं स्यात् ? ॥ ५२ ॥

૫૨. ડગલે ને પગલે જેઓ દંભ સેવે છે, તેઓ ધનલાભથી સુખી થયેલા જોયા વારુ ? શું ન્યાયથી પ્રમાણિકતાથી વ્યવહારવૃત્તિ નથી બની શકતી કે જેથી ચંચળ ધન માટે માયાચરણ કરવું વાજબી ગણાય ?

52. Are those who are habituated to hypocrisy or deceit ever seen to have become happy by wealth ( earned by such means ) ? Cannot a man lead a righteous and honest life and maintain himself without resorting to hypocrisy or deceit ? Why then should the evil practice of deceit ( fraudulence ) be resorted to ?

न्यायप्रतिष्ठो यदि मानवः स्याद् व्यापारतोऽसौ नियमात् सुखी स्यात् ।
न्यायस्य मार्गेण वरं हि दौःस्थ्यं नान्याय-मार्गेण परं प्रभुत्वम् ॥५३॥

૫૩. માણુસ જો પોતાની ન્યાયનિષ્ઠાને વળગી રહે તો વેપાર-ધંધાથી આખર જરૂર સુખી થાય પણ સંકલ્પ તો એ હોવો જોઇએ કે, ન્યાયના રસ્તે ચાલતાં કદાચ દરિદ્ર થવું કે રહેવું પડે તો બહેતર છે, પણ અન્યાયના રસ્તે,

મોટી સાહ્યબી મળતી હોય તોયે ન જઈએ. [ ન્યાયનિષ્ઠ રહેતાં કષ્ટ આવે તેને ન્યાયનિષ્ઠાની, ધર્મનિષ્ઠાની, આત્મનિષ્ઠાની, ઈશ્વરનિષ્ઠાની કસોટી સમજી અડગ મનોબળથી સહન કરવું જોઈએ. આત્મવિશ્વાસી કે ઈશ્વરશ્રદ્ધાળુ અખંડ ધૈર્યથી કષ્ટને પાર કરે છે, અને એની એ સાચી મર્દાનગીના પુરસ્કારસ્વરૂપે એને ઉંચી ભૂમિ પ્રાપ્ત થાય છે ]

53. If a man acts in conformity with justice and honesty, he is sure [ as a rule ] to be happy in his avocational dealings. Poverty, while adhering to the path of virtue, is preferable to the acquisition of prosperity by resorting to unjust and dishonest means.

दौःस्थ्येऽपि न स्याद् यदि धर्म-बाधस्तदावगच्छेद् धनिनं जनः स्वम् ।
माया-धनं साध्वस-भाण्डभूतं न्याय्यं पुनर्द्रव्यमचिन्त-शान्ति ॥ ५४ ॥

૫૪. ગરીબ હાલતમાં પણ જો ધર્મસાધન અબાધિત રહેતું હોય, તો તે ગરીબ માણસે પોતાને ધની સમજવો જોઈએ. ( પાર્થિવ ધનવાળાઓ કરતાં એ સાચો ધની છે એમ આત્મસન્તોષ એ પોતાના હૃદયમાં સાચી રીતે આણી શકે છે. ) અનીતિનું ધન જોખમભરેલું છે અને એનું પરિણામ દુ:ખમાં આવે છે, જ્યારે ન્યાયસંપન્ન ધનથી નિશ્ચિન્ત શાન્તિ ભોગવાય છે. ( અર્થનું પાવિત્ર્ય એની ન્યાય્યતામાં છે. )

54. Even a poor man should consider himself to be rich if nothing comes in the way of his righteous conduct or if his performance of Dharma is continuously rendered well. Wealth earned by deceptive ways is indeed perilous and eventually proves distressful, while that acquired by fair means, tends to peaceful enjoyment thereof.

विलोक्य दम्भाचरणेन लाभं लुब्धा नरास्तत्करणे त्वरन्ते ।
परन्तु तैः सुष्ठु विचारणीयं दम्भाद्भवं जीवन-दुर्गतत्वम् ॥ ५५ ॥

૫૫. માયા-કપટથી લાભ મળતો માની લુબ્ધ માણસો માયા-કપટનો માર્ગ લેવા ઉતાવળા થાય છે, પણ તેમણે સારી પેઠે સમજી રાખવું જોઈએ કે એનું પરિણામ જીવનની દુર્ગતિમાં આવે છે. [કદાચ વિચિત્ર (કલુષિત) "પુણ્ય"ના યોગે "માયા-જાળ" માં ફાવટ આવી જાય, પણ જીવનની દુર્ગતિ ચોક્કી! સુખ, શાન્તિ અને સુગતિ પર મીંડું!]

55. Having experienced that people are profited through deception, the avaricious become eager to practise it; but they should fairly think of the ruin of career likely to be brought about by hypocrisy or deceit.

माया-धनं तिष्ठति नो चिराय माया धनं स्यान्न सुखेन भोग्यम् ।
माया-धनं स्यात् स्वजनोपघाति माया-धनाद् दुःख-परम्परा च ॥ ५६ ॥

૫૬. માયા-ધન લાંબું ટકતું નથી, માયા-ધન સુખે ભોગવી શકાતું નથી, માયા-ધન સ્વજનોપઘાતક નીવડે છે અને માયા-ધનથી દુઃખનો રેલો ચાલતો શરૂ થાય છે.

56. Wealth obtained through deceit, does not last long, and such wealth cannot be enjoyed happily (with mental ease); it also proves destructive or detrimental to kinsmen, and it gives rise to a series of miseries.

अप्रत्ययानां प्रसवस्य भूमीं प्रभूतसन्ताप-समर्पकं च ।
दुःस्थं महच्चेतसि नाश्रयेत माया-पथं दुर्गतिमावहन्तम् ॥ ५७ ॥

૫૭. માયા અવિશ્વાસની પ્રસવભૂમિ છે. એની જાળમાં ખેદ ને સન્તાપ ભર્યો છે. એ ચિત્તમાં ભારે શલ્ય છે. એ દુર્ગતિના માર્ગે ન જઈએ

57. One should not resort to deception, inasmuch as it generates distrust, produces multifarious agonies, wounds the heart as if by a pricking thorn and brings about degradation of life

कुर्वन्ति ये दुःखि मनः परस्य प्रतारणातो बहुभिः प्रकारैः ।
पुष्णन्ति हिंसा–विषवल्लरीं ते धर्मः कुतस्तादृश–निर्दयानाम् ? ॥ ५८ ॥

५८ જેઓ અનેક રીતે ઠગી બીજાનાં મનને દુઃખી કરે છે, તેઓ હિંસારૂપ વિષલતાને પુષ્ટ કરે છે. એવા નિર્દય માણસોને ધર્મ સાથે સમ્બન્ધ કેવો ?

58. They who distress the minds of others by practising deceptions in various ways, nourish the poisonous creeper of Hinsa ( violence ). What Dharma ( right conduct or performance of duty ) can be expected of such merciless persons ?

पिपीलिकादीन् लघुदेहभाजो रक्षन्ति यत्नैर्मनुजान् पुनर्ये ।
प्रपातयन्त्यापदि वञ्चयित्वा ते निर्दया धर्मविचार–हीनाः ॥ ५९ ॥

૫૯. જેઓ કીડીજેવા નાના જીવોની રક્ષા કરે છે, પણ બીજી તરફ માણસોને ઠગી આફતમાં નાંખે છે, ( ગરીબોની આંતરડી કકળાવે છે, તેમનાં લોહી ચૂસે છે,) તેમને ધર્મનો કશોયે વિચાર નથી, ખરેખર તેઓ નિર્દય છે.

59. Those who, while protecting with assiduous efforts small insects such as ants etc., bring calamities to human beings by their deceptions, are merciless and do not understand what Dharma ( धर्म ) really means.

मस्त्येकतो वञ्चन–तत्परत्वं देव स्तुतौ गर्जनमन्यतश्च ।
एवंविधा नो किमपि त्रपन्ते कृतेन भाले तिलकेन धूर्ताः ॥ ६० ॥

૬૦. એક બાજુ ઠગાઈનો ધન્ધો અને બીજી બાજુ ભગવાનની આગળ લાંબા લાંબા સાદે સ્તવનપાઠ. આવા ધુતારાઓ પોતાના કપાળ પર 'તિલક' કરતાં શરમાતા નથી !

60. There is on the one hand, ardent promptness in the use of deception and on the other, clamorous uproar in singing prayers to God. It is a great wonder that such cheats are not at all ashamed to put the sacred mark (तिलक) on their forehead (with a view to show off their piety

प्रवृत्तकूटात्मकसन्निपाते ऽनुष्ठान-दुग्धं विकृतिं प्रयाति ।
उत्खन्य मायां विशदीकृतायां मनोभुवां बीजकमङ्कुराय ॥ ६१ ॥

૬૧. જ્યાં ઠગારાપણારૂપ 'સન્નિપાત' દોષ હોય, ત્યાં અનુષ્ઠાન (ક્રિયાકાંડ)રૂપ દૂધ વિકારરૂપ બની જાય છે. માયાને ઉખેડી મનોભૂમિને સાફ કરાય તો જ તેમાં વાવેલું બીજ અંકુરિત થઈ શકે.

61. Just as milk adversely affects a person suffering from delirium, so performance of ceremonial rites by a person given to deceit has a deleterious effect on him. The good seed sown in the mental field, when cleared by the uprooting of deceit, tends to sprout forth.

संसार-सिन्धोः परिलङ्घनार्थमध्यात्म-पोते बहुभागलभ्ये ।
चेच्छिद्रलेशोऽपि हि दम्भरूपो न तर्हि तत्पारगतिस्ततः स्यात् ॥ ६२ ॥

૬૨. ભવ-સાગરને ઓળંગવા સારુ અધ્યાત્મરૂપ નાવ બહુ ભાગ્યથી પ્રાપ્ત થાય છે, પરન્તુ તેમાં જો દંભરૂપ નાનું પણ છિદ્ર હશે તો તેનાથી તે સાગરનો પાર નહિ પમાય.

62. It is through good luck that a person gets the advantage of a ship of Adhyatma in order to cross the ocean of Samsara But if there is a hole in the shape of deceit in it, then the crossing over to the opposite bank is impossible.

वने हुताशः कलहः सुहृत्त्वे रोगः शरीरे कमले हिमं च ।
यथा तथा दम्भ उपप्लवोऽस्ति धर्माश्रमे धामनि विश्रमस्य ॥ ६३ ॥

૬૩. વનમાં આગ, મિત્રતામાં કલહ, શરીરમાં રોગ અને કમલ માટે હિમ જેમ ઉપદ્રવરૂપ છે, તેમ દંભ, પરમ વિશ્રામધામ જેવા ધર્મરૂપ આશ્રમને ઉપદ્રવ સમાન છે.

63. Fraud (or deceit) is a danger or an impediment to Dharma—the peace-giving resting-place, as fire to the forest, quarrel to friendship, disease to body and frost to lotus.

प्रयोजनं किं नु मुनिव्रतानां क्रियेत दम्भाचरणं यदेभिः ?
दम्भावकाशो नहि सत्प्रवृत्तावन्यत्र पापस्य च पोषणाय ॥ ६४ ॥

૬૪. મુનિવ્રત જેમણે અખત્યાર કર્યું છે તેમને શું પ્રયોજન હોય કે તેઓ માયા-પ્રપંચ ખેલે ? સત્પ્રવૃત્તિમાં તો દંભને અવકાશ જ નથી; ત્યારે દૂષિત પ્રવૃત્તિમાં દંભનો સેવાતો આશ્રય પાપને વળી વધુ પોષે છે.

64. Of what use is this deceit or hypocricy to those who have vowed asceticism that they should practise it ? Indeed there is no scope for its play in righteous practices, while in unrighteous ones it tends to nourish sins.

एकान्ततो नानुमतिर्महर्षेर्न वा निषेधः खलु धर्मशास्त्रे ।
अतो न दम्भाश्रयणं प्रशस्तं निर्मायमार्गे पथि यान्ति सन्तः ॥ ६५ ॥

મોહ હણાઇ જ જાય છે, જ્યારે ક્રોધાદિનો નાશ થતાં પણ મોહ અવશેષ રહે છે.

70. Greed ranks first and foremost in tenacity among those Kashāyas (कषाय) that are very difficult to be conquered. When it is subdued, nothing remains to be subdued in all the three worlds. Delusion (मोह) itself is detroyed with the destruction of greed, otherwise delusion remains even after the removal of anger, pride and deceit. (There are four Kas'āyas (principal passions) namely, Anger, Pride, Deceit and Greed. They are the products of Delusion (मोह). Greed leaves the field last along with Delusion.)

लोभोऽस्ति चिन्ता-लतिकासु कन्दो रक्षो गुणानां कवलीकृतौ च ।
महांश्च विघ्नः पुरुषार्थ-सिद्धौ जयत्यमुं सत्त्व-समुद्र-चेताः ॥ ७१ ॥

૭૧. ચિન્તારૂપ લતાઓનો કન્દ લોભ છે. ગુણોને કોળિયા કરી જનાર રાક્ષસ લોભ છે. પુરુષાર્થસિદ્ધિમાં મહાન્ વિઘ્નભૂત લોભ છે. એને કોણ જીતે? જેનું ચિત્ત સત્ત્વનો સમુદ્ર હોય તે.

71. Greed is a bulbous root of the creepers in the form of anxieties. It is a demon devouring, as in a mouthful, good virtues. It is a great impediment to the achievement of success, or to the expanding of a manly effort for the noble motive. He whose heart is an ocean of vitality or spirit, subdues it.

चेत् सात्त्विकस्ते पुरुषाभिमानो यद्यस्ति लोकाग्रपदोपलिप्सा ।
स्फारं परिस्फारय तर्हि लोभ-प्राकार-भङ्गाय बलं स्वकीयम् ॥ ७२ ॥

૭૨. જો તારો પુરુષાભિમાન સાત્ત્વિક હોય અને જો લોકના અગ્ર પદે પહોંચવાની તારી ઉત્કંઠા હોય તો લોભરૂપ કિલ્લાનો નાશ કરવા તારું પોતાનું બળ ખૂબ ફોરવ!

72. Oh good one ! if your self-respect as a human being is pious and legitimate, and if you desire to be foremost among the people, or if you desire to occupy the place at the extremity of Loka, then, strive hard with all your might to batter down the ramparts of greed. [ According to Jaina Philosophy, the soul, when fully liberated from the influences of Karma, goes by an upward movement to the extremity of Loka (लोक) where it rests for all time to come. ]

ये स्वेच्छया पूरयितुं क्षमन्ते न शाकतोऽपि स्वककुक्षि-रन्ध्रम् ।
आन्दोलितान्तःकरणा विचित्राऽऽकांक्षा-समीरेण भवन्ति तेऽपि ! ॥ ७३ ॥

૭૩. જેઓ સ્વેચ્છાએ શાકમાંથી પણ પોતાનું કુક્ષિ-રન્ધ્ર પૂરવા સમર્થ નથી, તેવાઓનાં પણ અન્તઃકરણો લોભના ચકડોળે ચડી કંઇ કંઇ આકાંક્ષાઓની હવામાં ઊડતાં હોય છે !

73. Those who are not even able, of their own accord, to stuff their bellies with vegetables, entertain in their hearts high-flown desires, by reason of their greed-passion.

लोभार्दितः किं सहते न कष्टं लोभाऽऽहतः किं न करोति कर्म ?
करोत्यनर्थं पितृ-बान्धवानामप्याशु लोभच्छुरिकाहताक्षः ॥ ७४ ॥

૭૪. લોભ ત્રસ્ત પીડાતો શું કષ્ટ સહન નથી કરતો ? લોભગ્રસ્ત દુરાત્મા શું કર્મ નથી આચરતો ? લોભ રૂપ છરીથી જેની ( અન્તર ) દૃષ્ટિ કપાઈ ગઈ છે એવો માણસ પોતાના બાપ અને બાન્ધવોને પણ અનર્થના ખાડામાં ઉતારે છે. તેમને મારી પણ નાખે છે !

ness of the working of the Karmic forces in such cases, one should not be sorry, if one has to face unwelcome occasions.

न कर्तुमुद्योगमिदं न वार्ता परन्तु लोभोत्थविकल्प-धूमैः ।
श्यामं स्वमन्तःकरणं मुधैव कार्यं गृहस्थैरपि हन्त ! कस्मात् ? ॥ ८० ॥

૮૦. ઉદ્યોગ ન કરવાની આ વાત નથી, પણ તાત્પર્ય એ છે કે ગૃહસ્થે એ પણ લોભથી ઊઠતા વિકલ્પરૂપ ધૂમાડાથી પોતાના ચિત્તને શા માટે વ્યર્થ કાળું બનાવવું-કલુષિત રાખવું ?

80. From this one should not infer that abstension from all activities is desirable; but why should even householders unnecessarily blacken their minds with the smoke of fanciful desires emanating from greed ?

क्रोधस्य रोधस्य शमो विधाता मानाय शक्नोति पुनर्मृदुत्वम् ।
ऋजुत्वमुच्छेत्तुमलं च मायां लोभस्य शत्रुः परितोष एकः ॥ ८१ ॥

૮૧ ક્રોધનો રોધ શમથી (પ્રશાન્ત વૃત્તિથી) થાય, માનને પછાડે મૃદુતાનો ગુણ, માયાને હણે ઋજુતા અને લોભનો કટ્ટો દુશ્મન સન્તોષ.

81. Tranquillity of mind is able to curb anger, gentleness is competent to defeat arrogance, sincerity destroys deception and contentment is the only bitter enemy of greed.

क्षान्त्यादिकाऽऽदर्शविवस्वदग्रान् प्रागेव दृष्टीकृत्य विचार्य ।
एतान् कषायानपि समग्रानुदितानवश्यमनया मनेन ॥ ८२ ॥

८२. ક્રોધાદિ દોષો પ્રગટવાના સંયોગો પહેલેથી જ વિચારી લઈ દૂર રાખવા; અથવા પોતે તેવા સંયોગોથી દૂર રહેવું. પ્રસંગવશાત્ જો દોષોનો ઉદય થાય ત્યારે તેમને કાબૂમાં લેવા ઉક્ત ( ક્ષમા વગેરે ) ઉપાયો લેવા.

82. One should anticipate probable occasions lik-ly to engender passions like Anger and others and try to keep them away or to keep away from them. Nevertheless if any of them arises owing to unavoidable circumstances, care should be taken to curb it immediat-ly by any of the appropriate means already describe l.

आसाद्यते नो भवरूपभीमवनस्य पारं शिवमन्तरेण ।
प्रचण्डमात्मीयबलप्रयोगमखण्डदीर्घोज्ज्वलसाधनाभिः ॥ ८३ ॥

८३ દીર્ઘ કાળ સુધી અખંડ શુભ સાધના દ્વારા આત્માનું અનન્ત વીર્ય ફોરવ્યા વગર સંસારરૂપ ભીષણ અરણ્યનો કલ્યાણરૂપ પાર પમાય નહિ, પમાતો નથી.

83 Without putting forth infinite power of one's soul through employment of appropriate pure means for a long time without interruption, it is impossible to cross over to the auspicious other end of the horrible forest of Samsāra.

ऐकान्तिकाऽऽत्यन्तिकदुःखनाशो भव-प्रपञ्चे पतितस्य नास्ति ।
तत्साधनं सर्वकषायजालनिःशेषनिर्मूलनमेकमात्रम् ॥ ८४ ॥

८४. સંસાર-પ્રપંચના મોહમાં પડેલાને માટે દુઃખનો ઐકાન્તિક અને આત્યન્તિક નાશ અસંભવ જ છે. દુઃખ માત્રથી છૂટવા માટે સમગ્ર કષાયજાલનું સમ્પૂર્ણ ઉન્મૂલન જ એક માત્ર ઉપાય છે.

भ्रमन् मनोरक्ष इह स्वतन्त्रं दुःखावटे प्रक्षिपति त्रिलोकम् ।
अराजको निःशरणो जनोऽयं त्राता ततः कोऽत्र गवेषणीयः ? ॥ ७ ॥

૭. મનરૂપ રાક્ષસ સ્વતન્ત્રપણે સદા સર્વત્ર ભટકતો રહે છે અને આખા જગત્‌ને દુઃખના ખાડામાં નાખે છે. જગત્‌ની અરાજક, અશરણ જેવી સ્થિતિ થઇ પડી છે. એ રાક્ષસથી રક્ષણ આપનાર કોણ ? અને ક્યાં મળે ?

7. The demoniac mind, while unconstrainedly wandering in this phenomenal world, throws the inhabitants of the three worlds into a pit of misery. Alas, this universe is without a ruler and protector ! Where are we to search for a protector now ?

गृहं परित्यज्य महानुभावान् मुक्तिश्रिया आचरतस्तपस्याम् ।
वात्येव चेतश्चपलत्वमात्रमन्यत्र क्वापि परिक्षिपेद् द्राक् ॥ ८ ॥

૮. જેઓ ઘર છોડી સંન્યાસ લઇ મુક્તિ સારુ તપ તપી રહ્યા છે તે મહાનુભાવોને પણ ચપળ ચિત્ત પ્રખર વાયુની જેમ એકદમ ઉડાવી ક્યાંય ને ક્યાંય ફેંકે છે.

8. Even the great ascetics who have renounced home (and everything else) and are living austere life for the purpose of Salvation (Moksha), are (occasionally) carried and tossed about, as if by a hurricane, by the unsteadiness of their mind.

मनोनिरोधेन विनैव योगप्रासादारोहणमीहते यः ।
प्रवर्तते पङ्गुरिव क्रमाभ्यां देशाटनं कर्तुमनाः स मूढः ॥ ९ ॥

૯. જે મનઃશુદ્ધિ વગર યોગ-પર્વત પર આરોહણ કરવા ઇચ્છે છે, તે

મૂઢ માણસ પગથી દેશાટન કરવા ઇચ્છતા પાંગળા માણસની જેમ ઉપહસનીય સ્થિતિમાં મુકાય છે.

9. A foolish man who without the purification of mind, wishes to ascend the hill of Yoga, is as ridiculous as a lame man who desires to go on a journey on foot.

रुद्धानि कर्माणि मनोनिरोधे मनःप्रसारे प्रसरन्ति तानि।
असंयमः संयम एव तस्य भवस्य मोक्षस्य च मूलमस्ति ॥ १० ॥

૧૦. મનના નિરોધમાં કર્મનો નિરોધ છે અને મનની ભ્રમણશીલ હાલતમાં કર્મબન્ધન વિસ્તરે છે. મનનો અસંયમ સંસાર(ભવભ્રમણ)નું મૂળ અને તેનો સંયમ મોક્ષનું મૂળ.

10. When the mind is controlled, the influx of Karmic energies is checked and when the mind is at large ( i. e. uncontrolled ) there is unstrained influx of Karmic energies. The control of mind is the root-cause of absolute freedom and the absence of it is the root-cause of bondage.

जगत्त्रयीविभ्रमणप्रवीणो मनः-प्लवङ्गो विनियन्त्रणीयः ।
केनापि यत्नेन विचारवद्भिरभीप्सितं शान्ति-सुखं परं चेत् ॥ ११ ॥

૧૧. અખિલ જગતમાં ભ્રમણશીલ મનરૂપ વાનર કોઇ પણ પ્રયત્નથી વશમાં કરવો જોઇએ-જો વાસ્તવિક સુખ અને શાન્તિ મેળવવાં હોય તો.

11 The monkey-like mind habituated to rambling in the whole world, should be kept under complete control by all possible means if peaceful happiness is desired

सर्वागमानां परमार्थतत्त्वमेकं तदन्तःकरणस्य शुद्धिः ।
कर्मक्षयं प्रत्यलमेकमुक्तं ध्यानं तदन्तःपरिशुद्धि-मूलम् ॥ १२ ॥

१२. सर्व आगमोनुं परमार्थ रहस्य एकमात्र अन्तःकरणनी शुद्धि छे. कर्मक्षयनुं साधन शास्त्रकारे एक मात्र ध्यान बताव्युं छे, जेनुं मूळ अन्तःकरणनी शुद्धिमां छे.

12. Purification of mind is the only essential principle of all scriptures. Contemplation standing alone suffices for the annihilation of the Karmic forces; but contemplation has its basis in the complete purification of the mind.

प्रदीपिका योगपथ-प्रकाशे योगाङ्कुरोद्भावनकाश्यपी च ।
मनोविशुद्धिः प्रथमं विधेया प्रयासवैयर्थ्यममूं विना तु ॥ १३ ॥

१३ चित्तशुद्धि ए योगमार्ग पर प्रकाश नांखनारी 'दीवादांडी' छे अने योगना अंकुराओने उत्पन्न करनारी श्रेष्ठ भूमि छे. एनी प्रथम जरूर छे. ए वगर सघळो प्रयास व्यर्थ छे.

13. Purification of mind, which is the beacon-light for illuminating the path of Yoga and which is the land for the sprouting forth of the seeds of Yoga, must be first attended to and accomplished. Without it every effort is fruitless.

मनोविशुद्ध्यै समतां श्रयेत निमज्जनात् सन्समता-तडाके ।
रागादिकस्म्लानिनिराश्रितः स्याद् अमन्द आनन्द उपैति च ॥ १४ ॥

१४. मनःशुद्धि माटे समतानो आश्रय लेवो जोईए. समताना सरोवरमां निमज्जन करवाथी रागादि मेल धोवाई जाय छे अने अमन्द आनन्द प्राप्त थाय छे

14. Tranquillity or equanimity ( समता ) should be resorted to for the purification of the mind. Those, who dive deep in the lake of calm equanimity (समता), secure complete removal of the impurities of attachment etc. and get unbounded delight.

संयम्य चेतः समता क्षणं चेन्निपेव्यते तर्हि तदुत्यमन्तः ।
अलौकिकं शं प्रसरीसरीति किं वर्ण्यते तर्हि सदा-समस्य ? ॥ १५ ॥

૧૫. મનના સંયમથી સધાયેલી સમતાના સ્વરૂપ અનુભવે પણ જ્યારે અન્તઃકરણમાં અલૌકિક આનન્દ ફેલાય છે, તો પછી જે આત્મા સમતામાં સદા નિરત છે તેનું (તેના આનન્દનું) શું પૂછવું ?

15. Indescribable, indeed, is the inner delight when even for a short time the mind is drawn inwards and rendered quiet. Then what to say of those who are always or unceasingly possessed of inner tranquillity or equanimity. ?

साम्याञ्जनं पूरितमस्ति यस्यान्तर्लोचने मोहतमःप्रणाशात् ।
स्वस्मिन् स्वरूपं परमेश्वरस्य पश्यत्यसौ निष्ठित-साध्यबिन्दुः ॥ १६ ॥

૧૬. જેની અન્તર્દૃષ્ટિમાં સામ્ય(સમતા)નું અંજન પુરાયું છે તે મહાત્મા મોહરૂપ તિમિરના નાશથી પોતાની અન્દર પરમાત્માનું સ્વરૂપ નિહાળે છે. એમ આત્મસાક્ષાત્કારની ભૂમિપર પહોંચીને એ કૃતાર્થ બને છે. ( દરેક આત્મા એના ખરા રૂપમાં પરમાત્મા છે, પણ મોહાવરણથી એ રૂપ આચ્છન્ન છે; એ આવરણ જે આત્માનું ખસી જાય છે તે પરમાત્મરૂપે પ્રકટ થાય છે. )

16. The high-souled person, to whose inner sight is applied the collyrium of equanimity, by reason of the removal of the darkness of delusive ignorance finds within himself the true and pure nature of the Supreme soul. He is thus endowed with the fulfilment of his object.

दूरे दिवः शर्म शिवं दवीयः सुखं मनःसन्निहितं समत्वात् ।
शक्यं समास्वादयितुं मनोज्ञमिहैव मोक्षः समतारतस्य ॥ १७ ॥

૧૭. સ્વર્ગ દૂર છે અને મોક્ષ તો એથીયે દૂર છે, પણ સમતાના સેવનથી પોતાના મનોમન્દિરમાં જ સ્વસંવેદ્ય સુન્દર સુખ અનુભવી શકાય છે સાચે જ, સમતા-રતને અહીં જ મોક્ષ છે.

17. The celestial bliss is at a distance and that of Absolute Freedom is at a greater distance; but it is possible to enjoy sublime and unprecedented happiness in the inner temple of heart or mind through quietude. Absolute freedom is enjoyed even in this life by those who are possessed equanimity or tranquility.

सुधा-घनो वर्षति साम्यरूपो मनोभुवां यस्य महाशयस्य ।
संसारदावानलदाहतापोऽनुभवितुमारकन्दति किं तदीयाम् ? ॥ १८ ॥

૧૮. જે મહાશયની મનોભૂમિ પર સમતારૂપ સુધાનો મેઘ વરસે છે તેને સંસાર-દાવાનલની તાપ-વેદના શું સ્પર્શી શકે ?

19. Just as the heat of fire cannot affect land covered with rain-water, so, the afflictions of worldly existence connot affect the mind saturated with the nectar of equanimity.

आत्मानमात्मा परतो विभिन्नं यदाऽऽत्मना साध्वनुबोधतीति ।
प्रकाशते तस्य तदा समन्त्वमशक्यलाभं विबुधेश्वराणाम् ॥ १९ ॥

૧૯. જ્યારે આત્મા પોતે પોતાવડે પોતાનો સમગ્ર જડભાવથી ભિન્ન પે યથાર્થ અનુભવ કરે છે, ત્યારે તેને સમતા ગુણનો સાચો પ્રકાશ

પ્રગટ થાય છે, કે જે મોટા મોટા શાસ્ત્રદર્શી પંડિતો કે દેવેન્દ્રોને પણ પ્રાપ્ત થવો અશક્ય છે.

19. When the embodied soul fairly distinguishes itself as quite distinct from everything material, there arises the awakening of the divine sense of equality which is inaccessible even to the lords of heavens or learned man of high erudition.

अधिष्ठिते मोह-मृगेश्वरेण भयङ्करे दोष-वने महत्या ।
समत्वरूपज्वलनार्चिषा ये दाहं ददुस्ते परिनिष्ठितार्थाः ॥ २० ॥

૨૦. મોહરૂપ મૃગાધિરાજથી અધિષ્ઠિત ભયંકર દોષ-વનમાં જેઓએ સમતારૂપ અગ્નિની જ્વાળા પ્રકટાવી છે—સમભાવની આગ લગાડી છે, તેઓ કૃતાર્થ થયા છે.

20. They are quite successful who have burnt, with the high flame of calm equanimity, the terrible wild forest of passions, well guarded by the lion of delusion ( मोह ).

निसर्ग-वैरा अपि देहभाजो यद्दर्शनाच्छान्तिमवाप्नुवन्ति ।
अन्यत्र साम्यात्र तदस्ति किञ्चित् तदेव देवस्य परा विभूतिः ॥ २१ ॥

૨૧. નિસર્ગવૈરી (જન્મસિદ્ધ વૈરી) પ્રાણીઓ પણ જેના દર્શનથી પોતનાં વૈર ભૂલી જઈ પરસ્પર શાન્તિ પ્રાપ્ત કરે છે એ શું છે? એ સમવૃત્તિનો જ ચમત્કાર છે. એ જ પરમાત્મ-દેવની મોટામાં મોટી વિભૂતિ છે

[illegible] even fencing [illegible] one another by [illegible]

अनित्यभावादिकभावनाः स्मृता महर्षिभिर्द्वादश तासु सन्ततम् ।
विभाव्यमानासु ममत्वलक्षणान्धकारनाशे समता-प्रभा स्फुरेत् ॥ २२ ॥

૨૨. મહર્ષિઓએ 'અનિત્યભાવના' વગેરે બાર ભાવનાઓ ઉપદેશી છે. એ ભાવનાઓ સતત ભાવવા લાયક છે-ચિન્તન કરવા લાયક છે. એથી મમત્વરૂપ અન્ધકાર દૂર થાય અને સમભાવની રોશની પ્રકટે.

[ આ શ્લોકમાં મમત્વના નાશથી અર્થાત્ નિર્મમત્વથી સમતા પ્રાપ્ત થાય છે એમ કહ્યું, તો નિર્મમત્વ અને સમતામાં શો ફેર ? એવો પ્રશ્ન ઉદ્ભવે તેમ છે. એનો ખુલાસો એ છે કે, સમતા એ રાગ અને દ્વેષ ઉભયનું વિરોધી તત્ત્વ છે, જ્યારે નિર્મમત્વ એક માત્ર રાગનુ વિરોધી તત્ત્વ છે. મતલબ એ છે કે, જેમ બલવાન્ સેનામાં બલવત્તર (વિશેષ બલવાન્) નો નાશ કરવાથી બીજા ઉતરતા બળવાળા દળનો નાશ સુગમ થઈ જાય છે, તેમ બલવત્તર (વિશેષ બલવાન્) એવા રાગનો નાશ કરવાથી બીજા ઉતરતા બળવાળા દ્વેષાદિ દળનો નાશ સુગમ થઈ જાય છે. અર્થાત્ બહુ વધારે બળવાળા એવા રાગના વિનાશરૂપ નિર્મમત્વ પ્રાપ્ત થતાં ઉતરતા બળવાળા દ્વેષ વગેરેના વિદારણરૂપ સમતાની પ્રાપ્તિ સુગમ થઈ જાય છે.]

*22.* The great sages have propounded twelve varieties of abstract reflections (भावना:) beginning with the evanescent nature of the phenominal world. If these are constantly meditated upon, the darkness of egoism and attachment will disappear and the light of equanimity will shine forth brilliantly.

[1]सुखं न नित्यं न वपुश्च नित्यं भोगा न नित्या विषया न नित्याः ।
विनश्वरोऽयं सकलः प्रपञ्चो न किञ्चिदास्थास्पदमत्र नाम ॥ २३ ॥

૨૩. સુખ (વૈષયિક) નિત્ય નથી, શરીર નિત્ય નથી, ભોગો નિત્ય નથી, વિષયો નિત્ય નથી અર્થાત્ આ સમગ્ર ભૌતિક પ્રપંચ નશ્વર છે. આસ્થા રાખવા લાયક કંઈ નથી

23. [The material happiness experienced in the region of the body is derived through the senses, by their enjoyment of the respective sense-objects.] These i. e. the happiness, the body, the enjoyment, and sense-objects are not permanent. Every thing phenomenal is transitory. In this world there is nothing which we can always rely upon.

अशरणभावना—

महीपतिश्चक्रधरः सुरेश्वरो योगीश्वरो वा भुवनत्रयेश्वरः ।
सर्वेऽपि मृत्योरुपयन्ति गोचरं न तत्र कश्चिच्छरणं शरीरिणः ॥ २४ ॥

૨૪. રાજા, નરેશ્વર, સુરેશ્વર, યોગીશ્વર અને જગદીશ્વર બધાઓને મૃત્યુના માર્ગ પર આવવું પડે છે. ( દેહધારીને મૃત્યુ અવશ્યમ્ભાવી છે. જન્મધારી મરણધર્મા છે. ) મૃત્યુના આક્રમણ વખતે કોઈ રક્ષણ કરી શકે તેમ નથી.

24. Asharana-Bhavana:-Kings, paramount sovereigns; Indras, lordly Yogis and lords of the three worlds, are all mortal (i. e. liable to death). There is none to protect embodied beings ( against death ).

दुःखानि दुष्कर्मविपाककाले ढौकन्त उग्राणि शरीरभाजः ।
अमुं तदत्रातुमलं न कश्चिद्, मार्गोपदेशाच्छरणं च सन्तः ॥ २५ ॥

૨૫ પ્રાણીને પોતે ઉપાર્જન કરેલ દુષ્કર્મો જ્યારે ઉદયમાં આવે છે ત્યારે કેવા કેવા દુઃખો [illegible] પડે છે! તે વખતે તેને કોઈ રક્ષણ આપી શકતું ન[illegible] [illegible] પવિત્ર સન્ત[illegible] સન્માર્ગના ઉપદેશક હોવાથી શરણભૂત [illegible] તેમને [illegible] કુમાર્ગ-માર્ગ [illegible]થીને શરણ આપી શકે.

25. At the time of the maturation of evil Kārmic forces, unbearable and irremediable miseries befall embodied beings. None is able to protect them against those miseries. The saints are considered to be the refuge because they point out the correct way (to overcome the poignancy or acuteness of those miseries).

संसारभावना—

भवोदधिर्जन्मजरावसानपयःप्रपूर्णः स्मर-वाडवश्च ।
मोहात्मकावर्त्त-विपत्तिमत्स्यः कुतः सुखं सम्भवतीदृशीह ? ॥ २६ ॥

૨૬. ભવરૂપ સમુદ્ર, કે જે જન્મ, જરા અને મરણરૂપ પાણીથી ભરેલો છે, જેમાં કામરૂપ વડવાનલ પ્રજ્વલિત છે, મોહરૂપ વમળ છે અને વિપત્તિરૂપ માછલાં છે, આવા ભવ-સમુદ્રમાં સુખ હોય ? હોઇ શકે ?

26. Samsāra-Bhāvanā;- The ocean of worldly existence is full of the waters in the form of birth, old age and death, and contains the submarine fire in the form of cupid, whirlpool in the form of ignorance, and fishes etc. in the form of calamities. In such a world [Samsāra] how can we look for unmixed and permanent happiness ?

एकत्वभावना—

एकाकिनः प्राणभृतो गतागतं कुर्वन्ति संसार-वने विभीषणे ।
विधाय पापं स्व-परार्थमीपितानत्राण एको हि परत्र पीड्यते ॥ २७ ॥

૨૭ ભયંકર ભવ-જંગલમાં પ્રાણી એકલો અનન્ત ગમનાગમન કરે છે, મોહવશ, ઉપાર્જિત પાપ, [illegible] પાપ કરી એ એકલો પરલોક સિધાવે છે અને [illegible] એકલો જ પોતાના દુષ્કર્મોના દુ[illegible]

27. Ekatva-bhavana:- The embodied souls are alone [illegible] during their successive transmigrations in this terrible forest of Samsara. Having committed sins for themselves and others, they go alone i.e. unaccompanied by any one else to the other world and they alone experience distress [as the fruit of their evil actions] there being none to share or assuage them.

अन्यत्वभावना—

विलक्षणः सर्वबहिःप्रपञ्चात् सच्चिदानन्दमयोऽस्ति चेतनः ।
इदं शरीरं स्फुटमन्यदात्मनः किं नान्यदन्यं भुवनेऽस्य वीक्ष्यते ? ॥ २८ ॥

૨૮. આ સચ્ચિદાનન્દરૂપ આત્મા સમસ્ત બાહ્ય પ્રપંચથી (અખિલ બાહ્ય જગતથી) વિલક્ષણ છે. આ શરીર જ ચોખ્ખી રીતે આત્માથી ભિન્ન છે, ત્યાં પછી બીજી કઇ વસ્તુ આત્માથી અભિન્ન માની શકાય ?

28. Anyatva-Bhavana:- The soul having, as its attributes, existence ( सत् ), knowledge ( चित् ) and eternal joy ( सदानन्द ), is quite distinct from this external material world. When this body itself ( which is so near to the soul ) is evidently distinct from the soul, what any other external thing can be identified with the soul !

अशुचिभावना—

द्वारैः स्रवद्भिर्नवभिः सदैवाऽशुचीनशौचस्य पदं हि कायः ।
कस्तस्य मोहे विनिपातुकस्य निपत्य धीमान् स्वहितं निहन्यात् ? ॥२९॥

૨૯. આ શરીર નાશ પામવાનું છે, એ અશુચિઓનું સ્થાન છે અને એમાં ( નેત્ર, નાક, કાન, મુખ અને ગુદા તથા ગુહ્યેન્દ્રિય એ નવ દ્વારોથી અશુચિ વહી રહી છે આવી આ શરીરની સ્થિતિ છે પછી એના મોહમાં પડી કોણ ડહ્યો માણસ પોતાનું હિતસાધન ચૂકે ?

[ શરીર આવું છે છતાં એની તરફ બેદરકારી રાખવી પાલવે તેમ નથી અને એ યોગ્ય પણ નથી એ ખૂબ સમજી લેવાની જરૂર છે. એની સુયોગ્ય સંભાળ રાખી ( એ સંભાળમાં સમુચિત સંયમ પણ ખાસ આવી જાય છે ) સારાં શુભ કાર્યોમાં એનો ઉપયોગ કરવાનો છે. એક પણ દુષ્કૃત્યમાં એને ન લગાવતાં સત્કર્મોમાં જ એનો ઉપયોગ કરવાનો છે. આમ એનો સદુપયોગ સુખકારક તથા કલ્યાણકારક બને છે અને અનુક્રમે મોક્ષ-સાધનના ખાસ માર્ગે ચડાવે છે, તેમ જ એ પ્રવાસને વિશેષ ગતિમાન્ બનાવવામાં સહાયભૂત થાય છે. માટે જ " शरीरमाद्यं खलु धर्मसाधनम् " કહેવામાં આવ્યું છે, અર્થાત્ શરીર ધર્મનું પ્રથમ સાધન છે. ]

29. Ashuchi-Bhavana:- The body is full of impurities and impurities constantly flow therefrom through its nine openings. [This is true in one sense. In another sense the body calls for our admiration and deserves to be kept fit and healthy considering it as the first and foremost means of achieving spiritual good by performing benevolent acts and observing proper restraints. This means that while attending to the body, the spiritual good is not to be ignored, but it should always be kept in view. If bodily happiness becomes the sole concern of an individual to the complete exclusion of spiritual good, the body loses much of its importance and becomes an object of disgust or disdain, because then it only serves the purpose of transforming good-looking dainty foods and drinks into detestable impurities. So the question is asked ] Who will be indifferent to one's spiritual good by being unduly attached to the body alone, which is ephemeral?

आस्रवभावना—

मनोवचोभूघनकर्म योगाः स आस्रवः कर्मनियोजनेन ।
शुभाशुभं कर्म शुभाशुभेन योगेन बध्नन्ति शरीरभाजः ॥ ३० ॥

૩૦. મન, વચન અને શરીરના વ્યાપાર તે 'યોગ' કહેવાય છે અને તેમનાથી કર્મો ખેંચાતાં હોવાથી, અર્થાત્ તે કર્મસંબન્ધ થવાનાં દ્વાર હોવાથી 'આસ્રવ' કહેવાય છે. શુભ યોગથી શુભ કર્મ અને અશુભ યોગથી અશુભ કર્મ બંધાય છે.

30. Asrava-bhavana:-Yoga here means the activities of the mind, speech and body; and it, being the channel of the influx of Karmic forces, is, designated Asrava. Embodied souls assimilate Karmic forces good or bad, according as their activities are good or bad.

यथाम्बु गृह्णाति हि यानपात्रं छिद्रैस्तथा चेतन एष कर्म ।
योगात्मरन्ध्रैरशुभैः शुभैर्वा निर्गत्यमुष्मिन् सति नो भवाब्धेः ॥ ३१ ॥

૩૧. જેમ જલમાર્ગે ચાલનારું યાનપાત્ર જો છિદ્રવાળું હોય તો તે છિદ્રો-દ્વારા આવતા પાણીથી ભરાઈ જાય છે, તેમ, યોગરૂપ છિદ્રોવડે આવતાં કર્મોથી આત્મા ભરાઈ જાય છે. જળથી ભરાઇ ગયેલું યાનપાત્ર જેમ પાણીમાં ડુબી જાય છે, તેમ, કર્મોથી ભરાયલો આત્મા સંસારમાં ડુબી જાય છે. આમ 'આસ્રવ' ની વિદ્યમાન દશામાં ભવસાગરથી કેમ નિકળી શકાય ? ( અહીં એ યાદ રાખવું જરૂરી છે કે પ્રશસ્ત સત્કાર્યોથી પ્રશસ્ત સત્કર્મ બંધાય છે, જે આત્મવિકાસના સાધનમાં સારાં મદદગાર થાય છે. સત્પુણ્ય આત્મવિકાસના સાધનમાં ઉપયોગી થઇ પડે એવાં સાધનોની જોગવાઈ કરી આપે છે. )

31. As a vessel with holes admits water, so the embodied soul attracts good or evil Karmic forces through its hole-resembling activities good or evil. As long as this Asrava [ channels of Karma ] subsists, nobody can get out of this ocean of Samsara.

संवरभावना—

निरोधनं यत् पुनरास्रवाणां स संवरो योगिभिरुच्यते स्म ।
विभावनादास्रव-संवरस्य भवादुदासीनतया मनः स्यात् ॥ ३२ ॥

૩૨. આસ્રવનો નિરોધ તે સંવર. કર્મ બંધાય એવી જે વૃત્તિ કે પ્રવૃત્તિ તે આસ્રવ, અને તેના પર કાબૂ તે સંવર, અર્થાત્ કર્મ બંધાતું અટકે એવો પ્રયત્ન તે સંવર. આ 'આસ્રવ' અને 'સંવર'ની ભાવના કરવી તે આત્મભાવના છે. એ પ્રકારના સતત આત્મચિન્તનથી મોક્ષ-સાધનમાં સહાયભૂત ભવ-વૈરાગ્ય પુષ્ટ થાય છે.

32. Samvara-bhāvanā;-The Yogis call the stopping of this Āsrava (i. e. the channels of Karmic forces), Samvara. Reflections on Āsrava and Samvara bring on indifferent attitude of mind to worldly activities that bind the soul.

निर्जराभावना—

स्यात् कर्मणां निर्जरणं च निर्जरा द्विधा सकामेतरभेदतः पुनः ।
पाकः फलानामिव कर्मणामपि स्वतोऽप्युपायादपि च प्रजायते ॥ ३३ ॥

૩૩. કર્મનો ક્ષય તે 'નિર્જરા' કહેવાય છે. તે બે જાતની: સકામ અને અકામ. કર્મોનો ધ્વંસ આત્મપ્રયત્નપૂર્વક જે કરાય છે તે સકામ નિર્જરા અને સ્વતએવ કર્મનું ખરી પડવું તે અકામ નિર્જરા. ફલ પણ સ્વતઃ પાકે છે અને ઉપાયથી પણ પકાવાય છે. એ પ્રમાણે કર્મ પણ પોતાની મુદ્દતે સ્વતઃ પક્વ થઇ ખરી પડે છે, અને ઉપાયથી એને પક્વ કરીને પણ વિખેરી નાંખવામાં આવે છે.

33. Nirjarā-Bhāvanā;- The partial destruction of Karmic forces is called Nirjara. It is of two kinds, volitional and non-volitional. When the Karmic forces wear out by reaching maturity, of their own accord, like the fruits on the trees, the 'Nirjara is called non-volitional, and when they are made to wear out by employment of proper expedient, it is called volitional

लोकभावना—

लोकोऽस्ति जीवैश्च जडैश्च पूर्णो यथा तथा तत्परिचिन्तनं यत् ।
सा भावना लोकविचाररूपा मनोवशीकारफलप्रधाना ॥ ३४ ॥

३४. લોક છવો અને જડ પદાર્થોથી સર્વત્ર પરિપૂર્ણ છે. એનું સ્વરૂપ ચિન્તવવું એ લોકભાવના છે બીજી ભાવનાઓની જેમ આ ભાવનાનું ફળ પણ મનોવશીકાર છે.

34 Loka-Bhavanā:- Reflection on the world full of animate and inanimate objects [as it appears to be or as it is], is Loka-Bhavanā. This reflection also (like the above-said ones) is highly conducive to the subjugation of mind.

धर्मभावना—

जगत् समुद्धर्तुमनल्पदुःखपङ्कादहो ! कीदृश एष धर्मः ।
प्रादर्शि लोकोत्तरपूरुषैर्यन्निषेवणादात्ममहोदयः स्यात् ! ॥ ३५ ॥

૩૫. સંસારનાં નાનાવિધ દુઃખોમાંથી જગતનો ઉદ્ધાર કરવા સારુ લોકોત્તર મહાત્માઓએ કેવો ધર્મ પ્રકાશ્યો છે કે જેનું આરાધન કરવાથી આત્મા પોતાનું પરમ શ્રેય સાધી શકે છે !

35. Dharma-Bhavanā;-The Supreme Sages have propounded the grand path of Dharma for the extrication of embodied beings from miseries—path whereby the real welfare-the elevation of the soul to the highest degree, is secured.

उक्तः क्षमा मार्दवमार्जवं च शौचं तपःसंयमने च सत्यम् ।
त्यागस्तथाऽकिञ्चनता तथैव ब्रह्मेति धर्मो दशधा शुभाय ॥ ३६ ॥

૩૬. ધર્મશાસ્ત્રોમાં ક્ષમા, મૃદુતા, ઋજુપણું, શૌચ, સત્ય, તપ, સંયમ, ત્યાગ, આકિંચન્ય અને બ્રહ્મચર્ય આમ દશ પ્રકારનો ધર્મ ફરમાવ્યો છે, જેનું આરાધન એ જ આત્મકલ્યાણની સાચી સાધના છે (શૌચ એટલે શુદ્ધીકરણ. આકિંચન્ય એટલે અપરિગ્રહ)

36. Dharma is said to be tenfold-forbearance, tenderness, candour, purity, truth, austerity, restraint, renunciation, propertylessness and celibacy. This is the excellent path leading to auspicious happiness.

बोधि-भावना—

शंकिलष्टकर्मस्वल्पीभवत्सु योग्ये नृजन्माधिगमेऽपि पुण्यात् ।
यथार्थकल्याणपथानुकूला तत्त्वप्रतीतिर्निहदुर्लभत्वा ॥ ३७ ॥

૩૭. કઠિન કર્મો નબળાં પડવાથી અને પુણ્યના ઉદયથી યોગ્ય (સાધનસંપન્ન) મનુષ્યજન્મ પ્રાપ્ત થાય છે; પરન્તુ એ મળ્યા પછીયે સાચું કલ્યાણ સધાય એવી તત્ત્વપ્રતીતિ (સત્યની સમજ) થવી એ વધુ દુર્લભ છે

37. Bodhi-Bhavana-Suitable human birth is secured when the severe Karmic forces are weakened and good merit rises. Even than it is much more difficult to obtain the right understanding of the real truth [Bodhi] which is the first step in the achievement of real welfare.

एतादृशीभिः सतु भावनाभिः सुवासितान्तःकरणो मुमुक्षुः ।
ममत्वमुन्मार्गितुमग्रिमानां साम्यश्रियं रक्षितुमीश्वरः स्यात् ॥ ३८ ॥

૩૮ આ પ્રકારની ભાવનાઓથી જે મુમુક્ષુનું અન્તઃકરણ સુવાસિત થયું છે તે અજ્ઞાન મમત્વરૂપ ઝાડું ઉખાડી ઉંડાણી પોતાની સમતારૂપ લક્ષ્મીને મેળવવા સમર્થ થાય છે

38. An aspirant after Emancipation with his heart well scented with these reflections, becomes strong enough to preserve the glory of equanimity from being seized by a plunderer in the form of egoism ( ममता ).

ध्यानं समालम्ब्य समत्वमाश्रयेत् साम्यं विना तत्र कृते विडम्बना ।
ध्यानं समायाति यथा यथोन्नतिं तथा तथाऽऽत्मावरणं विभिद्यते ॥ ३९ ॥

૩૯. સમતાના આલંબન પર ધ્યાન કરાય છે. સામ્યની (સમતાની) સિદ્ધિ વગર ધ્યાનનો માર્ગ વિડમ્બનારૂપ બને છે. જેમ જેમ ધ્યાનનો ઉત્કર્ષ થાય છે, તેમ તેમ આત્મા ઉપરનાં આવરણો ભેદાય છે.

39. Meditation is well secured with the help of equanimity, the absence of which makes meditation farcical. The more the meditation successfully progresses, the more the Karmic forces enveloping the soul, are removed.

ध्यानं समत्वेन विना भवेन्न ध्यानादृते नो समता च पुष्येत् ।
परस्परापेक्षणतो द्वयं तत् प्रपद्यते स्थैर्यबलप्रकर्षम् ॥ ४० ॥

૪૦. સમતા વગર ધ્યાન ન થાય અને ધ્યાન વગર સમતાની પુષ્ટિ ન થાય. આમ એ બન્ને એક-બીજાના સહકારથી પોતાનું સ્થૈર્ય-બળ વધારી શકે છે.

40. Concentration is not attainable without equanimity, and equanimity is not nourished without concentration. Both being inter-dependent, they by their co-operative action and reaction mutually render each other steady.

अपि दारुणपापभारिणः परिवृत्ताः शुभयोगसाधने ।
परमात्मदशां प्रपेदिरे प्रणिहत्याऽऽत्ममलस्य सर्वथा ॥ ४१ ॥

૪૧. અતિદારુણ પાપોના ભારથી ભારે થયેલા માણસો પણ શુભ યોગ-સાધનમાં જ્યારે ફેરવાઈ ગયા છે ત્યારે પોતાના સઘળા આત્મમલને નષ્ટ કરવામાં સમર્થ બન્યા છે અને પરમાત્મદશાને વર્યા છે.

41. Embodied souls, though they were encumbered with heinous sins, attained, by taking to the path of auspicious Yoga, the highest state [ final beautitude ] by washing off all their Karmic dirt.

इति
अध्यात्मतत्त्वालोके
ध्यानसामग्री नाम पञ्चम-प्रकरणम् ।

# प्रकरणम्–६

## ध्यानसिद्धिः

(श्लोकसंख्या ३५)

शुद्धं तपः स्वात्मरतिस्वरूपं स ज्ञानयोगो निरदेशि सद्भिः ।
सर्वक्रियासाधनसाध्यभूतमनन्तरं कारणमेव मुक्तेः ॥ १ ॥

૧. આત્મનિમગ્નતારૂપ શુદ્ધ તપને જ્ઞાનીઓ જ્ઞાનયોગ કહે છે. જે મુક્તિનું અનન્તર (સીધું અથવા સાક્ષાત્) કારણ છે અને સર્વ ક્રિયાઓનું કેન્દ્રભૂત સાધ્ય છે.

1. The meditative absorption in the true nature of one's own Self is the pure and highest austerity [Tapa]. It is called by the wise the Jñāna-Yoga (the Yoga pertaining to knowledge). It is the only aim of all [religious] activities, and it is the direct means of final beatitude.

क्रियोच्चयोगं समुपेयुषां याऽनावश्यकी सा व्यवहारवृत्तौ ।
गुणावहाऽस्तीति परम्परातोऽपवर्गसम्पादकताऽस्ति तत्र ॥ २ ॥

૨. યોગની ઉચ્ચ દશાએ પહોંચેલાઓને ક્રિયાકાંડ અનાવશ્યક છે, જ્યારે વ્યવહારમાર્ગની ભૂમિકાવાળા અભ્યાસીઓને માટે તે હિતાવહ, ગુણાવહ છે. એટલા માટે જ પરંપરાએ મોક્ષનું સાધન છે. ક્રિયાકાંડનો ઉદ્દેશ કષાયોને નબળા પાડી ચિત્તની શુદ્ધિ સંપાદન કરવી એ છે, અથવા પોતાના ચારિત્રને શુદ્ધ બનાવવું એ છે આ ઉદ્દેશ સાધવામાં જ ક્રિયાકાંડની સફળતા છે. એ ઉદ્દેશ ન સધાય ત્યાં સુધી

ક્રિયાકાંડ વન્ધ્ય છે. તાત્પર્ય એ છે કે ધાર્મિક ક્રિયામાર્ગ જીવનને સદાચરણી બનાવનાર બનવો જોઈએ; કેમકે જીવન સદાચરણી બન્યા વગર, અર્થાત્ સત્ય, સંયમ, અહિંસા, અનુકમ્પા, મૈત્રી, ભૂતવાત્સલ્ય વગેરે સદ્ગુણોનો ઉત્કર્ષ સધાયા વગર 'જ્ઞાનયોગ'ની પ્રાપ્તિ થઈ શકતી નથી. એટલે કે સદાચરણ અને માનસિક ભાવનાબળ એ બેના સહયોગથી જ જ્ઞાનયોગની ભૂમિકા સુલભ થાય છે; અને જ્ઞાનયોગ મુક્તિનું સીધું સાક્ષાત્ કારણ છે. આ ઉપરથી એ સ્પષ્ટ થયું કે, મુક્તિનું સીધું કારણ 'જ્ઞાનયોગ' અને 'જ્ઞાનયોગ'નું કારણ વિશુદ્ધ પ્રગતિશીલ ભાવનાબળ સાથે સહયોગ ધરાવતું સદાચરણ; અને સદાચરણ માટે ધાર્મિક ક્રિયામાર્ગ છે.]

2. The performance of daily religious, ceremonies, though it be not necessary for those who have reached the higher plane, is beneficial to those–not much advanced–who are engaged in the ordinary routine of life. The ceremonies are thus indirect means in the direction of Perfection.

[ Religious ceremonies are meant to draw one's attention to, or to remind one of, the path of rectitude that is to be necessarily followed, without fail, in daily intercourse with other living beings if one desires to encompass perfection. Mere mechanical performance of so–called religious ceremonies without treading along the path of rectitude which is pointed to by those ceremonies, is useless and of no avail. Therefore religious ceremonies are called indirect means, while the Path of rectitude endowed with the meditative pure spirit is called direct means of the spiritual yoga ( ज्ञानयोग ) which necessarily results in final beatitude. ]

अभ्यस्यतोऽपेक्ष्यत एव योग्या क्रिया मनःशुद्धिकृते मुमुक्षोः ।
योगं समारूढवतस्ततस्तु महानुभावस्य शमप्रवाहः ॥ ३ ॥

૩. મુમુક્ષુ અભ્યાસીને મનની શુદ્ધિ માટે સુયોગ્ય ક્રિયામાર્ગની જરૂર છે, જ્યારે યોગારૂઢ મહાનુભાવ સન્ત તેની અન્તર્દૃષ્ટિ અપ્રમત્ત અને જાગ્રત્ હોઈ ઉપશમભાવને ખિલવવામાં મગ્ન રહે છે [ અભ્યાસીને જરૂરી થઈ પડતો ક્રિયમાર્ગ આત્મવિકાસી મહાત્માને જરૂરી નથી ]

3. The careful performance of religious ceremonies is necessary to a beginner for the purpose of purifying his mind; but the high-souled one, who has reached the plane of Yoga, is simply devoted to steady quietude in the spiritual plane.

मनः स्थिरीभूतमपि प्रमादाद् रजोबलाच्चञ्चलभावमाशु ।
प्रयत्नतस्तस्य करोति रोधमभ्यासकः स्वात्मनि जागरूकः ॥ ४ ॥

૪. સ્થિર થયેલું મન વળી પાછું રજોબળે ચંચલ બની જાય છે. પણ આત્મસાધનમાં જે સદા જાગરૂક છે તે વીર્યસમ્પન્ન અભ્યાસી સજ્જન સુપ્રયત્નવડે પોતાના ચલિત થયેલ મન પર ફરી પોતાનો કબજો મેળવે છે.

4. The mind though rendered steady, quickly loses its balance through the force of Rajas; but a wakeful student in the practice of Yoga, controls it by right efforts.

लोलेषु लोलं मन एकमस्ति कार्यं परं निग्रहणं च तस्य ।
अपेक्ष्यते तत्र महान् प्रयत्नस्तदर्थमभ्यासपरः सदा स्यात् ॥ ५ ॥

૫. ચપળમાં ચપળ એક મન છે. તેનો નિગ્રહ કરવો એ જબ્બરમાં જબ્બર અને કઠિનમાં કઠિન કામ છે. (જગત્ભરમાં મોટામાં મોટું કામ એ જ છે.) એમાં મહાન્ પુરુષાર્થની દરકાર છે. એ માટે સદા અભ્યાસપરાયણ રહેવું જોઇએ.

5. Mind is the foremost of all fickle things. To control it, being the most difficult thing, requires a very keen effort. For this purpose one should be assiduous.

[illegible] च कर्मेणा [illegible] योगमुपाश्रितो यः ।
सदाप्युदासीनतया स्थितस्य [illegible] तस्य भवेन्न कर्म ॥ ६ ॥

૬. કર્મયોગનો રૂડી રીતે અભ્યાસ કરી જે ઉજ્જ્વલ સમભાવની દશાએ પહોંચ્યો છે એવો સ્થિરબુદ્ધિ મહાત્મા, જે, ભવપ્રપંચથી ઉદાસીનરૂપે વર્તે છે (એનાથી ઉપર ઉઠેલો છે) તેને કર્મ (કાર્યપ્રવૃત્તિ) લેપકારક થતાં નથી.

6. The high-souled one, who after having properly practised Karma-Yoga, develops the sublime sense of equanimity, is always indifferent [ to the संसार ] and so is not affected by the results of his actions. [ A person doing acts which his duty in life enjoins, without being concerned with the results thereof, is not bound by those acts. ]

नाऽऽप्य प्रियं हृष्यति नोद्विजेच प्राप्याऽप्रियं ब्रह्मनिविष्टदृष्टिः ।
समो समेक्षी विषमेऽपि जीवन्मुक्तः सदानन्दित-वीतरागः ॥ ७ ॥

૭ જેની દૃષ્ટિ બ્રહ્મનિવિષ્ટ છે, અર્થાત્ શુદ્ધ આત્મભાવમાં રમમાણ છે એવો સન્ત પ્રિયના યોગે હર્ષિત થતો નથી અને અપ્રિયના યોગે ઉદ્વિગ્ન થતો નથી. તે વિષમમાં પણ સમદૃશ છે. તે નિજાનન્દમાં નિમગ્ન વીતરાગ છે. તે જીવન્મુક્ત છે. [ શ્લોકમાં રહેલા "સદાનન્દિત" નો એક અર્થ સદા આનન્દિત, અને બીજો અર્થ 'સત્'માં-પરમ ચેતનમાં આનન્દિત. ]

7. The saint who is absorbed in Self, does neither take delight in the attainment of a cherished object nor does he feel sorrow on getting what is unpleasant. He looks with an eye of equality in inequality. Such a person who is dispassionate and Self-possessed or Self-delighted, is called Jivan-Mukta (जीवन्मुक्त)

नेन्द्रियार्थेषु यदाऽनुषज्जेद् विकल्पनिर्मुक्तमना महात्मा ।
न किञ्चीवन-दशीक्षर्मां योगाभिरूढः स्थितधीस्तदा स्यात् ॥ ८ ॥

emancipation ], who is full of intensely sympathetic emotions, who is averse, to the worldly enjoyments, who is an object of exquisite joy to the beholders, and who has completely practised Karma Yoga and has exalted his soul by Jnana Yoga as well,—such a sage (yogi) enters contemplation which acts like a conflagration burning the forest of terrible Karmic forces.

नारी-पशु-क्लीब-कुशीलवर्जं स्थानं विविक्तं किमपि श्रयेत ।
नानासनानामपि यत् स्थिरं च सुखं च मासीत तदाश्रयेत ॥ १२ ॥

૧૨. ધ્યાન માટે સ્ત્રી, પશુ, નપુંસક અને કુશીલના સંસર્ગથી રહિત એવું કોઈ પણ એકાન્ત શુદ્ધ સ્થાન ઉપયોગમાં લઇ શકાય છે. આસનો અનેક પ્રકારનાં છે. પણ તેમાં જે પોતાને સ્થિર અને સુખરૂપ લાગે તેનો આશ્રય લઈ શકાય

12. A solitary place unfrequented by a woman, an animal, an impotent man and a man of low habits is necessary for proper meditation. That posture which he thinks to be steady and comfortable among the various postures, should be selected.

ध्यानाय कालोऽपि मतो न कोऽपि यस्मिन् समाधिः समयः स शस्यः ।
ध्यायेन्निषण्णः शयितः स्थितो वाऽवस्था जिता कापि मतानुकूला ॥ १३ ॥

૧૩ ધ્યાન માટે કોઇ ખાસ વખત નિયત કરવામાં આવ્યો નથી. જ્યારે ચિત્તની સમાધિ હોય તે વખત ધ્યાન માટે પ્રશસ્ત ગણાય. બેઠો, ઉભો અને સુતો પણ ધ્યાન કરી શકે. જે અવસ્થા સિદ્ધ થયેલી જણાય, જે પોતાને અનુકૂળ પડે તે અવસ્થા ધ્યાન માટે ઉપયોગી.

13. There is no fixed time for concentration. That time is the best when mind is steadily calm. One may meditate, sitting, standing or lying down. That posture may be adopted, which is suitable for concentration

ध्यानस्य सिद्ध्यै दृढभावनानामावश्यकत्वं विबुधा वदन्ति ।
मैत्रीं प्रमोदं करुणामुपेक्षां युञ्जीत, तद् ध्यानमुपस्करोति ॥ १४ ॥

૧૪. ધ્યાનની સિદ્ધિ માટે ભાવનાઓના દૃઢીકરણની પૂર્ણ આવશ્યકતા છે તે ભાવનાઓ મૈત્રી, પ્રમોદ, કારુણ્ય અને માધ્યસ્થ્ય ભાવના છે. ધ્યાનના પ્રકટીકરણ માટે અથવા તેને પુનરુજ્જીવિત કરવા માટે આ ભાવનાઓની યોજના આવશ્યકી છે.

14. The wise say that steady reflections ( भावनाः–abstrac pious thoughts ) are necessary for successful fulfilment o Dhyāna ( meditation ). Bhāvanās are of four kinds:–Maitr ( friendship ), Pramoda ( delight ), Kāruṇya ( compassion ) an Madhyasthya (indifference). These feelings [Bhāvanās] should b cultivated, because they amply serve to restore Dhyāna.

मैत्रीभावना—

भवन्तु सर्वे सुखिनोऽसुभाजो मा कोऽपि पापाचरणानि कार्षीत् ।
एवं जगत्प्राणभृतां सुखस्य विभावनं सत् प्रवदन्ति मैत्रीम् ॥ १५ ॥

૧૫. બધા પ્રાણીઓ સુખી થાઓ, કોઇ જીવ પાપાચરણ ન કરો એમ જગતના પ્રાણીઓના સુખની પ્રશસ્ત ભાવના સેવવી એને 'મૈત્રી' ભાવના કહેવામાં આવે છે.

15. To cherish auspicious feelings for the good of all th beings in the world, wishing " May all beings be happy an may none do sinful deeds," is called Maitri-Bhāvanā [ whic is really awakened only when it is realised that all embodied living beings though apparently looking different, are possessed of souls intrinsically equal in attributes and qualities and capable of attaining the status of the Supreme Being ].

प्रमोदभावना—

देदीप्यमाना गुणगौरवेण महाशया ये सुजना जगत्याम् ।
गुणेषु तेषां बहुमानभावो यस्तं प्रमोदं परिकीर्त्तयन्ति ॥ १६ ॥

૧૬. જગતભરમાં જે કોઇ સજ્જન મહાશયો ગુણગૌરવથી વિભૂષિત હોય તેમના ગુણો તરફ બહુમાન રાખવું એ ' પ્રમોદ ' ભાવના છે.

16 To feel delight in, and reverence for, the virtues of any persons whatsoever shining by the excellence of their merits, is called the Pramoda-Bhāvanā.

कारुण्यभावना—

दीनेषु दारिद्र्यपराहतेषु क्लिष्टेषु भीतेषु च रोगितेषु ।
बुद्धिः प्रतीकारपरायणा या कारुण्यभावः प्रणिगद्यते सा ॥ १७ ॥

૧૭. નિરાધાર, દરિદ્ર રોગી, ભયભીત અને સન્તાપિત એવા દીન દુઃખી જીવોનાં દુઃખ શમાવવાની વૃત્તિને ' કરુણા 'ભાવના કહે છે.

17. The desire to lessen the miseries of those who are helpless, poverty-stricken, distressed, frightened and diseased is called Karuṇā-Bhāvanā.

माध्यस्थ्य ( उपेक्षा ) भावना—

जगद् विचित्रं भविभिर्विचित्रैर्विचित्रकर्मोत्थविचित्रचेष्टैः ।
भजन्ति माध्यस्थ्यमवेक्ष्य धीरा दुष्टेषु सम्बोधननिष्फलत्वे ॥ १८ ॥

૧૮. વિચિત્રકર્મપ્રેરિત વિચિત્ર વૃત્તિ-પ્રવૃત્તિવાળા વિચિત્ર પ્રાણીઓથી જગત વિચિત્ર છે. એ જોઈ વિવેકી મનુષ્ય દુષ્ટ માણસ, જે સમજાવ્યો સમજે નહિ, તેની તરફ ઉપેક્ષાભાવ ધારણ કરે છે. ( અજ્ઞાન દુર્મતિ માણસ સુયોગ્ય શિખામણથી

The Yogi in Dhyana contemplates Ajna, Apaya, Vipaka and Samsthana.

आज्ञा-ध्यानम्—

आश्रित्य लोकोत्तरपूरुषाणामाज्ञामबाधां परिचिन्तनं यत् ।
वस्तुस्वरूपस्य यथार्थरीत्या ध्यानं तदाज्ञाभिधमामनन्ति ॥ २० ॥

२०. લોકોત્તર પુરુષોના વિશુદ્ધ ઉપદેશનો આશ્રય લઈને વસ્તુતત્ત્વનું યથાર્થ રૂપે ચિન્તન કરવું તે 'આજ્ઞા' ધ્યાન છે.

20. Ajna-Dhyana:-To contemplate truth in its true nature by following the infallible injunction of Sages of spiritual eminence is called the Ajna Dhyana.

अपाय-ध्यानम्—

अध्यात्ममार्गाश्रयणं विनाऽयमात्मा भवेऽस्मिन्नदनन्तकालम् ।
रागादिदोषैकवशीभवन्तो निर्याति नापाय-महाटवीतः ॥ २१ ॥

मोहान्धकारावृतमानसेन मया न किं किं कलुषं व्यधायि ?
मनुष्य-तिर्यङ्-नरकेषु चोग्रं दुःखं न किं किं प्रतिपद्यते स्म ? ॥ २२ ॥

संसारदुःखाम्बुनिधौ गभीरे कालो गतोऽयं त्रुटतोऽखिलो मे ।
कस्याऽपराधोऽत्र मया विचार्यः ? प्रमाद एतस्य कुचेतसो मे ! ॥२३॥

प्राप्यापि बोधिं मलिनैर्मनोवाक्शरीरयोगैः कुधिया मयैव ।
प्रज्वालितः स्वोपरि धूमकेतुः कोऽन्योऽपराधी परिकल्प्यतेऽन्यः ? ॥ २४ ॥

स्वाधीनभावेऽपि पथस्य मुक्तेर्भ्रान्त्या स्वयं पातित एव आत्मा ।
मिथ्यं यथाऽन्येतुपरकराज्यो मोक्षे स्वतन्त्रेऽपि तथा भ्रमोऽयम् ॥ २५ ॥

एवं हि रागादिकदूषणेभ्यो जाता अपायाः परिचिन्तनीयाः ।
यस्मिन्नुपाया अपि तत्प्रणाशे ध्यानं द्वितीयं तदपायनाम ॥ २६ ॥

૨૧-૨૨-૨૩-૨૪-૨૫-૨૬. અપાય-માર્ગનો આશ્રય ન લેવાથી આ આત્મા અનાદિ કાળથી અનન્તકાળ સંસારમાં રખડ્યો છે. રાગાદિ દોષોને વશ થયેલા પ્રાણીઓ દુઃખના ગહન જંગલમાંથી નિકળી શકતા નથી. મોહાન્ધકારથી આચ્છાદિત અંતઃકરણમાં મેં શાં શાં પાપો-કામ નથી કર્યાં ? અને એનાં ફળરૂપે નરક, તિર્યંચ અને મનુષ્ય આદિ ગતિઓમાં મેં કેવાં કેવાં દુઃખો ભોગવ્યાં છે ! મારો આટલો કાળ સંસારના ગંભીર દુઃખ-સાગરમાં ડૂબી મરવામાં ગયો છે ! આમાં બીજા કોનો વાંક કાઢવો ? મારી મૂઢ બુદ્ધિનું જ આ પરિણામ છે ! મારા અજ્ઞાન અને પ્રમાદે મારી આ કફોડી સ્થિતિ કરી છે ! 'બોધિ' (સાચી સમજણ) પ્રાપ્ત થવા છતાં મેં મારાં મન-વચન-કાયાનો એવો દુરુપયોગ કર્યો કે મેં મૂર્ખે હાથે કરી મારા માથા પર ધૂમકેતુની (અગ્નિની) જ્વાળા સળગાવી ! આમાં બીજા કોઈનો દોષ નથી. મુક્તિનો માર્ગ સ્વાધીન છતાં, અજ્ઞાનને વશ થઈ મેં પોતે જ મારા આત્માને અધોગતિમાં પટક્યો છે. જેમ રાજ્ય મળવા છતાં કોઈ મૂર્ખ માણસ ભીખ માગવા નિકળે, તેમ મોક્ષ સ્વાધીન છતાં–સ્વહસ્તસિદ્ધ છતાં હું ભવચક્રમાં રખડ્યો છું. આ પ્રકારે રાગાદિ દોષોથી ઉપજતા ક્લેશો અને એ દોષોના નાશના ઉપાયો જે ધ્યાનમાં ચિંતવાય છે તે 'અપાય'-ધ્યાન છે.

21-22-23-24-25-26 Apāya-Dhyana:–This soul has been wandering, from time without beginning, in this world-revolution as it did not stick to the spiritual path. Beings, subject to passions, such as attachment, hatred etc., cannot themselves be out of the dense forest of distress. Ah! what variety of sins have I not committed—I, whose mind is over-darkned by infatuation ? Oh ! what terrible miseries have I not undergone in the hell and in the animal and human lives ? My whole time is totally wasted in being drowned in the deep waters of great miseries of this world-ocean [ Samsara ] Whose fault is it ? It is my own, fool that I am. Though I obtained the knowledge of reality, I caused the fire [ of misery ] to burn on my head through the evilness of mind, speech and body. Who can be found fault with ? Surely I and I alone. Though the path of absolution was at my disposal, yet I lowered my own soul through illusion ! Just as a man who has got a kingdom, goes begging, so I wandered in this world, though absolution was within my reach ! In this manner the Dhyana in which one meditates on

the obstacles or difficulties arising from attachment and such other passions, and on the means to surmount them, is called Apaya-Dhyana.

विपाक-ध्यानम्—

उदीरितः कर्मफलं विपाकः शुभाशुभत्वेन स च द्विभेदः ।
द्रव्यादियोगात् स च चित्ररूपोऽनुभूतिमागच्छति देहभाजाम् ॥ २७ ॥

द्रव्यैः प्रमोदं प्रतिपादयद्भिः शुभोऽशुभस्तद्विपरीतभूतैः ।
क्षेत्रे निवासेन सदालयादौ शुभस्तदन्यः प्रतिकूलभूमौ ॥ २८ ॥

काले वसन्तादिऋतौ विहाराच्छुभः शुभेऽन्यत्र विपर्ययश्च ।
मनःप्रसादप्रभृतौ च भावे शुभोऽशुभो रुट्प्रभृतौ विकारे ॥ २९ ॥

सुदेवमर्त्यादिकसद्भवेषु शुभोऽशुभोऽन्यत्र च वेदितव्यः ।
द्रव्यादियोगादिति चित्ररूपं विचिन्तयेत् कर्मफलं तृतीये ॥ ३० ॥

૨૭-૨૮-૨૯-૩૦. વિપાક એટલે કર્મના ફળનો ઉદય. કર્મ શુભ અને અશુભ એમ બે જાતનાં હોઇ તેનાં ફળ પણ શુભ અને અશુભ એમ બે જાતનાં હોય છે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ અને ભવના વિચિત્ર સંયોગો અનુસાર ઉદયમાં આવતાં કર્મનાં વિચિત્ર ફળો પ્રાણી અનુભવે છે. સુખકારી (અનુકૂળ ભોજન, પાન આદિ) દ્રવ્યોનો સંસર્ગ શુભ કર્મના શુભ વિપાકનું અને પ્રતિકૂલ દ્રવ્યોનો સંસર્ગ અશુભ કર્મના અશુભ વિપાકનું કારણ બને છે (આ દ્રવ્યથી શુભાશુભ વિપાક) સારું મકાન, મહેલ, બાગ વગેરે અનુકૂળ સ્થળોની પ્રાપ્તિ શુભ વિપાકનું અને પ્રતિકૂળ સ્થળોની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે. (આ ક્ષેત્રથી શુભાશુભ વિપાક.) અશીત-અનુષ્ણ વસન્ત અને એવી બીજી અનુકૂળ ઋતુમાં વિહરવું એ શુભ વિપાકનું અને પ્રતિકૂળ ઋતુનો પ્રસંગ અશુભ વિપાકનું કારણ બને છે. (આ કાળથી શુભાશુભ વિપાક) મનની પ્રસન્નતા આદિ સારા ભાવોનો ઉદય શુભ વિપાકનું અને રોષ, ગુસ્સો આદિ દુર્ભાવનો ઉદય અશુભ વિપાકનું કારણ બને છે. (આ ભાવથી શુભાશુભ વિપાક.) દેવ, મનુષ્ય આદિ સુખકારક ગતિની પ્રાપ્તિ શુભ વિપાકનું અને તિર્યંચ આદિ દુઃખકારક ગતિની પ્રાપ્તિ અશુભ વિપાકનું કારણ છે (આ ભવથી

[illegible]
[illegible]

Vipāka-Dhyāna :—

27-28-29-30 Vipāka [ Maturation ] is the fructification of Karma. It is of two kinds, good and bad ( as Karma is of two kinds, good and bad ) It is variously experienced by the embodied souls through its association with matter, space, time, disposition and worldly existence. The good Vipāka [maturation] of Karmic forces associated with matter [ Dravya ] is seen in having pleasant objects, and the bad Vipāka, in having unpleasant objects. The good Vipāka associated with space is in the residence in comfortable houses etc., while the other Vipāka, in the residence in uncomfortable dwellings etc. The good Vipāka in connection with time is seen in having the pleasures of spring which is neither too cold nor too hot, and such other pleasant seasons, while the bad one is the reverse of it. The good Vipāka through mental emotions is the feeling of pleasure, while the bad one is the reverse of it. The good Vipāka through the births is in the life as a happy god or a happy man etc., while the bad one is the reverse of it. Thus are thought of, the various results of the Karmic forces associated with Dravya ( matter ) and the others, in the Dhyāna named Vipāka.

लोकसंस्थान-ध्यानम्—

आत्मप्रतिष्ठं स्थितमस्त्यनन्तानन्तं नभोऽमूर्तिक-सर्वगामि ।
लोकोऽत्र मध्यस्थित ऊर्ध्व-मध्याऽधोभागतोऽस्ति त्रिजगत्स्वरूपः ॥ ३१ ॥

स्वरूपमेतस्य विचिन्तयन्ति ध्याने तदभ्यासपरास्तुरीये ।
[illegible] ॥ ३२ ॥

૩૧–૩૨ આકાશ અમૂર્ત અને સર્વત્ર વ્યાપક છે. તે સ્વપ્રતિષ્ઠિત અને અનન્તાનન્ત છે. તેના મધ્યબિન્દુમાં આ લોક સ્થિત છે, જેમાંનો ઊર્ધ્વ ભાગ ઊર્ધ્વલોક, મધ્યમ ભાગ મધ્યમ લોક અને અધોભાગ અધોલોક કહેવાય છે. આમ લોક ત્રણ ભાગોમાં વિભક્ત થાય છે, જે ત્રિલોક કહેવાય છે આવા પ્રકારના લોકનું સ્વરૂપ લોકસંસ્થાન ધ્યાનમાં ચિંતવાય છે. આમ ધર્મધ્યાનમાં મગ્ન થનારાઓને સ્વસંવેદ્ય અતીન્દ્રિય સુખની દિવ્ય અનુભૂતિ પ્રાપ્ત થાય છે.

Loka-Samsthana-Dhyana;—

31-32 The formless and endless Akasha (space) is everywhere supported by its own self, in the interior of which is situate the region called Loka, whose three parts viz., the upper, the lower and the middle are styled the upper Loka, the lower Loka & the middle Loka respectively. The contemplation which is of a very subtle nature of the above-said universe, is Loka-Samsthana Dhyana. In such a spiritual Dhyana there is obtained happiness which is intuitional and beyond the domain of senses.

ध्यानादभ्युदयान् निजायुरन्ते गत्वा लभन्ते त्रिदिवं महर्द्धि ।
पुनर्नृजन्म प्रतिपद्य चारु समुद्ध योगिकार्या श्रयन्ति ॥ ३२ ॥

૩૩. આમ ધ્યાનયોગથી જેઓ પોતાનું મનુષ્યજીવન મહાન ઉચ્ચ બનાવે છે, તેઓ મનુષ્યજન્મ પૂરો કરી મહર્દ્ધિ દેવલોકને પ્રાપ્ત થાય છે પછી તેઓ ( દેવલોકની જિન્દગી પૂરી કરી ) ત્યાંથી ફરી વધુ સારા મનુષ્યજન્મમાં આવે છે, અને સમય ઉપર સમ્બુદ્ધ થઈ યોગ-માર્ગને ગ્રહણ કરે છે.

33. Through the power of Dhyana, highly meritorious persons habituated to spiritual Dhyana, after giving up the human body, obtain heaven full of very great prosperity in the next world. They then again obtain a far better human birth and being enlightened in time, make further progress on the path of Yoga.

ध्यानं शुक्लं ततस्ते परममुपगताः प्राप्तपूर्णोज्ज्वलत्वा
नाशात् सर्वावृतीनां परमविकसितं ज्ञानमासादयन्ति ।
धर्मं व्याख्यान्ति मोहान्धतमसहतये पर्षदि प्रस्फुरन्त्या-
मायुष्पूर्तौ ततः स्युः परमपदजुषोऽनाकृति-ब्रह्मरूपाः ॥ ३४ ॥

૩૪. તેઓ ધ્યાનમાં આગળ વધતાં જ્યારે પરમોત્કૃષ્ટ શુક્લધ્યાન પર આવે છે ત્યારે તેમના આત્મા ઉપરનાં સર્વ આવરણો દૂર થાય છે, અને પૂર્ણ શુદ્ધ બનેલા તેઓ પરમવિમલ, પરાકાષ્ઠાના જ્ઞાનને ( કેવલજ્ઞાનને ) પ્રાપ્ત કરે છે. ( આમ યોગના ચરમ શિખર પર પહોંચી આત્મા પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. ) એ પછી એઓ ( દેહધારી પરમાત્મા ) લોકસભામાં મોહાન્ધકારના નાશ માટે ધર્મનું પ્રકાશન કરે છે. અને આયુષ્ય પૂર્ણ થતાં નિરાકાર સચ્ચિદાનન્દ પરબ્રહ્મ-સ્વરૂપને પ્રાપ્ત થાય છે.

34. Those then attain the supreme Shukla Dhyana, and annihilate all the destructive (घाति) Karmic forces and becoming perfectly pure, acquire Kevala-Jnana—the climax of the elevation of knowledge. And then they preach in large assemblies Dharma [the truth leading to real and perfect happiness] with a view to dispelling the darkness of infatuating ignorance, and, after phenomenal death, those Perfect Souls attain the highest status of formless emancipation.

अस्वच्छदर्पणसमा भवचक्रवर्तिनो यः स्वस्य शोधनविधौ यततेऽत्र चेतनः ।
शुद्धिं परां समधिगम्य भवेत् स ईश्वरो मोहावृतो भ्रमति मोहलये स वै शिवः ॥३५॥

૩૫. સંસારવર્ત્તી પ્રાણીઓ મલિન દર્પણ જેવા મલિનાત્મા છે. તેઓમાં જે આત્મા પોતાના શોધનવિધાનમાં ઉદ્યુક્ત થાય છે તે અભ્યાસક્રમે જ્યારે પરમ શુદ્ધિને પ્રાપ્ત કરે છે ત્યારે પરમાત્મા બને છે. ( આમ પરમાત્મા થવું અને ઇશ્વર થવું એક જ વાત છે.) મોહાવૃત આત્મા ભવચક્રમાં ભમે છે, જ્યારે મોહનું

આવરણ દૂર થતાં તે આત્મા પોતે જ શિવરૂપે—ઈશ્વરરૂપે પ્રકાશમાન થાય છે. [ આત્મા પોતાના તાત્ત્વિક મૂળ સ્વરૂપે પરમાત્મા છે, છતાં અનાદિ મોહના યોગે નવાં નવાં શરીર ધારણ કરી ભવચક્રમા ભમી રહ્યો છે. મોહ જતાં ( જે આત્માનો મોહ જાય છે ) એ પરમાત્મા પરમેશ્વર છે. ]

35. Beings wandering in Samsāra, are like a dirty mirror. Among them the soul which endeavours to purify itself, having attained perfect purity, acquires the status of God. The soul, when over-cast by illusion, wanders in Samsāra, and when relieved from it, becomes God.

इति
अध्यात्मतत्त्वालोके
ध्यानसिद्धिर्नाम षष्ठ-प्रकरणम् ।

# प्रकरणम्–७

## योग–श्रेणी

( श्लोकसंख्या १९ )

मानसवृत्तिनिरोधं सम्प्रज्ञातेतरप्रकारतया ।
योगं वदन्ति तज्ज्ञा प्रथमश्चिन्तात्मकं ध्यानम् ॥ १ ॥

वृत्तिविलयपरिणामोऽसम्प्रज्ञातोऽस्ति, वृत्तयो मनसः ।
क्षीणा भवन्ति सर्वाः केवलबोधस्तदोदेति ॥ २ ॥

देहस्य वृत्तयः खलु यदा निरुद्धा भवन्ति तत्कालः ।
योगोऽसम्प्रज्ञातान्न भिद्यते निर्वृतिद्वारम् ॥ ३ ॥

૧-૨-૩. યોગાચાર્યો યોગનું લક્ષણ 'ચિત્તવૃત્તિનિરોધ' બતાવે છે. 'ચિત્તવૃત્તિનિરોધ' એટલે ચિત્તનું એકાગ્રીકરણ: અને છેલ્લી સ્થિતિએ સર્વ ચિત્તવૃત્તિઓનો લય. તેઓ યોગને 'સમ્પ્રજ્ઞાત' અને 'અસમ્પ્રજ્ઞાત' એવા બે ભેદોમાં વિભક્ત કરે છે તેમાં પ્રથમ 'સમ્પ્રજ્ઞાત' એ સ્થિરચિન્તનરૂપ ધ્યાન છે. ચિત્તની વ્યર્થ અને અસાર પ્રવૃત્તિને રોકી વૃત્તિને સ્થિર બનાવવાના અભ્યાસથી આ ધ્યાનભૂમિએ પહોંચી શકાય છે અને એથી આગળ વધતાં 'અસમ્પ્રજ્ઞાત' યોગ જે ચિત્તની પરમ સૂક્ષ્મ એકાગ્રતા સધાતાં પ્રાપ્ત થાય છે, 'શુક્લ' ધ્યાનનો દ્વિતીય પાદ બારમા ગુણસ્થાનકમાં પ્રાપ્ત થાય છે ત્યારે એના ફલરૂપ ચિત્તની સર્વ વૃત્તિઓનો લય થાય છે અને તત્કાલ કેવલજ્ઞાન પ્રકટ થાય છે, એટલે દ્વાદશગુણસ્થાનવર્તી 'શુક્લ' સમાધિ કે જે વડે કેવલજ્ઞાન પ્રકટે છે તે ચિત્તવૃત્તિના એકાગ્ર્યની છેલ્લામાં છેલ્લી પરમ ઉચ્ચ સ્થિતિ છે. 'અસમ્પ્રજ્ઞાત' સમાધિ તેને કહી શકીએ.

છેલ્લા (ચૌદમા) ગુણસ્થાનમાં શરીરના તમામ યોગોનો નિરોધ થાય છે. એ કાયયોગનિરોધની પૂર્ણ અવસ્થા છે. 'અસમ્પ્રજ્ઞાત' સમાધિમાં આ યોગનો

પણ સમાવેશ કરી શકાય. [ અ ઇ ઉ ઋ લૃ એ પાંચ હ્રસ્વ અક્ષરોના ઉચ્ચારણમાં જે વખત લાગે એટલો જ વખત આ મૃત્યુસમયના અન્તિમ યોગનો છે. પછી તે જ ક્ષણે આત્મા દેહથી મુક્ત થઇ નિરાકાર મુક્ત અવસ્થાને-પરમ સિદ્ધ સ્થિતિને પ્રાપ્ત થાય છે. ]

1-2-3 Concentrating or restraining the functions of the mind is called Yoga by those well-versed in the Yoga philosophy. The Yoga is twofold:-Samprajnata & Asamprajnata. The former is Dhyana as steady as a steady light. The Asamprajnata Samadhi *which is the top-most and subtlest one-pointedness of the mind,* results in the destruction of the functions of the mind. When all the functions of the mind cease, the Knowledge of the Absolute-Kevalajnana-arises. That Yoga in which all the activities of the body cease, is also not different from the Asamprajnata Yoga: and is also the entrance of Absolution.

अध्यात्मं भावना ध्यानं समता वृत्तिसंक्षयः ।
इत्येवमप्यनूचाना ऊचाना योगपद्धतिम् ॥ ४ ॥

૪ અધ્યાત્મ, ભાવના, ધ્યાન, સમતા અને વૃત્તિક્ષય એ રીતે પણ યોગાચાર્યો યોગની પદ્ધતિ બતાવે છે. [ તત્ત્વચિન્તન અને મૈત્રી વગેરે ભાવનાઓનું અનુશીલન તેમજ સદ્વર્ત્તન એ ' અધ્યાત્મ ' છે. એ ' અધ્યાત્મ ' નો વધતો જતો જ્ઞાનસમ્પન્ન અભ્યાસ એ ભાવના છે, જેના ફળરૂપે અશુભ આદત અને ખોટા વલણની નિવૃત્તિ થવા સાથે ચિત્તસત્ત્વની સંશુદ્ધિ વિકસતી જાય છે. એ ભાવનાના બળે ધ્યાનયોગ પ્રાપ્ત થયો એ ' ધ્યાન ' છે સ્થિર દીપક જેવું સ્થિર ચિત્ત એ ' ધ્યાન ' છે. એ ધ્યાનના ઉત્કર્ષે પ્રાપ્ત થતો પૂર્ણ સમતાયોગ તે સમતા છે. અને એ બધાનું ચરમ અને પરમ ફળ વૃત્તિક્ષય છે. પૂર્ણતા પ્રાપ્ત કરવાની આ પ્રણાલી છે. ]

4. Those who are adept in Yoga, have also laid down five kinds of Yoga --Adhyatma [ Spiritual inclination ], Bhavana [Spiritual exercise], Dhyana [Meditation], Samata [Equanimity] and Vrittiksaya [ restraint of the functions of the mind ].

इच्छा च शास्त्रं च समर्थता चेत्येषोऽपि योगो मत आदिमोऽत्र ।
प्रमादभाजोऽपि सुबोधभाजो यो धर्मयोगाऽऽचरणेऽभिलाषः ॥ ५ ॥

૫. ઇચ્છાયોગ, શાસ્ત્રયોગ અને સામર્થ્યયોગ એ પ્રમાણે પણ યોગના ભાગો બતાવવામાં આવ્યા છે. (જ્ઞાનવાન્ અને ધર્મસાધનની ઇચ્છાવાળો માણસ પણ ધર્મયોગના સાધનમાં પ્રમાદી હોય એમ બને છે,) તથાપિ એવા માણસનું અન્તઃકરણ ધર્મયોગના સાધનનું અભિલાષી હોવું કે થવું એ 'ઇચ્છાયોગ' છે. (ઇચ્છા કે ઉત્સાહમાંથી જ પ્રયત્ન સ્ફુરે છે. પુરુષાર્થ-ની ચાવી ઉત્સાહ-સંપત્‌માં જ રહેલી છે ઇચ્છા કે આકાંક્ષાની બલવાન્ ઊર્મિ વગર સાધનવિધિ કેમ નીપજે? એટલા માટે ઇચ્છાને યોગની પ્રથમ ભૂમિકા તરીકે મૂકવામાં ઔચિત્ય જ છે.)

5. Ichhayoga, Shastrayoga and Samarthyayoga are also divisions of Yoga. The first of these is Ichhayoga where one though knowing well and already desirous of performing religious practices, is lazy. Nevertheless that he wishes to perform religious practices is इच्छायोग. [ The desire of advancing on the way to spiritual good is Ichhayoga. ]

श्रद्धान-बोधौ दधतः प्रशस्तौ प्रमादवर्जस्य यथात्मशक्ति ।
यो धर्मयोगो वचनानुसारी स शास्त्रयोगः परिवेदितव्यः ॥ ६ ॥

૬. પ્રશસ્ત જ્ઞાન અને શ્રદ્ધાથી વિભૂષિત તેમ જ પ્રમાદરહિત એવા આત્માનો યથાશક્તિ યથાર્થ જે ધર્મયોગ તે 'શાસ્ત્રયોગ' છે.

6. It is called Shastra-yoga where the degree of right belief and that of right knowledge are higher than what it is in the Ichha-yoga, and where laziness is destroyed and where the practice of religious ceremonies is in conformity with sacred scriptures, according to one's capacity.

शास्त्रादुपायान् विदुषः सतो यः शास्त्रावसाध्यानुभवैकगम्यः ।
उत्कृष्टसामर्थ्यतयाऽभ्युदेति सामर्थ्ययोगः स निगद्यते स्म ॥ ७ ॥

૭. શાસ્ત્રોદ્વારા સાધનના ઉપાયો જાણ્યા પછી અને સાધનમાં શ્રેષ્ઠ પ્રગતિ કર્યા પછી ઉત્કૃષ્ટ સામર્થ્ય ખિલતાં શાસ્ત્રાતીત ( શાસ્ત્રોથી અગમ્ય ) એવો સ્વાનુભવગમ્ય યોગ પ્રાપ્ત થાય છે તે 'સામર્થ્યયોગ' છે.

7. The learned sages call it Sāmarthya-yoga which, perceptible only to such intuitional perception as is unattianable even with scriptural knowledge, is achieved through his pre-eminent spiritual exercises, by the great sage conversant with the practice of Yoga through scriptures.

न सिद्धिसम्पादनहेतुभेदाः सर्वेऽपि शास्त्रादुपलम्भयोग्याः ।
तत् 'प्रातिभ'ज्ञानगतः स योग इत्येवमाहुर्मुनयोऽभिरूपाः ॥ ८ ॥

૮. મોક્ષસિદ્ધિનાં સાધનભૂત વિશિષ્ટ સાધન કંઈ શાસ્ત્રથી ઉપલબ્ધ થઈ શકતાં નથી, માટે શાસ્ત્રજ્ઞાનની બહારનો મહાન્ યોગ, જે 'સામર્થ્ય-યોગ' કહેવાય છે, તે 'પ્રાતિભ'જ્ઞાનગમ્ય અર્થાત્ સ્વાનુભવજ્ઞાનગમ્ય યોગ છે, અર્થાત્ વિશિષ્ટ આત્માનુભવથી સધાતો યોગ છે. ( શાસ્ત્રની મર્યાદા છે. શાસ્ત્રજ્ઞાન પછી અભ્યાસની આવશ્યકતા રહે છે, અને અભ્યાસ જેમ જેમ ઉત્તરોત્તર બલવાન્ બનતો જાય છે, તેમ તેમ આત્માનુભવ વિકસે છે, અને એમાંથી જે પ્રકાશ પડે છે તે શાસ્ત્રની બહારનો હોય છે. શાસ્ત્રોની પહોંચની બહારનો એ મહાન્ પ્રકાશ મહાન્ 'સમર્થ' યોગ પર ચઢાવી સાધકને મોક્ષની પાસે મૂકી દે છે આ 'પ્રકાશ' ને 'પ્રાતિભ' નામથી પ્રદર્શિત કરવામાં આવ્યો છે, કેમકે એ આત્માની સમર્થ પ્રતિભા છે.)

8. All the special means for the achievement of Perfection are not capable of cognition through scriptures. So this Samarthya yoga (which is the special and very direct means for the achievement of केवलज्ञान,) is connected with intuitional knowledge ( Pratibha-jnāna ).

तत्र प्रातिभं केवलबोध-भानोः प्राग्वृत्तिकं स्यादरुणोदयाभम् ।
'ऋतम्भरा' 'तारक' एवमादि-नामानि तस्मिन्नपरे वदन्ति ॥ ९ ॥

૯. તે 'પ્રાતિભ' જ્ઞાન ('ક્ષપકશ્રેણિ'વર્તી અનુભવદશા) કેવલજ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થાય તે અગાઉનો 'અરુણોદય' છે. આ ઉત્કૃષ્ટ (ક્ષાયોપશમિક) જ્ઞાનદશાનો વ્યવહાર અન્ય યોગાચાર્યોએ 'તારક,' 'ઋતમ્ભરા' એવાં જુદાં જુદાં નામોથી કર્યો છે.

9. The morning light precedes the rise of the sun in the morning, similarly Pratibha-Jnana [ the intuitional divine knowledge ] precedes the absolute Knowledge [ Kevalajnana ]. Other Yogis even introduce this knowledge as 'Ritambhara' (holding to the truth) or Taraka' (spiritual clearness).

संन्यासरूपः स्मृत एष योगो धर्मस्य योगस्य च स द्विधा स्यात् ।
तत्राऽऽदिमः स्यात् क्षपकावलिस्थे शैलेश्यवस्थावति च द्वितीयः ॥ १० ॥

૧૦. આ 'સામર્થ્યયોગ' એ સંન્યાસયોગ છે. તેના બે પ્રકાર છેઃ ધર્મસંન્યાસ યોગ અને યોગસંન્યાસ યોગ. તેમાં ધર્મસંન્યાસ યોગ 'ક્ષપકશ્રેણી'અવસ્થામાં હોય છે અને યોગસંન્યાસ યોગ 'શૈલેશી' અવસ્થામાં (ચૌદમા ગુણસ્થાનકમાં) હોય છે [ સામર્થ્યયોગના આ બન્ને વિભાગોમાં 'સંન્યાસ'નો અર્થ ત્યાગ થાય છે. ધર્મોનો અર્થાત્ અનાત્મીય તમામ ધર્મોનો (ક્ષાયોપશમિક ભાવોનો) નિરાસ તે ધર્મસંન્યાસ, અને યોગનો અર્થાત્ મન-વચન-કાયના વ્યાપારોનો નિરોધ તે યોગસંન્યાસ. ]

10. This Yoga is also known as Sannyasa Yoga It is of two kinds Dharma-Sannyasa and Yoga-Sannyasa The first of [illegible] Ksapaka-Sreni [ the eradi- [illegible] are totally [illegible] Sailesi [ rock-like [illegible] ]

तत्राऽऽदिमं योगमुपेत्य वीरोऽनन्तं परिस्फारयति स्ववीर्यम् ।
हत्वा च मोहावरणान्तरायान् सद्यो भवेत् केवलचित्प्रकाशः ॥ ११ ॥

૧૧. વીર આત્મા ધર્મસંન્યાસ યોગ ઉપર આરૂઢ થઈ પોતાનું અનન્ત વીર્ય ફોરવે છે, તે મોહ, આવરણો અને અન્તરાયોને સમૂલ હણી નાંખે છે અને તત્કાલ કેવલજ્ઞાન પ્રાપ્ત કરે છે-પરમજ્યોતિર્મય પરમાત્મા બને છે.

11. Having attained the first [ i. e. Dharma-Sannyas ] Yoga, the soul manifests its infinite power; and having destroyed all the destructive karmas (Moha, Jnana-Darshana-avaranas and Antaraya) at once attains the absolute knowledge Kevala jnana, ( i. e. becomes the embodied God omniscient or omnipotent ).

परस्तवयोगोऽपि मनोवचोऽङ्ग-व्यापाररोधात् परिपूर्णरूपात् ।
भवादि मुक्त्या सह योजनेन योगो भवाम्भोनिधिरोध एषः ॥ १२ ॥

૧૨. યોગસંન્યાસ યોગ મન-વચન-કાયના વ્યાપારોના પૂર્ણ નિરોધરૂપ હોવાથી અયોગ છે, અર્થાત્ યોગરહિત (નિર્વ્યાપાર) છે; છતાં મુક્તિ સાથે જોડી આપનાર આત્માના અન્તિમ પ્રયત્નરૂપ હોવાથી તે યોગ છે, એ, ભવસાગરનો તટ છે. ( એ અન્તિમ [ સાકાર ] જિન્દગીના છેલ્લા ક્ષણનો છેલ્લો યોગ છે, જે, મન-વચન-કાયના યોગોના નિરોધરૂપ હોવાથી અયોગ છે, એ જ માટે એ અન્તિમ સ્થિતિના અન્તિમ ગુણસ્થાનને 'અયોગી' કહેવામાં આવ્યું છે.)

12. The second Yoga, i. e. Yoga-Sannyasa is not any meditation, but it is such a state or an effort where all the functions of mind, speech and body are stopped in every way. So it is Ayoga on account of the stopping of all movements inner or outer It is also called Yoga, because it joins the Yogi with the state of Absolute Freedom. This Yoga is the shore of the ocean of worldly existence.

योगं समेतस्तदकर्मकीभवन् मोक्षं प्रयातीह विमुच्य देहात् ।
सार्वज्ञ्यलाभावसरेऽवशिष्टकर्माणि हन्ति क्षणतो यदेषः ॥ १३ ॥

૧૩. યોગસંન્યાસ ઉપર પહોંચી એ યોગના બળે આત્મા તત્કાળ સર્વ કર્મોથી રહિત થઇ અને દેહથી વિમુક્ત થઇ મોક્ષ પ્રાપ્ત કરે છે. કેમ કે 'કેવલજ્ઞાન' પ્રાપ્ત કરતાં જે કર્મો ( અઘાતી ) શેષ રહ્યાં હતાં તે બધાંનો તે યોગસંન્યાસ ક્ષણવારમાં વિનાશ કરી નાંખે છે.

13. This Yoga is acquired at the last moment of life by the Omniscient. By means of this Yoga, being in a moment destitute of all Karmas and relieved from the body, the soul attains absolute freedom. Because the Karmic forces, which remain at the time of the attainment of Omniscience (Kevalajnana), are completely destroyed in a moment under this Yoga.

ऊर्ध्वं यथाऽलाबुफलं जलेऽधःस्थितं समागच्छति लेपनाशे ।
ऊर्ध्वं तथा गच्छति सर्वकर्मलेपप्रणाशात् परिशुद्ध आत्मा ॥ १४ ॥

૧૪. જેમ, પાણીમાં નીચે રહેલી માટીના લેપવાળી તુંબડી તેના ઉપરનો માટીનો લેપ સઘળો નિકળી જતાં એકદમ ઉપર આવે છે, તેમ કર્મના લેપ તમામ નિકળી જતાં પૂર્ણ શુદ્ધ આત્મા ઊર્ધ્વ ગતિ કરે છે.

14. As the gourd which on account of its dirt stands firm at the bottom of water, floats on the water when the dirt with which it is besmeared is cleared off, so the perfectly purified soul goes up when the plastering of moral impurity of all Karmic forces is destroyed.

अयं स्वभावोऽपि सतां मतो यत् सद्यो व्रजेदूर्ध्वमकर्मकोऽसन् ।
ऊर्ध्वं प्रगच्छन्नवतिष्ठतेऽसौ क्षणेन लोकाग्रपदे परात्मा ॥ १५ ॥

૧૫ સર્વ કર્મોથી રહિત થતાંની સાથે જ આત્માનું ઊર્ધ્વગમન થાય છે એવો એનો સ્વભાવ પણ છે. સર્વકર્મવિનિર્મુક્ત પરમ વિશુદ્ધ પરમ જ્યોતિર્મય પરમ આત્મા ઉપર જતો ક્ષણમાત્રમાં લોકના અગ્ર ભાગે અવસ્થિત થાય છે.

15. It is the nature of the soul to go up when it is free from all Karmic forces. The ascending Supreme Soul at once reaches and abides in the topmost part of Loka.

ततोऽध आयाति न गौरवस्याऽभावान्न चाग्रेऽप्यनुपग्रहत्वात् ।
प्रयोक्त्रभावान्न च तिर्यगेति लोकाग्र एव स्थितिमान् भवेत् तत् ॥ १६ ॥

૧૬. ત્યાંથી (લોકાગ્રભાગથી) તે નીચે ન આવે, કેમકે તેમાં ગુરુત્વ નથી. ત્યાંથી વળી આગળ ન જાય, કેમકે ગતિમાં ઉપકારક તત્ત્વ 'ધર્માસ્તિકાય' ત્યાંથી આગળ નથી. કોઈ પ્રેરક ન હોવાથી તિર્યક્ (તિરછી) ગતિ પણ તેની ન થાય. અતઃ લોકના અગ્ર ભાગ પર જ તે સ્થિત થાય છે.

16. The superior spirit does not descend from this plane owing to the absence of heaviness or weight; it does not ascend higher for want of motion-facilitating Dravya there; it does not move *sideways in an oblique direction* because of the absence of any propelling force there; consequently its proper abode is at the top of the world ("લોક").

महेश्वरास्ते परमेश्वरास्ते स्वयम्भुवस्ते पुरुषोत्तमास्ते ।
पितामहास्ते परमेष्ठिनस्ते तथागतास्ते सुगताः शिवास्ते ॥ १७ ॥

૧૭. તે (પરમ મુક્ત આત્મા) મહેશ્વર છે, પરમેશ્વર છે, સ્વયંભૂ છે, પુરુષોત્તમ છે, પિતામહ છે. પરમેષ્ઠી છે, તથાગત છે, સુગત છે અને શિવ છે.

17. These prefect Souls are Maheshvaras, Parameshvaras, Svayambhus, Purushottamas, Pitāmahas, Parameshthis, Tathāgatas, Sugatas and Shivas.

स ईश्वरो हे बहुभागधेयाः ! भूयाद् भवन्मानस–राजहंसः !
असौ सुपन्थाः परमात्मलाभे महत्त्वपूर्णः परिवेदितव्यः       ॥ १८ ॥

१८. હે ભાગ્યશાલી સજ્જનો ! એ ઇશ્વર તમારા માનસનો રાજહંસ બનો ! એમ બનવું અર્થાત્ આપણા મન ઉપર ઈશ્વરનું વિરાજમાન થવું એ પરમાત્મપદને મેળવવા માટેનો માર્ગ છે, એવો માર્ગ કે જેના વિના પરમાત્મપદની પ્રાપ્તિ બીજી કોઈ રીતે શક્ય જ નથી. (આ શ્લોકમાં 'રાજહંસ' શબ્દ છે, એ આખા શબ્દનો અર્થ વિશિષ્ટ હંસ થાય છે. પણ એ શબ્દમાંનાં બે પદો 'રાજ' અને 'હંસ'ને જુદાં પાડીને અર્થ કરીએ તો 'રાજન્'નો અર્થ ચન્દ્ર અને 'હંસ'નો અર્થ સૂર્ય પણ થાય. આમ 'રાજહંસ' શબ્દમાંથી ચન્દ્ર અને સૂર્યનો અર્થ પણ નિકળે છે. અને તે અર્થ આમ ઘટાવી શકાયઃ ભગવાન તમારા મનને આહ્લાદિત કરવામાં ચન્દ્ર સમાન અને પ્રકાશિત કરવામાં સૂર્ય સમાન બનો !)

18. O good lucky persons ! let this divine Lord be seated as a swan on your मानस (heart) [ as a swan is seated on the lake Maanasa ]; or let Him enlighten or enrapture your heart like the sun or the moon. Keep this constantly before your mind that this is the essential means for the attainment of the Supreme Spirit (Godhood ). [ The word 'राजहंस' in this verse means a swan; and its one part 'राज' and the other हंस' taken separately has a meaning of the moon and the sun respectively. ]

आलम्बनं भवति दारुतमीदृशान्नाऽऽ-
  पतितनितान्ति भवेदिति को न वेत्ति ?
आलम्बन म [illegible]
  [illegible]        ॥ १९ ॥

૧૯. જેવું આલમ્બન હોય તેવી પોતાના આત્મામાં છાપ પડે છે. પરમનિર્મલ વીતરાગ પરમાત્માનું આલમ્બન જો સ્વીકારીએ, તો પછી બીજા કશાની અપેક્ષા રહે ખરી ?

19. It is within the cognizance of all that the soul takes within itself the form or impressions of the objects meditated upon. What desires remain [ unsatisfied ] when परमेश्वर-परमात्मा (the perfectly dispassionate or unsullied soul-Supreme Spirit-God) is resorted to ?

इति
अध्यात्मतत्त्वालोके
योगश्रेणी नाम सप्तम-प्रकरणम् ।

## प्रकरणम्–८

अन्तिम उद्गारः ।

[ श्लोकसंख्या ५१ ]

अनन्तशक्तिं दधदेष चेतनः प्रवेदितुं तं यतते महोदयः।
प्रकाशितेऽस्मिन् सकलं प्रकाशतेऽप्रकाशितेऽस्मिन् सकलं तमोमयम् ॥१॥

૧. આ ચૈતન્યસ્વરૂપ આત્મા અનન્તશક્તિવાળો છે. ભાગ્યવાન્ એને જાણવાનો, ઓળખવાનો પ્રયત્ન કરે છે. એ પ્રકાશિત થતાં બધું પ્રકાશે છે અને એ પ્રકાશિત નથી ત્યાં સુધી બધું અન્ધકારમય: છે.

1. This soul is the repository of limitless powers. Only the fortunate endeavour to realize it. When this soul shines, all the objects are illumined, and when it does not, all the objects are enveloped in darkness.

[ When the soul gets enlightened, wrong, exaggerated and superstitious notions about things vanish. The things are then viewed and understood in their true perspective and the worth and importance of them is properly and correctly estimated.]

मोहप्रणाशेन च तत्प्रकाशनं मोहप्रणाशोऽपि च तत्त्वचिन्तनात् ।
चिन्त्यं च कोऽहं भववास एष कः सुखासुखं किं किमिदं जगत् पुनः ।२॥

૨. એનું પ્રકાશન (આત્માનો પ્રકાશ) મોહના નાશ પર અવલંબે છે; અને મોહનો નાશ અપ્રમત્ત તત્ત્વચિન્તનથી સાધ્ય છે. ચિન્તનીય તત્ત્વ સ્વયં પોતે છે. હું કોણ? આ ભવવાસ શું અને કેમ? આ સુખ-દુઃખ શું? અને આ વિશ્વરચના શી? એનો શાન્ત ભાવે વિચાર કરવો એ તત્ત્વચિન્તન છે.

2. The soul shines when delusion or infatuation is totally destroyed. The destruction of delusion or infatuation results from the reflection of Truth [ Tattvas ]. One should think of, who I am, why this worldly existence or wandering in Samsāra is, what happiness and misery are and what this phenomenal expansion is.

तत्त्वावबोधप्रविकासहेतोर्यस्य स्वभावो न विचारणायाः ।
यातानुयातस्य पृथग्जनस्य न तस्य वैराग्यमुदेति साधु ॥ ३ ॥

૩. તત્ત્વચિન્તન એ જ્ઞાનપ્રકાશનો માર્ગ છે. જે ચિન્તનશીલ નથી તેને સાચું જ્ઞાન પ્રાપ્ત ન થવાથી તે ગતાનુગતિક પામર પ્રાણી સાચો વૈરાગ્ય પામી શકતો નથી.

3. True renunciation cannot find place in an ordinary man who is a mere Imitator and who is not inclined by temperament to reflections conducing to developing the knowledge of Truth.

न साधुवैराग्यविवर्जितस्येऽपवर्ग-मार्गे भवति प्रवेशः ।
अतश्च मानुष्यमनर्थकं स्याद् विचारमभ्यस्यतु तेन सम्यक् ॥ ४ ॥

૪. અને સાચા વૈરાગ્ય વગર અપવર્ગ-માર્ગમાં પ્રવેશ કેમ થાય? ફલતઃ મનુષ્યત્વ એળે જાય. માટે ચિન્તનશીલ થઇએ-ભાવનાશીલ બનીએ.

4. And no one can enter the path of Absolution without real renunciation. So one should be devoted to high and good thinking so that human life might not be lived in vain

एकस्वभावा नहि सर्वलोका विचित्रकर्मानुगवृत्तिभाजः।
आयुष्य-धी-शक्तिविचित्रतायामर्हन्ति सर्वे नहि मार्गमेकम्    ॥ ५ ॥

५. દરેકના શરીરાદિ યોગો (શરીર, મન, બુદ્ધિ, સમજ, શક્તિ વગેરે) પોતાનાં ભિન્નભિન્ન કર્મ અનુસાર ભિન્નભિન્ન પ્રકારના છે. અતએવ બધા માણસો, બધા જીવો એક સ્વભાવના નથી, ન હોઈ શકે. દરેકમાં આયુષ્ય, બુદ્ધિ અને શક્તિની વિચિત્રરૂપતા છે અતએવ બધા એક માર્ગને લાયક ન હોય.

5. All people, individually, have differing thoughts, minds and bodies according to the varied Karmic energies to which they are subject. So all people do not possess the same or similar nature. Moreover there is diversity in age, intellect and power of each individual. It is not therefore proper to prescribe one line of conduct for all without discrimination.

समग्रसामग्र्यनुकूलता न सम्भवः सर्वशरीरभाजाम्।
भवन्ति सर्वे नहि तेन योग्याः सामान्यतो योगपथाधिरोहे    ॥ ६ ॥

૬. સમગ્ર સામગ્રીની અનુકૂલતા બધા પ્રાણીઓને નથી, અને ન હોય. અતએવ બધા જીવો સરખી રીતે યોગમાર્ગના અધિકારી ન હોય. યોગપથ પર ચડવામાં બધાની સરખી યોગ્યતા ન હોય. યોગપથ પર બધાં સરખી રીતે ન ચડી શકે.

6. It is not possible for all embodied beings to command equal facilities with regard to all competent means. So all do not ordinarily become equally fit to practise Yoga.

कुर्याद् यथाशक्ति तथापि नूनं कर्त्तव्यमात्मोन्नतिसाधनम् ।
शनैः शनैः सञ्चरणेऽपि मार्गे स्थानं चिरेणाप्युपलभ्यते हि ॥ ७ ॥

७. તો પણ દરેકે પોતાની શક્તિ અનુસાર આત્મોન્નતિના સાધનરૂપ કર્ત્તવ્ય જરૂર બજાવવું જોઇએ. ધીમે ધીમે પણ માર્ગ પર ચાલવાથી ઇષ્ટ સ્થલે, મોડા પણ જરૂર પહોંચી શકાય. [ચાલનારા બધાની કંઈ એક સરખી ચાલ નથી હોતી. કોઈની ચાલ તીવ્ર હોય, તો કોઈની મન્દ અને કોઈની મધ્યમ. ધીરે ચાલનાર પણ જો માર્ગ પર ચાલ્યા કરશે, તો મોડો પણ પોતાના સ્થાને જરૂર પહોંચશે.]

7. Yet one should indeed strive to exalt one's soul according to one's abilities. One, though moving slowly on the right path, reaches the goal surely even after a long time.

विमोहवातावरणाकुलेऽस्मिन्नशान्तिपूर्णे भव-चक्रवाले ।
अवाप्यते कर्मबलेन सर्वं सुदुर्लभत्वं पुनरात्म-भद्रम् ॥ ८ ॥

८. મોહમય વાતાવરણથી ભરેલા અને અશાન્તિપૂર્ણ એવા ભવ-ચક્રમાં કર્મના બળે બધું મેળવી શકાય છે, પણ આત્મકલ્યાણની સિદ્ધિ દુર્લભમાં દુર્લભ વસ્તુ છે.

8. In this ever-changing phenomenal world, which is full of illusive and disturbing atmosphere, everything phenomenal can be attained by activity; but the spiritual good, the most difficult of attainment, requires very great and strenuous efforts.

विनाशिनो रोगसमाकुलस्य तथा मलानां निलयस्य हेतोः ।
देहस्य को हन्त ! चरेदधर्ममामुष्मिकं शर्म निशुम्भितारम् ? ॥ ९ ॥

૯. આ શરીર રોગાકુલ છે, અશુચિનું ઘર છે અને અલ્પકાલમાં વિણસનાર છે; પછી એને માટે (એના મોહમાં પડી) પાપાચરણ કરવું અને પોતાનો પરલોક બગાડી મૂકવો, અર્થાત્ પોતાના ભાવી જીવનને દુઃખમય દુર્ગતિના ગર્તમાં પટકવું એ કેવી વાત!

9. For the sake of this body which is short-lived and which is a repository of diseases and an abode of impurities, who would commit unrighteous actions ( अधर्म ) which hurl down the doer into the abyss of misery in the next world?

चित्तस्य दोषानपनेतुमेव धर्मस्य शास्त्राणि नियोजितानि ।
कुर्यादतो हेतुत एव योग्यं क्रियाविधिं निर्मलभावनातः ॥ १० ॥

૧૦. ચિત્તના દોષોને દૂર કરવા માટે જ ધર્મશાસ્ત્રો રચવામાં આવ્યાં છે, માટે એ હેતુને ( ચિત્તના શુદ્ધીકરણના મુદ્દાને ) ધ્યાનમાં રાખીને નિર્મલ ભાવથી ધર્મસાધનની યોગ્ય ક્રિયાવિધિ બજાવવી યોગ્ય છે.

10. Religious scriptures have been propounded for the sake of the removal of mental impurities. So keeping this object in view, one should well perform the rituals with unsullied mind.

धर्मस्य तत्त्वं खलु चित्तशुद्धिस्तदर्थमेवाऽस्ति च कर्मकाण्डम् ।
यावन्मनः शुध्यति तावदंशे क्रियाविधिः सार्थकतां दधाति ॥ ११ ॥

૧૧. ચિત્તની શુદ્ધિ એ જ ધર્મનું તત્ત્વ છે, અર્થાત્ ચિત્તશુદ્ધિની સાધના એ જ ધર્મસાધના છે. સર્વ ક્રિયાકાંડ એને જ માટે છે. ક્રિયાથી મન જેટલે અંશે સુધરે તેટલે અંશે તે (ક્રિયા) સફલ થઈ ગણાય. ક્રિયાની સફલતાનું માપ ચિત્તશોધનના પ્રમાણ પર અંકાય છે.

11. Indeed the essence of Dharma is said to be purity of mind, for the sake of which alone religious rites are meant to be performed. The fruitfulness of the performance is achieved in proportion to purity of mind.

नानाप्रकारा अपि कर्मयोगाश्चित्तस्य शुद्धिं यदि साधयन्ति ।
सर्वेऽपि योग्या उपयोगिनस्ते तद्भेदमात्रात् कलहो न युक्तः ॥ १२ ॥

૧૨. ક્રિયાવિધિ નાનાવિધ છે; અને જો તે ચિત્તશુદ્ધિનું કામ બજાવતી હોય, ચિત્તશોધનમાં સહાયભૂત થતી હોય તો તે સઘળી ઉપયોગી ગણાય. ક્રિયાકાંડના ભેદમાત્રથી (ક્રિયાભેદો ઉપર, ક્રિયાકાંડ જુદાં જુદાં હોવા ઉપર) તકરાર કરવાની ન હોય.

12 Religious rites and ceremonies even though they differ (in different religions or in various differing off-shoots of the same religion) should be considered to be useful if they are leading to the purification of mind. It is not meet to quarrel over their diversities.

नानाविधः कर्मविधिः प्रणीतो विशुध्यर्थं मानस-शोधनाय ।
एकस्य साध्यस्य हि साधनानि बहूनि, कस्तत्र सतां विवादः ? ॥ १३ ॥

૧૩ ક્રિયામાર્ગ બહુવિધ છે, અને તે ચિત્તશોધનના ઉદ્દેશ માટે યોજાયેલ છે એમ સમજવું જોઈએ. એક સાધ્યનાં અનેક સાધનો નથી હોતાં શું ? પછી તેમાં (ક્રિયાભેદો માટે) વિવાદ શો ?

13 All differing religious rites and ceremonies have been propounded for achieving the purification of mind. And as there exist various differing means for one and the same end, their diversity should not be made a ground for dispute by thinking people.

उद्विग्नमन्तःकरणं यदीयं यथार्थरूपेण भव-प्रपञ्चात् ।
स्व-रक्षणे जागरितो भवेत् स कषायमारात् स्वसमग्रशक्त्या ॥ १४ ॥

૧૪ જેનું અન્તઃકરણ ભવ-પ્રપંચથી સાચે ઉદ્વિગ્ન થયું છે તેણે કષાયોના (કામ, ક્રોધ આદિ દોષોના) મારથી પોતાની રક્ષા માટે પૂર્ણ બળથી જાગતા રહેવું જોઇએ.

14 He who is really disgusted with the worldly expansion (Samsara), should be wakeful with all his might to protect himself from the onslaughts of passions.

मनोविजेता जगतो विजेता विश्वश्रियस्तच्चरणे लुठन्ति ।
न दुर्गतिर्नापि च दुर्भगत्वमन्यत्र खल्विन्द्रियदासभावात् ॥ १५ ॥

૧૫ જે મનનો વિજેતા છે તે જગતનો વિજેતા છે. તેનાં ચરણમાં બધી લક્ષ્મી આળોટે છે. ઇન્દ્રિયોના ગુલામ બનવું એ જ આત્માની દુર્ગતિ છે અને એ જ એનું દૌર્ભાગ્ય છે.

15 He who is the conqueror of his mind is the conqueror of the world. The riches of the world roll at his feet. The servitude to senses is the only way to degradation and misfortune.

दुर्वर्तनैर्मद्य विहारदम्भैः नाशं परं मानवमपि शरीरम् ।
निघ्नन्ति निःसत्त्वमनःप्रचाराः स्वजीवनं [illegible] ॥ १६ ॥

[illegible]

16 Those who destroy the virtue of Brahmacharya by their misbehaviour, not only ruin their body, but their fortune also. Such persons of a mind weak and fickle, heedlessly throw their life in terrible darkness.

शारीरमस्वास्थ्यमपासितुं स्वं ग्लानिं तथा मानसिकीं निहन्तुम् ।
यशश्च सम्पादयितुं प्रशस्तं ब्रह्मव्रतं नूनममोघशक्ति ॥ १७ ॥

૧૭ આરોગ્ય મેળવવા અથવા વધતા જતા શારીરિક અસ્વાસ્થ્યને અટકાવવા અને માનસિક ગ્લાનિને (માંદગીને) દૂર કરવા તથા સુકીર્તિના સંપાદન માટે બ્રહ્મચર્યની શક્તિ અમોઘ છે.

17 To attain physical health, to prevent growing physical deterioration, to dispel mental dejection and to acquir good fame, the observance of Brahmacharya is the most unfailing power.

दुःखानुशयस्य विघातनार्थमन्तः–प्रसादस्य च साधनार्थम् ।
साधुः सुशीलाचरणावलम्बो धैर्यप्रपूर्णेन मनोबलेन ॥ १८ ॥

૧૮ દુઃખના વળગાડને ખસેડવા અને આન્તરિક પ્રસન્નતા પ્રાપ્ત કરવા માટે ધૈર્યપૂર્ણ મનોબળથી સુશીલ આચરણને વળગી રહેવું બહુ સારું છે.

18 For the removal of unhappiness and for securing mental delight, it is necessary to adhere to morality with the present firmness of mind.

चिन्ताग्निचिताः सहसा मनुष्या दुःखं निजं कस्य पुरो निवेद्य ।
समीहमे शान्तिमुपेतुमङ्ग ! स्वयमसमर्थोऽस्मि निराश्रयी स्याः ! ॥ १९ ॥

૧૯ બધા માણસો પોતપોતાની ચિન્તામાં ડૂબેલા છે. કોની આગળ તું તારું દુઃખ રડી શાન્તિ મેળવવાનો હતો ? તું સ્વયં સમર્થ છે. તારી શક્તિનો ખ્યાલ કર ! અને સ્વાશ્રયી થા !

19 All men are overtaken by anxiety. Before whom do you wish to tell your sorrowful tale of misery for redress ? Depend upon yourself ! You are yourself possessed of requisite ability.

मार्गं गृहीत्वा स्वयमेव वक्रं शरीरभाजोऽसुखिनो भवन्ति ।
निष्कंटका मध्यम-पद्धतिस्तु सदा सदाचारपरायणत्वम्  ॥ २० ॥

૨૦ માણસો હાથે કરી અવળે માર્ગે ચડી જઈ દુઃખી થાય છે. નિષ્કંટક મધ્યમ માર્ગ તો ખરેખર સદાચરણ છે.

20 By deviating from the right path, embodied beings themselves invite misery. The thornless royal road to happiness is to live always a righteous life.

मन्दोऽपि बुद्ध्या यदि सच्चरित्रः पुण्यश्च धन्यश्च सुभागधेयः ।
बृहस्पतेरप्यधिकोऽपि बुद्ध्या विहीनकोटिर्न चरित्रवांश्चेत्  ॥ २१ ॥

૨૧ અલ્પબુદ્ધિ માણસ પણ જો સચ્ચરિત્ર હોય તો ભાગ્યશાળી છે, પુણ્યવાન્ અને ધન્ય છે; પરન્તુ, બુદ્ધિમાં બૃહસ્પતિને પણ ટપી જાય એવો પણ માણસ જો દુશ્ચરિત્ર હોય તો હીનકોટીનો છે—હલકી શ્રેણીનો છે.

21 A man of good character, even though he may be wanting in intellectual power, is pious, fortunate and blessed; while one of misconduct, though a rival to Brihaspati in his brilliancy of talent is of a low position or of a mean type.

सुखी दरिद्रोऽपि हि तोषभाक् तु दुःखी धरित्रीपतिरप्यतोषात् ।
युक्तोद्यमोऽन्तःपरितोषशाली शान्तं सुखं जीवति पुण्यबुद्धिः ॥ २२ ॥

૨૨ ગરીબ માણસ પણ સન્તોષધારણની સત્કળામાં કુશળ હોય તો સુખી છે, જ્યારે રાજા પણ અસન્તોષની જ્વાલામાં બળ્યા કરવાની પ્રકૃતિવાળો હોય તો દુઃખી છે. શાન્ત અને સુખી જીવન એ માણસ જીવે છે, જેની બુદ્ધિ પવિત્ર છે અને જે પોતાના હૃદયમાં સન્તોષને ધારણ કરવા સાથે યથાયોગ્ય ઉદ્યમશીલ રહે છે.

22 Even a poor man is happy on account of his contentment, while a king is unhappy by reason of his violent greed. He lives a happy and quiet life who is of sinless mind and who being possessed of the good virtue of contentment at heart, remains properly diligent in work.

मनः-प्रसादो हि सुखस्य लक्षणं तदप्रसादोऽसुख-लक्षणं तथा ।
सद्वर्तनं नाम सुखस्य तालिका तत्र स्ववीर्यं यत्नवन्नियोजयेत् ॥ २३ ॥

૨૩ માનસિક પ્રસાદ ( પ્રસન્નતા ) એ સુખ-અને એથી વિપરીત તે દુઃખ. સુખની ચાવી સદાચરણમાં છે, માટે એમાં (સદાચરણી બનવામાં, રહેવામાં) પોતાની શક્તિને ખૂબ લગાવવી ઘટે

23 The comfort or cheerfulness of mind and the uneasiness of it are the characteristics of happiness and misery respectively. The only key to happiness is good conduct, to which therefore one should adhere with all his vigour.

उत्सेकफुल्लीभवितुं न युक्तं जना यदि त्वां समभिष्टुवीरन् ।
सत्कार-निन्दे खलु सान्ध्यरागचले विचित्रो हि जगत्स्वभावः ॥ २४ ॥

૨૪ લોકો તારી પ્રશંસા કરે, એથી તારે અભિમાનથી ફૂલી જવું ન જોઈએ. સત્કાર અને તિરસ્કાર ( નિન્દા અને સ્તુતિ ) સન્ધ્યાના રંગ જેવા ચંચળ છે. જગતનો સ્વભાવ વિચિત્ર છે. [ પોતાની અપૂર્ણતાને જોતો અન્તર્મુખદૃષ્ટિવાળો સજ્જન એ અપૂર્ણતાને દૂર કરવામાં અને આત્મ-વિકાસમાં આગળ વધવામાં પ્રયત્નશીલ રહે. માન-સન્માન અને સ્તુતિ-પ્રશંસાના ભપકા એને વસમા લાગે. એને ( પોતાની ) સ્તુતિ ન ગમે, પણ સ્તુત્ય( સત્ )કાર્ય કરવાનું ગમે.]

24 It is not proper for you to boast or to be puffed up with pride, if some eulogize you. Honour and dishonour are fleeting as the colours of evening. The nature of the world is indeed strange.

शक्यो भवेन्नेत्र परोपकारः परापकारे तु कदापि न स्यात् ।
धर्मक्रियायां यदि न प्रवृत्तिर्नाधर्मकर्माचरणं तु कुर्यात् ॥ २५ ॥

૨૫ પરોપકારી ન થઈ શકાય તો નહિ, પણ પરાપકારી તો ન જ થવું: આપણાથી બીજાનું ભલું ન થાય તો નહિ, પણ બીજાનું બુરું ન કરવું. ધાર્મિક ક્રિયામાં પ્રવૃત્તિ ન થાય તો નહિ, પણ અધર્મનું આચરણ ન કરવું.

25 Even though a man cannot oblige others, yet he at least should not do nor tend to do ill to others. Similarly, even though a person cannot perform religious rites or ceremonies, yet he should at least refrain from commiting unrighteous deeds.

हिंसादिकं पापमिति प्रसिद्धं तदाचरेन्नैव जनः कदाचित् ।
संसाधितं तच्चरितेन तेन कल्याणमात्मीयमसंशयं तत् ॥ २६ ॥

૨૬ હિંસા, જૂઠ વગેરે પાપ છે-પાપ તરીકે દુનિયામાં જાણીતાં છે.

માણસ એને ન આચરે, તો એટલા સદાચરણથી પણ એના આત્માની કલ્યાણસિદ્ધિ નિશ્ચિત છે.

26 Violence (injury), falsehood and three others are well-known sins. If a person refrains from them, he is sure to accomplish his spiritual welfare even on the strength of such abstention alone.

[The three others are theft, unchastity and excessive greed.]

न्यायानुकूला व्यवहारवृत्तिरौचित्यतः संयमनं च यस्य ।
स जीवनं स्वं सुखितं करोति मोक्षाय कल्पेत च विश्वबन्धुः ॥ २७ ॥

૨૭ જે મનુષ્યમાં પ્રામાણિકતા, વ્યવહારશુદ્ધિ અને ઉચિત સંયમ છે તે પોતાની જાતને સુખી બનાવે છે; અને તે સજ્જન મહાશય વિશ્વબન્ધુત્વની ભાવનાને પોષી મોક્ષ મેળવવાને યોગ્ય બને છે; એ ભાવનાને પોતાના જીવનમાં જેમ જેમ વધુ પોષે છે, તેમ તેમ પોતાને મોક્ષસમીપ વધુ ને વધુ લઈ જાય છે

27 He who is just and honest in his dealings and is possessed of proper restraint, makes his life happy, and being a universal friend he becomes fit for Moksha.

प्रारम्भ आध्यात्मिक-जीवनस्य संजायते न्यायपरायणत्वात् ।
मार्गानुसारित्वगुणेषु विज्ञैरादौ समस्थापि गुणः स एव ॥ २८ ॥

૨૮ આધ્યાત્મિક જીવન ન્યાય-નીતિના પાલનથી શરૂ થાય છે. ધર્માચાર્યોએ પણ " માર્ગાનુસારી " ગુણોમાં ન્યાયપાલન (નીતિમત્તા)ના ગુણને પહેલો મૂક્યો છે. એ ગુણથી જ માર્ગાનુસારી જીવનનો પ્રારંભ થાય છે.

28 Spiritual life begins with honesty to which the wise have given the first place among the virtues enjoined to be practised by persons wishing to walk along the right path leading to Moksha.

अश्रद्दधानोऽपि परोक्षभावान् जिज्ञासुबुद्धिर्गुणरागधारी ।
भवेत् सदाचारपरायणश्चेत् कल्याणभूमिं नियमेन गामी ॥ २९ ॥

૨૯ માની લ્યો કે એક માણસ એવો છે કે તેને આત્મા, પુનર્જન્મ આદિ પરોક્ષ બાબતોમાં શ્રદ્ધા બેસતી નથી, એની બુદ્ધિમાં એ તત્ત્વો ઉતરતાં નથી, છતાં એ તે જિજ્ઞાસુ છે, ગુણાનુરાગી છે અને સદાચરણ-પરાયણ છે, તો જરૂર કલ્યાણભાજન છે એમાં શક નથી.

29 Even a person who has no faith in the existence of things imperceptible to senses [Paroksha Tattvas such as soul, rebirth etc.] will surely be blessed with what is ordinarily called spiritual well-being, if he is curious to know the right line of conduct, is an admirer of the virtues of others and is intent upon observing a virtuous life.

दौर्जन्ययोगो यदि चाऽऽस्तिकत्वे तदास्तिकत्वं खलु नाममात्रम् ।
दौर्जन्ययुक्ताद् वरमास्तिकत्वात् सौजन्ययुक्तं बहु नास्तिकत्वम् ॥ ३० ॥

૩૦ આસ્તિકમાં પણ જો દુર્જનતા ભરેલી હોય તો તે આસ્તિકતા નામમાત્ર છે. દૌર્જન્યયુક્ત આસ્તિકતા કરતાં સૌજન્યયુક્ત નાસ્તિકતા ઘણે દરજ્જે સારી છે. ( સદાચારવિહીન ઇશ્વરવાદી કરતાં સદાચારસમ્પન્ન નિરીશ્વરવાદી ઘણે દરજ્જે ઊંચો છે. )

30 That avowed theism is only nominal which is accompanied by persistent wicked conduct. Atheism accompanied by meritorious conduct is far better than avowed theism conjoined with such wicked conduct. [Theism and persistent wicked conduct are incompatible. ]

न सम्प्रदायान्तरकारणेन कुर्यान्मनः संकुचितं परत्र।
सर्वे हि भक्ताः परमेश्वरस्य परस्परं बान्धवतां भजेयुः ॥ ३१ ॥

૩૧ ધર્મભેદના કારણે, અર્થાત્ સમ્પ્રદાયભેદના કારણને લઇ બીજા ઉપર સંકુચિત મન રાખવું (સાંકડા મનના થવું) યોગ્ય નથી. બધા પરમેશ્વરના ભક્ત છે એમ સમજી બધાએ અરસપરસ ભ્રાતૃભાવની વૃત્તિ રાખવી જોઇએ-કેળવવી જોઇએ (માન્યતાઓ અને કર્મકાંડોની જુદાઇઓ જો સદાચરણ-નીતિને બાધકરૂપ ન હોય તો તે જુદા જુદા ધર્મો વચ્ચે બખેડારૂપ ન થવી જોઇએ.)

31 One should not be provincial to others owing to their following another sect or religion. As all are devoted to God, we should cherish brotherly attitude to one another.

[Differences in beliefs and rituals, if they do not go counter to the universally accepted rules of good conduct, should not be made an occasion for sowing dissensions among various religious sects.]

न निश्चितं किञ्चन कर्मकाण्डं न निश्चितं कञ्चन सम्प्रदायम् ।
मोक्षस्य लाभाय वदन्ति सन्तस्तत्प्राप्तिमूलं तु समत्व एव ॥ ३२ ॥

૩૨ મોક્ષની પ્રાપ્તિ માટે ન કોઇ ખાસ 'કર્મકાંડ' ચોક્કસ કરેલ છે, તેમ જ ન કોઇ ખાસ 'સમ્પ્રદાય' ચોક્કસ કરેલ છે. મોક્ષપ્રાપ્તિનું મૂળ વાસ્તવમાં સમભાવમાં (કામ, ક્રોધ આદિ દોષોને દૂર કરી ચિત્તની શુદ્ધિ કરવામાં) રહેલું છે, એમ જ્ઞાનીઓ ફરમાવે છે.

32 Attainment of Absolution is confined neither to some special mode of rites or ceremonies nor to some special sect holding particular doctrines, but it has its root in spiritual tranquillity or equanimity only This is the preaching of the saintly personages.

कषायनिर्घातनकर्मशीलाश्चारित्रसंशोधनदत्तचित्ताः ।
महाशयाः क्वापि हि सम्प्रदाये निःसंशयं मोक्षमवाप्नुवन्ति ॥ ॥ ३३ ॥

૩૩ કષાયોને (કામ, ક્રોધ આદિ દોષોને) હણવાના કાર્યમાં જેઓ ઉદ્યમશીલ છે અને ચારિત્રશોધનમાં દત્તચિત્ત છે તે મહાનુભાવો કોઇ પણ સમ્પ્રદાયમાંના હોય, અવશ્ય મોક્ષને પ્રાપ્ત કરે છે.

33 Persons belonging to any sect or religion, if they persevere in annihilating their passions and are devoted to purifying their conduct, will undoubtedly obtain final Emancipation.

धर्मस्य तत्त्वं परमार्थभूतं वदन्ति सर्वे समभाववृत्तिम्।
यतेत यस्तत्र शिवं स गामी युक्तं न धर्मान्तर-वैमनस्यम् ॥ ३४ ॥

૩૪ ધર્મનું વાસ્તવિક તત્ત્વ સમભાવવૃત્તિમાં છે, અર્થાત્ હિંસા આદિ બુરાઇઓ અને ક્રોધાદિ દોષોને દૂર કરવના અભ્યાસમાં રહેલું છે, એમ સર્વ સન્તોનો ઉપદેશ છે. એ સાધનામાં જે કોઈ સમ્પ્રદાયનો માણસ પ્રયત્નશીલ થશે તે મોક્ષને જરૂર પ્રાપ્ત કરશે. અતઃ અન્ય ધર્મો તરફ વૈમનસ્ય રાખવું (અને તે પણ દાર્શનિક મન્તવ્યો અને ક્રિયાકાંડોના ભેદના કારણે) યોગ્ય નથી એ સમજવું સુગમ છે.

34 The real or essential feature of Dharma is unanimously acknowledged to be spiritual tranquillity. He, who strives for it, will be liberated. So it is improper to be adverse to other sects (simply because they hold different doctrines and observe different rituals).

ज्ञानस्य शाखा भुवि भिन्नभिन्नाश्चारित्र-तत्त्वं पुनरेकमेव ।
तदेव च ज्ञान-फलं विधेयं न धर्मभेदे विषमाग्रहः स्यात् ॥ ३५ ॥

૩૫ જગત્‌માં જ્ઞાનની શાખાઓ તો ભિન્નભિન્ન છે, પણ ચારિત્રનું તત્ત્વ તો સર્વત્ર એક જ પ્રકારનું સ્વીકારાયેલ છે. અને એ જ (ચારિત્ર), જ્ઞાનનું ફળ છે, એ જ, જ્ઞાનવડે મેળવવાનું છે, એ જ, જ્ઞાનનો સાર છે અને એ જ કર્તવ્ય છે. જે મુદ્દાની વાત છે તેમાં બધાનો એક સરખો ઝોક છે. પછી અન્ય ધર્મો તરફ વિષમભાવ રાખવો કેમ યોગ્ય ગણાય? (અન્ય ધર્મોમાંની અયોગ્ય જણાતી બાબતોનો શિષ્ટ રીતે પ્રતિવાદ કરવા છતાંય તે સંસ્થાઓ તરફ આદરભાવ તથા ઉદારભાવ રાખવો જોઈએ. પાડોશીની દૃષ્ટિએ ધર્મોએ અરસપરસ મીઠી દૃષ્ટિ અને શિષ્ટ વ્યવહાર રાખવા જોઈએ. સમાજ—સ્વાસ્થ્ય અને જીવન–સાધન માટે આ વસ્તુ જરૂરી છે.)

35 There are various systems of philosophy, but the fundamental underlying principle in all these is one and the same and that is good character; and this is the necessary consequence of right knowledge. So it is improper to have a hostile attitude towards other sects (that differ from us in beliefs and rituals which, rightly understood, do not form part of the essential feature of Dharma or good character)

बुध्येत साम्येन परो न रोषाद् वैरेण वैरं समुपैति वृद्धिम् ।
बलान्युप प्रेम जगत्यशेषे परप्रबोधेऽपि च सूपयोगि ॥ ३६ ॥

૩૬ સભ્યતાના માર્ગે બીજાને કદાચ સમજાવી શકાશે, પણ રોષથી નહિ સમજાવી શકાય. વિરોધથી તો વિરોધ વધ્યે જાય છે. જગત્‌માં દરેક જાતનાં બળો કરતાં પ્રેમનું (વિશુદ્ધ પ્રેમનું) બળ ચડી જાય છે, અને બીજાને પ્રતિબોધ કરવામાં પણ તે સારું ઉપયોગી નિવડે છે.

36 If we want to teach or preach a right thing to others that can be done with courteousness and not with anger or impudence. Hostility is excited by hostility. In the whole world, love is a force that excels all other forces. Even in enlightening others it proves very useful and efficient.

आलोचनं दूषितवादिनस्याऽप्यरक्त-द्विष्टतया क्रियेत ।
शान्त-स्वभावा हि महानुभावाः सर्वत्र किं नाम मतान्तरेषु ? ॥ ३७ ॥

૩૭ કોઈ પુસ્તક, લેખ, શાસ્ત્ર કે માણસનું વક્તવ્ય દૂષિત જણાતું હોય તો તેની આલોચના, તેનું પ્રતિવિધાન પણ અરક્ત-દ્વિષ્ટપણે (માધ્યસ્થભાવે, સમદૃષ્ટિએ) કરી શકાય છે (સત્યનું પ્રતિપાદન કે અસત્યનું પ્રતિવિધાન કરવું એ તો યોગ્ય અને ઉપયોગી કાર્ય છે. વાત માત્ર એટલી છે કે એ પૂર્ણ સમભાવે અને શિષ્ટ પદ્ધતિથી થવું જોઈએ.) સજ્જનો સર્વત્ર સમભાવશીલ અને પ્રશાન્ત પ્રકૃતિના હોય છે. પછી અન્ય ધર્મો તરફ એમને વિષમભાવ હોય જ શાનો? (જગતના નાનાવિધ રંગો તરફ સમભાવે રહેવાનું છે, પછી આગ્રહ કિંવા મોહ કે અન્ય ધર્મો તરફ વિષમભાવ રાખવો ઘટે શું?)

37 Even the consideration or discussion, nay the refutation of unreasonable statements (made by others) may be carried on without predilections or prejudices. The high-minded are equanimous every-where and in all conditions, then what to say of their being equanimous toward other sects.

ससम्प्रदायोऽपि कषाययोगात् स्वजीवनं दुर्गतमातनोति ।
असम्प्रदायोऽपि कषायनाशात् कल्याण-धाम प्रवरं प्रयाति ॥ ३८ ॥

૩૮ ચુસ્ત સમ્પ્રદાયપૂજક માણસ પણ કષાયયોગે (ચાહે તે 'સમ્પ્રદાય'ને ખાતર કાં ન હોય) પોતાના જીવનની દુર્ગતિ કરે છે, જ્યારે સમ્પ્રદાય વગરનો માણસ પણ (કોઈ પણ મઝહબનો અનુયાયી ન હોવા છતાં) કષાયવિનાશના પરિણામે પોતાના આત્માને ઉચ્ચ પદ પર પહોંચાડે છે—પરમ કલ્યાણધામ પ્રાપ્ત કરે છે.

38 A person, even though he is scrupulously orthodox in holding doctrines and following the rituals of his own persuasion,

*degrades his life through object submission to passions (कषाया:);* while an unorthodox person who destroys his passions, in spite of his not following any particular sect, secures the supreme blessing of his soul.

भवन्ति शूद्रा अपि सच्चरित्रा भवन्ति विप्रा अपि दुश्चरित्राः ।
न कोऽपि मान्यः खलु जातिमात्राद् गुणा हि पूज्या गुणिनां भवन्ति ॥३९॥

૩૯ શૂદ્રો પણ ચારિત્રસમ્પન્ન હોય છે, અને બ્રાહ્મણો પણ દુશ્ચરિત્ર હોય છે. જાતિમાત્રથી કોઈ મોટો કે માનનીય નથી અર્થાત્ જાતિમાત્રથી કોઈ ઉચ્ચ કે નીચ નથી. ગુણી જનના ગુણોની જ પૂજા છે. [ ગુણોની પૂજ્યતાને લીધેજ ગુણી પૂજ્ય અને પ્રતિષ્ઠિત બને છે-પછી તે કોઇ પણ માણસમાં હોય. ગુણ કે ચારિત્રનો કોઇએ ( કોઈ જાતિ, દેશ, કુલ કે વંશે ) ઇજારો રાખ્યો નથી. જ્યાં તે ઝળકે છે તે ગૌરવ-ધામ બને છે. ]

39. Even among the Shudras ( generally considered to be low-born ) are persons who have good character and conduct, while even among the Brahmanas ( generally considered to be high-born) are persons who are of depraved character and bad conduct. None can be considered superior or inferior or worthy or unworthy of respect simply on account of one's ( high or low ) birth or caste. Really speaking, it is the virtues that are the object of reverence.

जैनो भवेदिन्द्रियनिर्जयेन स्याद् ब्राह्मणो ब्रह्मविकासनेन ।
क्षत्रः क्षतात् त्रायत इत्यधीतमात्मार्थसिद्धौ मननान्मनुष्यः ॥ ४० ॥

૪૦ ઇન્દ્રિયોને જીતવાથી જૈન થાય. બ્રહ્મ ( આત્મતત્ત્વ ) ને વિકસાવવાથી બ્રાહ્મણ થાય. ત્રસ્ત, પીડિત, બયાર્ત્તને રક્ષવાથી ક્ષત્રિય થાય. અને આત્મ-કલ્યાણની સિદ્ધિનું મનન કરવાથી મનુષ્ય થાય.

40. One becomes a Jaina (*follower of Jina-the Victorious*) by control over the senses; a Brahmana, *through the elevation and evolution of Brahma* (*meaning the soul*); a Kshatriya, by protecting the frightened or the distressed from danger and afflictions; and a Manushya, by thinking about the fulfilment of spiritual welfare.

ध्येयं विचार्यं नर-जीवनस्य विधाय तत्सारतयाऽर्थकामौ ।
मत्वा स्थिरः सच्चरिते सुमेधाः सम्पादयेदन्यहितोद्यतं स्वम् ॥ ४१ ॥

૪૧ મનુષ્યજીવનનું ધ્યેય શું એ વિચારવું બહુ અગત્યનું છે. અર્થ અને કામ એ જીવનનો સાર નથી એ સમજી જવું જોઈએ. સચ્ચરિત્રમાં સ્થિર થઈ અન્યના હિતસાધનમાં ( પરોપકારપ્રવૃત્તિમાં ) યથાશક્તિ ઉદ્યુક્ત થવું એ જ જીવનનો સાર છે.

41. The aim of human *life* should be considered and *rightly* determined. *Wealth* and *sense-enjoyment* [ *Artha* and *Kama* ] are not its ultimate ideals. *Being steady in good conduct* one should make oneself *useful* and *beneficent* to others.

स्वर्गोऽपि दुःखालय आमयाविनो निरामयः पर्णगृहेऽपि खेलति ।
आरोग्यमुच्चैः पुरुषार्थसाधनं तद्रक्षणं संयमतः सुसम्भवम् ॥ ४२ ॥

૪૨ રોગાર્ત્તને સ્વર્ગ પણ ( સ્વર્ગસમું સ્થાન પણ ) દુઃખનું ઘર છે, જ્યારે આરોગ્યસમ્પન્ન મનુષ્ય પર્ણકુટીમાં-દરિદ્ર ઝૂંપડામાં પણ લહેર કરે છે. નિઃસન્દેહ, આરોગ્ય પુરુષાર્થસિદ્ધિનું ઉત્તમ સાધન છે, અને તેનું રક્ષણ મુખ્યતયા સંયમ પર આધાર રાખે છે.

42 To the diseased even heaven is an abode of misery, while a healthy one sports gaily even in a cottage of leaves. Health is [illegible] be [illegible] a [illegible] and its acquisition and [illegible] depend upon self-restraint.

स्वच्छं जलं शुद्धसमीरणं च योग्या च भुक्तिस्तपनातपश्च ।
स्वच्छत्वपोषः श्रम-संयमौ चारोग्यस्य हेतोरुचिता च निद्रा ॥ ४३ ॥

૪૩ સ્વચ્છ જલ, શુદ્ધ હવા, સાત્ત્વિક ભોજન, સૂર્યનો તાપ સ્વચ્છતા, ઉચિત નિદ્રા અને યોગ્ય શ્રમ તથા સંયમ એ આરોગ્યને પ્રાપ્ત કરવાની સાધન-સામગ્રી છે.

43. Clear water, pure air, simple and wholesome [Sattrika] food, sunshine, cleanliness, proper sleep and proper labour (physical exertion) and self-restraint–these are the means essential for health.

प्रत्यूष-सम्प्रार्थनमीश्वरस्य कल्याणभूतं विदधीत नित्यम् ।
संस्मृत्य शय्या-समयेऽपि तं च प्रसन्नचेतःसहितः शयीत ॥ ४४ ॥

૪૪ પ્રાતઃકાલ પરમાત્માની પ્રાર્થના કલ્યાણરૂપ છે, પ્રતિદિન કરવી જોઇએ. અને રાતના સૂતી વખતે પણ એને યાદ કરી પ્રસન્ન ચિત્તે નિદ્રામગ્ન થઇએ.

44. Morning prayer sincerely offered to God encompasses welfare. So it should be daily offered. Even at bed-time, remember Him and go to sleep with joyful mind.

चक्रद्वितय्या शकटः प्रयाति यथा तथा ज्ञानचरित्रयुग्मात् ।
अस्माकमात्मा प्रगतिं करोति तन्निर्मलीकारपथोऽयमेव ॥ ४५ ॥

૪૫ શકટ જેમ બે પૈડાંથી ચાલે છે, તેમ આપણો આત્મા જ્ઞાન અને વર્તન એ બન્નેના સહયોગથી જ પ્રગતિ કરી શકે છે આત્માના નિર્મલીકરણનો પણ એ જ માર્ગ છે.

45. As a vehicle moves by the co-operation of two wheels, so our soul can be elevated by the co-operation of right knowledge and right conduct. This is the only way through which the soul becomes purified.

न दैववादाद् भव दीननेता विस्फोरयोत्साहितयात्मशक्तिम् ।
निहत्य विघ्नान् प्रतिपत्स्यसे त्वमाश्चर्यभूतं सफलत्वमिष्टम् ॥ ४६ ॥

૪૬ દૈવવાદી બની દીન ન થા ! ઉત્સાહથી તારી આત્મશક્તિને ફોરવ ! બધાં વિઘ્નોને વિદારી આશ્ચર્યભૂત અભીષ્ટ સફલતા તું પ્રાપ્ત કરીશ.

46. Do not be dejected and feel helpless by subscribing to fatalism ! Depend upon your own power and bring into play your own exertions with zeal. And you will surely obtain wonderful success removing all obstacles.

नवीनविज्ञानचमत्कृतानां न मोक्षशास्त्रेषु घृणा विधेया ।
चित्रप्रयोगा बहवो भवन्तु न युज्यतेऽध्यात्म-पथस्तु हातुम् ॥ ४७ ॥

૪૭ આધુનિક 'વિજ્ઞાન' થી ચમત્કૃત થઈ મોક્ષશાસ્ત્ર પર ઘૃણા કરવી ન ઘટે. ભલે અનેકાનેક આશ્ચર્યકારક વૈજ્ઞાનિક પ્રયોગો બહાર આવે, એથી આધ્યાત્મિક માર્ગની કિમ્મત ઘટી શકતી નથી, અને એ માર્ગ મૂકી દેવો પણ ન પાલવે. [ આધ્યાત્મિક માર્ગ જ એક માત્ર કલ્યાણભૂમિ છે. એ વગર, ભૌતિક વિકાસમાં મહાન્માં મહાન્ ઉન્નતિ કર્યા છતાં જીવનનું સ્થાયી કુશલ અશક્ય છે. ]

47. Those, who are wonderstruck at the miraculous discoveries of sciences as a result of experiments in the realm of Pudgala (matter), should not look askance at the scriptural teaching

about absolute freedom and the ways and means of achieving it. The various experiments may flourish, but the spiritual path should not be abandoned.

जडेऽप्यनन्ता सममानि शक्तिरेवं च चित्रप्रभवा भवेयुः ।
महत्य आविष्कृतयो जगत्यां न किन्तु युक्ता जडवाद-पूजा ॥ ४८ ॥

૪૮ જડ ( Matter ) માં પણ અનન્ત શક્તિ સ્વીકારાયેલી છે અતએવ એના બળ પર મહાન્ વિસ્મયોત્પાદક આવિષ્કારો નિકળવા સંભવિત છે, અને નિકળેલા તેમ જ નિકળતા આપણી સામે મોજૂદ છે, પણ એથી આધ્યાત્મિક માર્ગને અવગણી જડવાદના પૂજક બનવું યોગ્ય ન ગણાય.

48. Even the inanimate matter is acknowledged to possess endless ( infinite ) powers. So it is not a matter for surprise that various wonderful manifestations can be evolved out of matter by well-devised scientific (mechanical or chemical) experiments. But then it is not proper to be deluded or deceived into the worship of materialism ( to the exclusion of spiritualism ).

सीमा न सन्त्यपि चमत्कृतीनां भूमण्डले चेत् कुशलः प्रयोक्ता ।
परन्तु ताभिर्नहि कर्ममुक्तिर्यांऽन्यते शुष्यति नापि मोक्षः ॥ ४९ ॥

૪૯ કુશલ પ્રયોગ કરનારા હોય તો ભૂમંડલમાં ચમત્કારોની સીમા નથી. તેઓ અનેક અજાયબીભર્યા પ્રયોગો રજૂ કરી શકે છે. પરન્તુ એથી કર્મબંધનું રદ ન ખંડિત થાય તેમ નથી અને મોક્ષનો પ્રભાવ કમ થઈ શકે તેમ નથી.

49 If the scientist be clever, then there is no end to wonder-exciting material manifestations in this world, but that cannot negative the existence of the karmic forces ( operating upon

Thus I, possessed of a smattering of knowledge, have briefly described the above-mentioned subject regarding the spiritual knowledge (अध्यात्म) for developing my own heart. The good and sympathetic will [ I believe ] go through it. I shall think myself to have been more successful, if some one is enlightened thereby.

इति
अध्यात्मतत्त्वालोके
अन्तिम उद्गारो नाम अष्टम-प्रकरणम् ।

समाप्तश्च
अध्यात्मतत्त्वालोकः ।



संस्कृतपत्रम् ।

गीर्वाणवाणीग्रथितं सुवर्णमयं स्फुरद्भक्तिरसं त्वदीयम् ।
पत्रं पठित्वोपलभे स्म हर्षं व्यनज्मि तं सज्जन ! कैर्वचोभिः ? ॥ १ ॥

इंग्लीश-विद्या तव संस्कृतीयविद्यान्विताभूय दधाति शोभाम् ।
तथा यथा सुन्दरवक्त्रपद्मं मनोज्ञताम्बूलसमन्वितं सत् ॥ २ ॥

पाश्चात्यभाषाधिगमेऽपि रज्यते मनस्त्वदीयं विशदाऽऽर्यपद्धतौ ।
विवेकि शान्तं वहसे च जीवनं तदेतदस्तोकमुदे ममाऽऽत्मनः ॥ ३ ॥

न संशयः सुज्ञमते ! विधेयो जीवे पुनर्जन्मनि चोपपन्ने ।
वैचित्र्यमेतद्धि शरीरभाजां प्रमाणयत् ते अवबोधनीयम् ॥ ४ ॥

अराजकं विश्वमिदं हहा ! स्यान्निरम्बु-मीना इव देहिनः स्युः ।
घोरान्धकारः प्रसरीसृपाच्च जीवः पुनर्जन्म न चेद् भवेताम् ॥ ५ ॥

सत्येव जीवे पुरुषार्थवृत्तयः सत्येव जीवे च विकास-भावना ।
असत्यमुष्मिंस्तु विशृङ्खलीभवत् पतेज्जगत् कीदृगघो न कल्प्यते ॥६॥

विलोक्य शास्त्राणि सनातनानि विशुद्धचित्तेन महानुभाव !
शंका-पिशाचीमहितामपास्य दृष्टि-प्रकाशं विमलं लभेथाः ! ॥ ७ ॥

[ ता. १०-३-२६ ] -न्यायविजयः ।

અર્થ

૧ ગીર્વાણવાણીમાં ગૂંથેલ, સુવર્ણમય અને ભક્તિરસથી ઉલ્લસિત એવો તારો પત્ર વાંચી આનન્દ પામ્યો છું. એ આનન્દ કયા શબ્દોમાં વ્યક્ત કરું ?

૨ તારી અંગ્રેજી વિદ્યા સંસ્કૃત વિદ્યાથી સંયુક્ત થઈને એવી શોભે છે કે જેવું સુન્દર મુખ-કમળ સુન્દર તામ્બૂલથી સંયુક્ત થઇને શોભે.

૩ અંગ્રેજી ભાષામાં નૈપુણ્ય મેળવ્યા છતાં તારું મન શુદ્ધ આર્યપદ્ધતિનું પ્રેમી છે, અને શાન્ત તથા વિવેકી જીવનથી તું વિહરે છે એ બહુ હર્ષપ્રદ છે.

૪ હે સુજ્ઞબુદ્ધિ! આત્મા અને પુનર્જન્મ, જેમનું અસ્તિત્વ ઘટી શકે છે, તેમના વિષે સંશયાલુ બનવું ન જોઇએ. જગતના પ્રાણીઓમાં જે અનન્ત વૈચિત્ર્ય દેખાય છે, અનુભવાય છે તે તેમને (તે બન્ને તત્ત્વોને) પ્રમાણિત કરે છે. આ સાબિતીને સમજવાનો પ્રયત્ન કરીએ.

૫ આત્મા અને પુનર્જન્મ જો ન હોય તો ઓહ! વિશ્વ અરાજક જેવું બની જાય, જગતના પ્રાણીઓની દશા જળ વગરનાં માછલાં જેવી થઈ જાય અને દુનિયામાં ઘોર અન્ધકાર છવાઈ જાય!

૬ પુરુષાર્થસાધનનું વિસ્ફુરણ આત્માના અસ્તિત્વમાં છે, આત્માના અસ્તિત્વમાં જ વિકાસની ભાવના લહરવા પામે છે. આત્માનું અસ્તિત્વ ન હોય તો આ જગત્ નિર્મર્યાદ બની કેટલે નીચે જઇ પડે એ કલ્પી શકાતું નથી.

૭ મહાનુભાવ! શુદ્ધ ચિત્તથી સનાતન પવિત્ર શાસ્ત્રો પર મનન કરી જીવનને અહિતાવહ એવી શંકારૂપ પિશાચનીને તજી મૂકી નિર્મળ દૃષ્ટિ-પ્રકાશ પ્રાપ્ત કર!

# उपदेश–सारः

ईश्वरं श्रद्दधानस्य कर्मसिद्धान्तवेदिनः ।
मा भूद् ग्लानिवशं चेतस्तव दुःख उपस्थिते ॥ १ ॥

૧ જેને ઈશ્વરમાં શ્રદ્ધા હોય અને જે કર્મના સિદ્ધાન્તોને સમજતો હોય તે માણસ દુઃખના અવસરે ગ્લાનિવશ–વિષાદવશ ન થાય. તું એવો છે, માટે દુઃખ આવી પડતાં તારે શોકવિવશ થવુ ન જોઈએ. ( તેવા વખતે જ્ઞાન–શ્રદ્ધાના બળે પોતાના મનને સ્વસ્થ રાખવા પ્રયત્નશીલ થઈએ. )

अधीरो भव मा कष्टात् सत्पथं विजहीहि मा ।
नश्यदावरणो हीत्थं भविष्यसि सदा सुखी ॥ २ ॥

૨ કષ્ટ કે તકલીફની હાલતમાં અધીરો ન થા ! સન્માર્ગને ન છોડી દે ! સન્માર્ગ પર અડગ રહીશ તો તારાં અન્તરાયભૂત આવરણો ખસતાં જશે, અને એ ખસી જતાં તું હમેશાને માટે સુખી થઈશ.

त्यज मानस–दौर्बल्यं स्थिरीभव ! दृढीभव !
इहामुत्र सुखप्राप्त्यै चर ! सत्कर्म–वर्त्मना ॥ ३ ॥

૩. માનસિક દૌર્બલ્યને દૂર કર ! સ્થૈર્ય અને દૃઢતાને ધારણ કર ! આ જન્મમાં અને આગામી જન્મોમાં સુખ મેળવવા માટે–નિરન્તર સુખી થવા માટે સત્કર્મના માર્ગે ચાલ !

दौःस्थ्य मन्यता ज्ञानिना न ममादिकम् ।
विलोक्य मा मुहो मा च संकुचः सत्य–मार्गे ॥ ४ ॥

[ વિપત્તિ અને માનાપમાનના પ્રસંગ ધૈર્યની, સત્ત્વની કસોટી છે. જેમ વિપત્તિના વખતે, તેમ સ્તુતિ-નિન્દાના કે સત્કાર-તિરસ્કારના વખતે ધીરજ, શાન્તિ અને સમતા જાળવવામાં જીવનની ખરી સાધના છે એવા ક્ષોભકારક અને પ્રલોભક અવસરે જે ધીરજ અને શાન્તિ રાખી શકે છે અને સમતા જાળવી શકે છે તે સાત્ત્વિક વીર છે, અને વીરોચિત સહિષ્ણુતા અને સમતાના સમર્થ બળે એના આત્માનો ઉત્કર્ષ બહુ સારો સધાય છે. કસોટીના વખતે ધૈર્ય, શાન્તતા અને સમતાને ધારણ કરી આત્માને સ્વસ્થ રાખવો એ મોટો શુભંકર અને શ્રેયસ્કર તપ છે. ]

इति
श्रीग्रन्थकार-विरचितम्-
उपदेशसार-षोडशकम् ।
रचना-वि. संवत् १९८९

# अन्तर्वेदना ।

अपुण्यकर्माणि मयार्जितानि मया गते जन्मनि बालिशेन ।
फलानि तेषामधुनोदितानि शरण्यं धरे यद् भगवत्कृपाऽस्मी ॥ १ ॥

ममापराधाद् बहवः प्रसङ्गाः सन्ति स्म निर्बुद्धिविचक्षणत्वाः ।
यदा यदाऽऽयान्ति मम स्मृतिं ते तदा तदा ताम्यति मानसं मे ॥ २ ॥

सुखस्थितौ स्वस्थधियो भवन्ति विवेक-वार्ता च वदन्ति सर्वे ।
बुद्धः प्रबुद्धो धन्यवांस्तु सैव शास्यश्चरेद् योऽसुखसङ्गमेऽपि ॥ ३ ॥

दयानिधिस्त्वं जगदीश्वरोऽसि महामहोभासितविष्टपोऽसि ।
त्वत्पादलग्नस्य सुखीकृतौ मे दीनस्य हीनस्य विलम्बसे किम् ? ॥ ४ ॥

नमो नमस्ते विभवे स्वयम्भुवे वहस्ववश्यं भगवन् ! दयां मयि ।
पुनः पुनः पूरयसीप्सितानिमे त्वच्छ्रुवाग्विरुद्धं विहरे तथाप्यहम् ! ॥ ५ ॥

---

# मङ्गल-प्रार्थना ।

विश्वम्भराय विभवे करुणाकराय
विश्वप्रकाशमहसे परमेश्वराय ।
नाथामि ते भगवते प्रणिपत्य भक्त्या
शश्वत प्रसाद-सुभगं भवतान्मनो मे ! ॥

शुभं भूयात् ! सुखं भूयाद् ! वक्तुः श्रोतुः सुमेधसः ।
ग्रन्थितुः प्रकटीकर्तुर्द्रव्यदानकृतां तथा ॥

न्यायविजयः ।

(૧)

હે જ્યોતિર્મય ! હે મંગલમય ! વિશ્વપિતા ! વિશ્વંભર હે !
વિશ્વપ્રકાશક ! વિશ્વોદ્ધારક ! વિશ્વનાથ ! ત્રિદશેશ્વર હે !
પૂર્ણાનન્દમહોદય ! ભગવન્ ! વિશ્વહિતાવહ વત્સલ હે !
અમને આપ ! પ્રકાશ અને બળ સત્પથસંધક ઉજ્જવલ હે !

(૨)

આવ્યો તારે ચરણ—શરણે હું તને પાય લાગું,
મારા ક્લેશો અશુભ પણ હવે ના રહે એ જ માગું;
તું છે મોટો ત્રિભુવનધણી દીન—દુઃખી—દયાળુ,
માગું—છું હે પ્રભુ ! મુજ—મને સત્પથે નિત્ય ચાલું.

(૩)

અમારા સન્તાપો, ત્રિભુવનપતે ! કાપ ! સઘળા,
શમાવી દે ! શંભો ! અહિતકર અજ્ઞાન—ઝઘડા;
અમારાં ચિત્તોમાં વિમલ અજવાળું ભર પ્રભો !
બને જેના તેજે સુખમય સદા જીવન વિભો !

—ન્યાયવિજય

## પુસ્તક છપાવવામાં સહાયતા કરનાર સદ્‌ગૃહસ્થોની નામાવલી

૧૦૦૦ શેઠ હીરાચંદ ધરમશી, માંડલના રહીશ
૫૦૦ શ્રી સાગરના ઉપાશ્રય તરફથી હા. શેઠ અમૃતલાલ સુરજમલ પાટણ
૨૫૧ શેઠ કેશવલાલ મંગળચંદ સ્વ. ચીમનલાલના સ્મરણાર્થે ,,
૨૫૧ શેઠ રસીકલાલ નગીનદાસ સંઘવી, હા. બાઇ સુભદ્રા ,,
૨૦૧ શેઠ કેશવલાલ હીરાચંદ ,,
૨૦૧ શેઠ ભોગીલાલ રામચંદ ,,
૨૦૧ શેઠ રમણલાલ વૃજલાલ પરીખ ,,
૨૦૧ શેઠ મોતીલાલ ભવાનચંદ ,,
૨૦૧ શેઠ છોટાલાલ ભવાનચંદ ,,
૨૦૧ શેઠ કંચનલાલ વાડીલાલ ,,
૨૦૧ શેઠ મણીલાલ ચુનીલાલ કાગળીવાલા ,,
૨૦૦ શેઠ ભોગીલાલ લહેરચંદ ,,
૧૫૦ શેઠ નાનાલાલ મગનચંદ ,,
૧૨૫ શેઠ વસ્તુચંદ પાનાચંદ ,,
૧૦૧ શેઠ કાન્તીલાલ કેશવલાલ ,,
૧૦૧ શેઠ પોપટલાલ ભીખાચંદ ,,
૧૦૧ બાઇ ઇચ્છા શેઠ ચુનીલાલ હીરાચંદની વિધવા
હા. શેઠ મફતલાલ છોટાચંદ ,,
૧૦૧ શેઠ ચુનીલાલ ખેતાચંદ ટાપડીઆ ,,
૧૦૧ શેઠ મહાસુખભાઈ ચુનીલાલ ,,
૧૦૧ શેઠ હરિલાલ ઠરસનદાસ ,,
૧૦૧ શેઠ ઈશ્વરલાલ કસ્તુરચંદ ,,
૫૧ શેઠ સુંદરલાલ વાડીલાલ ,,
૫૧ શેઠ જેસીંગલાલ મોતીલાલ ,,
૫૧ જૈન [illegible] ઝવેરી ,,
૫૧ સ્વ [illegible] લાલ વસ્તુભાઈની વિધવા
હ [illegible]ભાઈ ,,